જેને કાજે એમણે જીવન ધર્યું
તે
નાનાં શરીરોમાં વસતા મહાન આત્માઓને—

સાંપડયું. આજે તેમનું ચરિત્ર લખતાં તેમના જીવનનાં વિવિધ પાસાંએ નજર સમક્ષ ખડાં થયાં.

વલ્લભીપુરનાં ખંડિયેરોમાં ઘૂમતા જિજ્ઞાસુ વિદ્યાર્થી, પરદેશ ખેડતા સાહસિક યુવાન, નૈરોબીના એડવોકેટ મિ. સ્ટીવન્સના શિસ્તપ્રેમી કલાર્ક, વઢવાણના બાહોશ વકીલ, દક્ષિણામૂર્તિ વિનયમંદિરના પ્રયોગકાર અધ્યાપક, બાલશિક્ષણના દ્રષ્ટા, બાલઅધ્યાપનમંદિરના આચાર્ય, નૂતન બાલશિક્ષણ સંઘના સ્થાપક, બાલસાહિત્યના આદ્ય સ્રષ્ટા, 'દક્ષિણામૂર્તિ' ત્રૈમાસિક અને 'શિક્ષણ પત્રિકા'ના સંપાદક, પ્રૌઢ શિક્ષણના પ્રથમ પ્રચારક, વાનરસેનાના સેનાની, કુશળ નટ, સમર્થ વાર્તાકાર, શોખીન પ્રવાસી, આદર્શ પ્રિય પતિ, વહાલસોયા પિતા, અનેકોના સન્મિત્ર સલાહકાર અને સદ્ગુરુ: એમ વિવિધ રૂપે, ટૂંકા જીવનકાળમાં પ્રકાશી ગયેલા ગિજુભાઈનું યથાર્થ દર્શન કરાવતું ચરિત્ર લખવાનું કામ એક રીતે આનંદજનક છતાં, બીજી રીતે કઠિન પણ લાગ્યું.

ગિજુભાઈનું સમગ્ર જીવન બાલશિક્ષણને સફળ બનાવવાના ધ્યેયને સમર્પિત થઈ ચૂકયું હતું. એટલે તેમની એ જીવન-સાધનાનું નિરૂપણ કરવું એ મુખ્ય હેતુ હતો. તેને માટેની વિપુલ સામગ્રી તૈયાર હતી. બાળપણની વાતો તેમણે પોતે તથા નિકટના મિત્રોએ લખેલી હતી; આફ્રિકાનાં સ્મરણોની નોંધ ગિજુભાઈએ કરેલી. તેમનો દક્ષિણામૂર્તિમાં પ્રવેશ, બાલમંદિરના પ્રથમ દિવસો, સ્નેહીજનોનાં સંસ્મરણો વગેરે હકીકતો મને મળી તે ઘણી ઉપયોગી નીવડી.

ગિજુભાઈનું ચરિત્રલેખન આગળ કહ્યું તેમ મારે માટે તો એક તર્પણરૂપ બન્યું છે. તેથી તેમાં ગુણ-સંકીર્તનનો ભાવ સવિશેષ જણાશે એ તદ્દન સ્વાભાવિક છે. જે વ્યક્તિની આપણે બહુ નજીક હોઈએ તેમના ગુણદોષનું તટસ્થ રીતે આકલન કરવું, તેમના જીવન અને

કાર્યના ગુણદોષ તપાસી સારાસાર યુક્ત નિરૂપણ કરવું, એ કઠિન કામ છે. ખાસ કરીને જે વ્યક્તિ પાસેથી જીવન વિષેની દૃષ્ટિ મળી હોય, ને તે કારણે જેના પ્રત્યેનો આદર લગભગ ભક્તિભાવ જેટલો દૃઢ થયો હોય, તેમને વિષે ઉપર્યુક્ત પૃથક્કરણ લગભગ અશક્ય છે.

ગિજુભાઈ જે વસ્તુની સિદ્ધિ અર્થે જીવન પર્યંત મથ્યા અને જેનું નિરંતર રટણ કર્યું, એ પોતાના પ્રિય જીવનકાર્યની ઉપાસના આ પુસ્તકને પાને પાને વ્યક્ત થતી વાચકને જણાશે તો મારો પ્રયત્ન સફળ થયો માનીશ.

આ કાર્યમાં અનેક મિત્રો અને મુરબ્બીઓની સતત સહાય મળી છે. તેમાં કોનું નામ લખવું ને કોનું નહિ? ગિજુભાઈના સૌ સ્વજનોએ માગી મદદ આપી તેથી આ કામ સરળતાથી ધાર્યા સમયમાં પૂરું થઈ શક્યું છે એટલું નોંધીને વિરમું છું.

રામવાડી, તરવડા
રેંટિયાબારશ, ૨૦૧૩ — રા૦
તા. ૨૧-૯-૫૭

# બાળકોના ગાંધી

આ જીવનકથા વાંચીને કોઈને પણ લાગ્યા વિના રહેશે નહિ કે તેઓ એક "બાળકોના ગાંધી"ની કથા વાંચી રહ્યા છે. ગાંધી-યુગમાં બાપુ ગાંધીની સાથે સાથે જુદા જુદા પ્રદેશોના અને જુદા જુદા વિષયોના ગાંધીઓ થઈ ગયા છે. સરહદના બળવાન પહાણોમાં અહિંસામંત્રને લોકપ્રિય બનાવનાર "સરહદના ગાંધી" ખાનસાહેબ અબદુલ ગફારખાનનો દાખલો સૌથી મશહૂર છે.

ગિજુભાઈને માટે "બાળકોના ગાંધી" એવા બોલ ભલે આપણા હોઠ ઉપર આજ પહેલાં આવ્યા નહિ હોય, આપણા હૈયામાં તો એ વિચાર રહેલો જ છે.

બાપુ ગાંધીએ જે જુસ્સાથી દેશમાં અને દુનિયામાં અહિંસા-ધર્મનો પ્રચાર કર્યો છે તે જ જુસ્સાથી ગિજુભાઈએ નિશાળોમાં અને ઘરોમાં અહિંસાધર્મનો ફેલાવો કર્યો છે. આજે આપણા નેતાઓને હાથે દેશનો કારભાર ચલાવવામાં ક્યારેક હિંસાનાં કૃત્યો થઈ જતાં હશે તોપણ તેઓ પોતાના મનમાં તે માટે શરમ અનુભવતા હોય છે: કેમ જાણે અંતરમાં બિરાજેલા ગાંધીજી પોતાની કરુણાભરી આંખે તેમને મૌન ઠપકો આપતા ન હોય! તે જ પ્રમાણે જ્યારે જ્યારે ઘરોમાં કે નિશાળોમાં બાળકો પ્રત્યે હિંસાભર્યું વર્તન કોઈ કરી બેસે છે ત્યારે તેઓ મનમાં ને મનમાં ગુનાની લાગણી અનુભવે છે; બાળકોના ગાંધી ગિજુભાઈની મૂર્તિ દર્દભરી નજરે તેમને જોઈ રહી

હોય એમ તેમને લાગ્યા વિના રહેતું નથી.

આ વિષે કોઈ જાતની શંકા નથી કે ગુજરાતમાં તો ગિજુભાઈને લીધે જ ઘરોમાંથી અને શાળાઓમાંથી તાડન, તિરસ્કાર અને અપમાન ગયાં છે—પૂરાં ગયાં ન હોય તોપણ અપ્રતિષ્ઠિત તો થયાં જ છે.

એ સ્થિતિ લાવવા માટે ગિજુભાઈએ શું શું કર્યું, તે બધું કેવી ભક્તિથી કર્યું, કેવા આવેશથી કર્યું, તેમ કરતાં કેવી રીતે તેમણે પોતાના જીવનની દિવેટ બેય છેડેથી બાળી, એ આ જીવનકથા આપણને સુંદર રીતે બતાવે છે.

ઘરોમાં અને દુનિયામાં કોઈ કોઈ નસીબદાર લોકોને એવું વાતાવરણ મળી જાય છે કે જે તેમને સહેજે સહેજે ઉપર ચડાવી દેતું હોય છે. ગિજુભાઈને તેવું નસીબ મળ્યું નહોતું. તેમનું શરૂઆતનું જીવન, કેમ જાણે આત્મા બાથોડિયાં મારી રહ્યો ન હોય, તેવું ગયું છે.

આ જમાનામાં જેને ઉચ્ચ શિક્ષણ કહે છે તે તેમને છોડવું પડયું હતું. ધંધામાં પણ આ દેશમાં શું, કે આફ્રિકા ગયા તો ત્યાં પણ શું, કેવું વિચિત્ર કામ તેમને ભાગે આવ્યું ? વકીલોનાં ટાંચણોની નકલો કરવી અને તેમનાં બિલો બનાવવાં ! એમાંથી બિચારો આત્મા ગમે તેટલો પ્રબળ હોય તોપણ માથું ઊંચું કરવાનું બળ કેવી રીતે મેળવી શકે? કપટી નસીબે એમના જીવનને એવી આબાદ રીતે અવળે પાટે ચડાવી દીધું હતું કે પોતાને માટે સર્જાયેલા મહાન જીવનની છાયા સરખી ત્યાં તેમને દેખાઈ જાય એવો સંભવ રહેવા દીધો નહોતો.

એ દિવસોમાં ગિજુભાઈને પોતાની દિશાનું દર્શન થયું નહોતું, છતાં આ કથા આપણને સ્પષ્ટ ચિત્ર આપે છે, કે તે દિવસોમાં પણ તેમનો આત્મા અત્યંત અ-જંપાની દશા ભોગવી રહ્યો હતો, પોતાની પૂરી શક્તિ સાથે તરફડિયાં મારી રહ્યો હતો. તે દિવસોમાં તેઓ જે

રીતે વર્ત્યા છે તે ગરીબ દીન દુખિયાની રોકકળ જેવું લાગતું નથી, પણ કોઈ જાળમાં ગૂંચવાઈ ગયેલા સાવજના તડફડાટ જેવું જ લાગે છે.

ઉંવરે ભગવાને તેમને બાળસ્વરૂપે દર્શન દીધાં તે ક્ષણથી ગિજુભાઈ બદલાઈ જ ગયા. અજાણ્યા જંગલમાં ગોથાં ખાઈ રહ્યા હતા તેમને જાણે પોતાનો પૂર્વપરિચયનો રસ્તો હાથ લાગી ગયો. બાલશિક્ષણનું કામ જાણે તેમનું જન્મોજન્મના અનુસરનું કામ હોય તે રીતે તેઓ તે કરી રહ્યા હતા એમ જ લાગતું હતું. ભાવનગરમાંના પોતાના બાલમંદિરના પહેલા થોડા દિવસનું ખૂબ જ રમૂજી ચિત્ર ગિજુભાઈ પોતે આલેખી ગયા છે. રમૂજી શૈલીના એ લખાણમાંથી પણ આપણે જોઈ શકીએ છીએ કે જોકે શરૂઆતના થોડા દિવસો તેમને માટે મહા મૂંઝવણના હતા ખરા, છતાં જોતજોતામાં તેમણે બાળકો સાથે કામ લેવાની હથોટી સિદ્ધ કરી લીધી હતી. વર્ષો સુધી સાઇકલ છોડી દીધા પછી માણસ ફરી સવાર થાય છે ત્યારે શરૂઆતમાં હાથ ડગે છે અને છાતી ધડકે છે, પણ પાંચ દસ મિનિટમાં જ પોતાનું પૂર્વ-પરિચિત સમતોલપણું તે મેળવી લે છે; તે જ પ્રમાણે ગિજુભાઈએ પણ શરૂઆતના દિવસોમાં જ પોતાનું પૂર્વપરિચિત સમતોલપણું મેળવી લીધું હતું.

આગળ ચાલતાં બાળકેળવણીના કાર્યમાં ગિજુભાઈએ વિશ્વના મહાન બાળકેળવણીકાર ડૉ. મેરિયા મોન્ટેસોરી પાસેથી ભરપટ્ટે જ્ઞાન લીધું છે; બીજા ગુરુઓ પાસેથી પણ લીધું છે. પરંતુ તેમના આખા જ કાર્યમાં પ્રમુખ તો તેમની પોતાની પ્રતિભા જ હતી. તેથી જ ગિજુભાઈને હાથે બાલશિક્ષણના ક્ષેત્રમાં શિક્ષણશાસ્ત્રીય શોધોનો ફાળો અપાયો છે તેના કરતાં ઘણા વધારે પ્રમાણમાં તેમના સંસર્ગથી બાલભક્તો નિર્માણ થયા છે. તેમના પ્રભાવમાં આવીને અનેક

શિક્ષક-શિક્ષિકાઓ આજીવન બાલશિક્ષણના કાર્યને વર્યાં છે અને અનેક માતાપિતાઓ બાળકોનાં ભક્તો બની ગયાં છે.

રામનારાયણ ના. પાઠક પોતાના ગુરુના જીવનમાં મહત્ત્વનાં એવાં બધાં પાસાંઓ આ કથામાં સરસ રીતે ઉપસાવી બતાવ્યાં છે તે માટે તેમને અભિનંદન ઘટે છે. તેવું એમના જીવનનું એક છુપાયેલું આધ્યાત્મિક પાસું પણ તેમણે પ્રગટ કરી બતાવ્યું છે. તે એ છે કે ગિજુભાઈ એક શિક્ષક જ નહોતા, પણ એક ઉત્કટ ભક્તાજન હતા. નહિ તો આટલી બધી તળમળાટ, આટલી બધી વ્યાકુળતા, આટલું બધું લોહીનું પાણી કરવાપણું, પોતાના આરાધ્યદેવ–બાળકની આટલી બધી તીવ્ર વકીલાત સંભવે જ નહિ. જે કોટિમાં કોઈ કબીર, મીરાં કે તુકારામને મૂકીએ, અથવા જે કોટિમાં રામકૃષ્ણ પરમહંસ કે મહાત્મા ગાંધીજીને મૂકીએ તે જ કોટિમાં ગિજુભાઈ બેસે છે.

આ કોટિનાં માનવોનાં જીવન એ તો 'આત્મકથા'ના વિષયો છે. ગમે તેટલો નિકટનો અને શ્રદ્ધાળુ ચરિત્રલેખક મળે તોપણ આવાં જીવનોની આબેહૂબ છબી ઉપસાવી ન જ શકે. તેઓ ચરિત્ર-નાયકના જાહેર પ્રસંગો રજૂ કરી શકે, પરંતુ આ કોટિના માનવોના જીવનનો સાચેસાચો ભાગ તો તેમનું આંતરિક જીવન જ હોય છે. મહાત્મા ગાંધીએ જો પોતાની આત્મકથા પોતાને હાથે લખી ન હોત તો તેમના જીવનમાં થયેલા નાના મોટા સત્યના પ્રયોગોને બીજો કોણ આલેખી શકત? અને તે આલેખન વગર ગાંધીજીની પૂરી કલ્પના જગતને કેમ આવી શકત?

ગિજુભાઈના ચરિત્રને આ જીવનકથા દેહ આપે છે. તે દેહમાં જિજ્ઞાસુએ ગિજુભાઈનાં પોતાનાં લખાણોમાંથી પ્રાણ પૂરી લેવો પડશે. તેમણે આત્મકથાના રૂપમાં બહુ લખ્યું નથી. પરંતુ તેઓ પોતાને હાથે વિવિધ અને વિશાળ લખાણ લખી ગયા છે. તેમણે માબાપને

અને શિક્ષકોને ઉદ્દેશીને બાળભક્તિનો મહિમા પોતાની ઉત્કટ વાણીમાં રજૂ કર્યો છે અને બાળકના માનસમાં ચાલી રહેલા રહસ્યમય પ્રવાહોને પ્રગટ કર્યા છે. પણ ગિજુભાઈનો સાચામાં સાચો પરિચય તો તેમણે પોતાના પ્યારા બાલદેવો આગળ જે મીઠામધુરા થાળો પીરસ્યા છે તે છે—તેમની બાળવાર્તાઓ, તેમનાં બાળગીતો, તેમના બાળપાઠો, તેમની ચાલણગાડી.

અમર રહો બાળકોના ગાંધી ગિજુભાઈ!

સ્વરાજ આશ્રમ, વેડછી
તા. ૨૭-૧૦-૫૭

જુગતરામ દવે

# અનુક્રમણિકા

# ૧

## વતન, વડવા અને બાળપણ

ખંભાતના અખાત સાથે સાબરમતીનો સંગમ થાય છે ત્યાં સૌરાષ્ટ્રને પૂર્વકિનારે ભાલપ્રદેશ આવેલો છે. એ જ સ્થળે ભોગાવા નદી મળે છે. માઈલો સુધી નજર પહોંચે ત્યાં સપાટ મેદાન દેખાય. ચોમાસે બધું જળબંબાકાર બને, ઉનાળે ઝાંઝવાનાં નીરમાં ગામડાં તરતાં લાગે, સૂકા સપાટ પ્રદેશમાં ધૂળની ડમરીઓ ચડે, બાવળ પીલુડી અને હીમડા સિવાય બીજું ઝાડ ન મળે, એવા એ નિર્વૃક્ષ પ્રદેશમાં પ્રાચીન વલ્લભીપુરનાં ખંડિયેર ઉપર વળા ગામ વસેલું છે. એક બાજુ ઘેલો નદી, બીજી બે તરફ ફલકુ ને ઉતાવળી નદી વહે છે. સિદ્ધપુર અને શિહોરની પેઠે વળાના બ્રાહ્મણોને સિદ્ધરાજે ગરાસમાં જમીન અર્પણ કરેલી. વળાની મુખ્ય વસ્તી બ્રાહ્મણ અને કણબી. બન્ને જાતે ખેતી કરનારા. બ્રાહ્મણોમાં મુખ્ય ત્રણ પેટા જ્ઞાતિ: મહેતા, ત્રવાડી ને બધેકા. તેમાં મહેતા મોટે ભાગે જાતે ખેતી કરતા. ત્રવાડી ને બધેકાને જમીન ઘણી; તેઓ પાટીવાળા કહેવાતા. તેમાં કોઈ વળી ચોરપટું કરે અને કોઈ વાર અંદરોઅંદરની તકરારમાં હથિયાર ઉપાડી લડાઈ પણ કરે. તેમાં મોનજી બધેકા ભારે પરાક્રમી હતા. તેમના પુત્ર દિવાકર, દિવાકરના શંકર અને તેમના ભગવાનજી બધેકા.

બ્રાહ્મણોના લતાને ભટોપા કહેતા. તેમાં ભગવાનજી બધેકાનું

ઘર છેક છેવાડે આવેલું હતું. એ મકાનની પાછળ મસ્જિદ હતી. તેની ઉપર ધોળી ધજા ફરકતી તેથી તેમના કુટુંબને ધોળાધજાવાળા પણ કહેતા.

ખેતીનો મુખ્ય વ્યવસાય હોવાથી આખી શેરીનું વાતાવરણ વહેલી સવારથી મોડી રાત સુધી ઉદ્યમથી ધમધમી રહેતું. મોટે પરોઢિયે સૌ જાગી ઊઠતા. ભેંસો પહર છૂટતી, ઘંટી અને વલોણાના મીઠા સૂર શરૂ થતા. સૂર્યોદય થતામાં તો દોવું-વલોવવું, દળણ-શિરામણ, છાણું-વાસીદું કરીને સૌ ખેતરે ચાલ્યાં જતાં; ગોરપદું કરનાર બ્રાહ્મણો પાઠપૂજા કરી યજમાનોમાં જતા. ભગવાનજી બધેકા ભણીગણીને મહેતાજી થયેલા. પણ શિક્ષકના ધંધામાં તેમને સંતોષ ન વળ્યો. ખંભાતના કોઈ કંટ્રાક્ટર સાથે તેમણે ભાગ રાખ્યો. દરમિયાન થોડું અંગ્રેજી શીખ્યા, કાયદો વાંચ્યો, સનદ મેળવી અને દેશી વકીલ બન્યા. ખંભાતમાં ૧૮૯૦થી ૧૮૯૫ સુધી વકીલાત કરી એને પછી પાછા આવ્યા. એ જમાનામાં વકીલનું ભારે માન હતું. આજે શ્રમજીવીઓના યુગમાં યે બુદ્ધિજીવીઓનું આટલું માનપાન છે તો એ જમાનામાં પૂછવું જ શું? ખેડ અને યજમાનવૃત્તિ કરનાર બ્રાહ્મણોમાં ભગવાનજી વકીલનું ઘર મોટું ગણાવા લાગ્યું.

અને ૧૮૮૫ ના નવેંબર માસની પંદરમી તારીખે બાઈમાને ઘેર ચિત્તલમાં પ્રથમ પુત્રનો જન્મ થયો ત્યારે ભગવાનજી બધેકાની ચડતી કળા હતી. પહેલો ખોળાનો દીકરો અવતર્યો એટલે તેનાં લાડ ભારે હતાં. ફૂલામણું નામ નાનકો પાડયું.

ઊંચું આસ કપાળ, બદામી રંગની માંજરી આંખો, રેશમ જેવા સુંવાળા વાંકડિયા વાળ, પોપટની ચાંચ જેવું અણિયાળું નાક, બાળગાળી કરમી દીકરાનાં તમામં લક્ષણો નાનકડા નાનકામાં પારણામાંથી જ નિહાળીને માબાપ મલકાયાં. માના કાશીબાની ધાર્મિકતા

અને પિતાની બુદ્ધિપ્રતિભા વારસામાં ઊતર્યાં. માતા કાશીબા શ્રીમદ્-ભાગવત, ચંદ્રકાન્ત વગેરે ધાર્મિક પુસ્તકો વાંચતાં અને શેરીની બહેનો સાંભળવા આવતી.

જોતજોતામાં ઘરમાંથી આંગણામાં અને આંગણામાંથી શેરીમાં પહોંચતા ભગવાનજી વકીલના એ તેજસ્વી બાળકનાં લક્ષણો ઝળકવા લાગ્યાં. સ્વાભાવિક રીતે જ શેરીનાં નાનકડાં બાળકો તેની ફરતાં વીંટળાઈ વળ્યાં. અને શેરીની શાળા શરૂ થઈ.

ગાયો-ભેંસો ધણમાં છૂટે એટલે છોકરાં ઢોરના ફરજામાં પહોંચે. નાનાં વાછરુ–પાડરુ નાનકાને બહુ વહાલાં. એમાં ય એક ગળકડા રંગનો વાછડો હતો; એની ડોકે નાનકડી ટોકરી રણકતી. નાનકો એને ગળે હાથ ફેરવે, વાંસે થાબડે, ડોકે બાથ ભરે, વાછડો સામો હેત કરે. શેરીમાં મોતીઓ કરીને કુતરો ને ચમેલી નામે કૂતરી હતી. ચમેલીને ગલૂડિયાં આવ્યાં. શેરીનાં છોકરાં થયાં ભેગાં. સૌએ ગલૂડિયાં વહેંચી લીધાં. નાનકાની આંખો ગલૂડિયાંના રંગો નીરખી રહી. ગલૂડિયાં ક્યારે આંખો ઉઘાડે, ક્યારે દોડતાં થાય અને ક્યારે રમાડું? ઘરમાં આવીને બાની આગળ વધામણી ખાધી. વહાલસોઇ માતાએ કહ્યું: 'હમણાં ગલૂડિયાંને વીંખશો નહિ; આંખો ઊઘડવા દેજો. એની મેળે બહાર આવશે. કૂતરી સારુ શીરો લઈ જાઓ.' આમ કહી શીરો બનાવી. આપ્યો. કૂતરીને શીરો ખવરાવ્યો ને સૌ છોકરાંઓએ એને માટે રોટલા ઊઘરાવ્યા.

એમાં ઘર પાછળની ગૂંદી પાકી. ગુલાબી કેસરી રંગનાં ગૂંદાં પાક્યાં. છોકરાં ચડયાં ગૂંદી ઉપર. બીજા છોકરા માંડયા ડાળીઓ તોડવા. એટલે ગિજુની બૂમ પડી: 'એલા ગૂંદાં તોડજો, ડાળપાંદડાં નો તોડાય. મારી બા કહે છે પાપ લાગે. ઝાડ કરમાય.' ગામને પાદર લીમડા હતા. ત્યાં લીંબોળીઓ પાકી. ગિજુભાઈની ટુકડી ત્યાં

ઊપડી. મોટા છોકરા ચડયા ઉપર; નાના નીચે ઊભા રહ્યા. ટપ ટપ લીંબોળીઓ પડે ને વીણતા જાય. આંબા, જાંબુડા ન થાય એવા એ મુલકમાં લીંબોળીનો ભારે મહિમા. કેરીની જેમ પાકી લીંબોળી ઘોળીને ખાય.

ચોમાસું આવ્યું. વરસાદ વરસ્યો. નાના ગિજુએ કપડાં કાઢીને શેરીમાં દોટ મૂકી. તેવતેવડાં ટપુડિયાં છોકરાં માંડયાં દોડાદોડ કરવા. કિલકિલાટ કરતાં પાણીમાં છબછબિયાં બોલાવતાં ગામને પાદર પહોંચ્યાં. ગામને ત્રણ બાજુ ત્રણ નદીઓ. ઉપરવાસ વરસાદ પડેલો તે નદીમાં પૂર ઊભરાયાં. કાંઠે ઊભાં છોકરાં જોઈ રહ્યાં. ગામના મોટેરા માથે છત્રીઓ ઓઢી પૂર જોવા આવ્યા. જુવાનિયા પૂરમાં પડયા; મોટા મગરમચ્છની જેમ શેલારા મારતા સામે કાંઠે નીકળ્યા. નાનકડા ગિજુનું મન તલપાપડ થઈ રહ્યું. અંદરોઅંદર છોકરા ગણગણવા લાગ્યા: 'આપણે મોટા થશું ત્યારે આપણે ય તે પૂરમાં પડીને સામે પાર નીકળી જશું.'

વરસાદ વરસી રહ્યો. ઉઘાડ નીકળ્યો. છોકરાં સાંજે ફરી બહાર નીકળ્યાં. મંદિરની ફૂલવાડીમાં પહોંચ્યાં. ત્યાંથી જાતજાતના રોપ લીધા. કરેણ ને તુલસી બાને બહુ વહાલાં; પૂજામાં ખપ લાગે. રોપ લાવીને આંગણામાં રોપ્યા.

ભગવાનજી બધેકાના ઘરમાં બાપદાદાના વખતનો એક પૂજાનો ગોખલો હતો. ગોખલામાં શંકર, પાર્વતી ને ગણેશની મૂર્તિ હતી. મંદિરમાં રોજ ધૂપદીપ થાય. બાપા પૂજા કરે ત્યારે નાનો ગિજુ સામે પલોઠી વાળીને બેસે. આંખો મીંચી જાય. પૂજા પૂરી થાય એટલે બાપા કહેશે: 'જા, નાનકા! પીંપળે પાણી રેડી આવ.' શેરીને નાકે પીંપળો હતો. ફરતો ગારાનો ઓટલો. ઓટલા ઉપર શંકરદાદા! ગિજુભાઈ તરભાણું લઈને ધીમે પગલે પીંપળે જાય, પાણી રેડે,

ગંભીર બનીને શંકરદાદા સામે હાથ જોડી ઊભા રહે.

બપોર તપે ત્યારે પીંપળાનો છાંયડો પથરાઈ જાય. સવારસાંજ પીંપળાની ઘટામાં પંખી કલરવ કરે. પક્ષીઓનાં રંગબેરંગી પીંછાં ગિજુભાઈ નિરખ્યા રહે. પંખીઓના સૂર અને રંગ નીરખવામાં ઘડીભર એ બધું વીસરી જાય.

આમ નાનકડા ગિજુભાઈને પાંચ વર્ષ પૂરાં થતામાં શેરીની શાળામાં તેમનો માનવપ્રેમ, પ્રાણીપ્રેમ, પક્ષીપ્રેમ, વનસ્પતિપ્રેમ કેળવાતો હતો. સાથોસાથ તેમની ધાર્મિકતાને પોષણ મળતું જતું હતું. પાંચ પૂરાં થઈ છઠ્ઠું બેઠું એટલે ગામની પ્રાથમિક શાળામાં બેસાડવાનું મુહૂર્ત નક્કી કર્યું.

## ૨

## પ્રાથમિક શાળા ને બહારનું ભણતર

આજે ભગવાનજી વકીલના ઘરમાં પુત્રજન્મથી અધિક આનંદ ઊભરાતો હતો. અને તેવો જ આનંદ વળાની પ્રાથમિક શાળાના મહેતાજીના મનમાં હતો. બેમાંથી કોઈ એ આનંદનું કારણ જાણતા ન હતા; ભાવીના ગર્ભમાં પેસીને જોવા જેટલી તેમની પહોંચ ન હતી.

કાશીબાએ વહેલા વહેલા નાના ત્રિજુને ઉઠાડી દાતણપાણી કરાવી નવરાવ્યો. લીલી કિનારની નવી ધોતલી ને એવું જ ઊજળું દૂધ જેવું પહેરણ પહેરાવ્યું. ઉપર લાંબો કોટ, માથે લાલ રંગની ભરત ભરેલી સોનેરી તારછેડાવાળી ટોપી પહેરાવી; પગમાં સ્લીપર. કપાળમાં ચાંદલો કરી ચોખા ચોડયા; હાથમાં શ્રીફળ આપ્યું. મુખ્ય મહેતાજી નિશાળિયાઓને લઈ સામૈયું લાવ્યા. સરઘસ રૂપે સૌ ચાલ્યા. વિદ્યાર્થીઓનો ઉમંગ પણ સમાતો નથી. મહેતાજીએ ઊંચે સાદે સરસ્વતીની સ્તુતિ ઉપાડી :

"સરસ્વતી સરસ્વતી તું મોરી મા,
પહેર પટોળાં મહિયર જા.
સૂતાં ઊઠી વિદ્યા દે,
થાળ ભર્યો શુભ મોતીડે."

ગામલોક ટોળે વળ્યાં. શેરીને નાકે બાઈઓ-બહેનો વાતો કરે

છે :"આજ ભગવાનજી વકીલનો દીકરો ભણવા બેસે છે."

સરસ્વતીને બારણે પગ મૂકતાં જ નાના ગિજુભાઈની પારદર્શી, સર્વગ્રાહી આંખો ઊઘડી અને આખા વાતાવરણનું માપ કાઢતી હોય તેમ ચોમેર ફરવા લાગી.

મહેતાજીએ નવા નિશાળિયાને પોતાની પાસે બેસાડયો; નવી પાટીમાં, નવી પેનથી એકડો માંડી આપ્યો. અને પછી વિદ્યાર્થીઓનો ગણગણાટ શાંત કરવા ટેબલ ઉપર જોરથી આંકણી પછાડી, ચશ્માંમાંથી ડોળા કાઢી ત્રાડ મારી: 'ચૂપ!'

નાનાં બાળકોના સ્વાભાવિક ગણગણાટને બંધ કરવા મોટા ટેબલ પર ભારે આંકણી પછાડીને કરેલો ઘોંઘાટ, બાળકના નાનકડા સહજ કલરવને શાંત કરવા પાડેલો મોટો કૃત્રિમ બરાડો, બાળકોની નાની નિર્દોષ આંખોને નીચી નમાવવા કાઢેલા મોટા નિર્દય ડોળા, નવા વિદ્યાર્થીના સુકોમળ હૈયામાં, તેના નિર્મળ અંતઃકરણમાં અનેક અગમ્ય ભાવોના પડઘા પાડી રહ્યા. ગિજુભાઈના કોમળ બાલમન ઉપર હંમેશને માટે એ પ્રથમ દિનની કારમી છાપ અંકિત બની.

આજથી લગભગ પોણોસો વર્ષ પહેલાંના એ સુભગ દિને વલ્લભીપુરની પ્રાથમિક શાળાને પગથિયે પગ મૂકનાર એ નાનકડો બાળક આગળ જતાં પ્રાથમિક શાળાઓની સુરત ફેરવી નાખશે, માત્ર વલ્લભીપુરની જ નહિ, સારા યે ભારતની પ્રાથમિક શાળાઓની સિકલ પલટી નાખશે, તેની કોઈને કશી કલ્પના સરખી ન હતી; મહેતાજી એટલે 'પંતુજી' એવી ગાળ ભૂંસી નાખીને પોતાના જન્મકર્મથી એ શિક્ષકોની સુપ્રતિષ્ઠાનો સ્થાપક બનશે એવો તે દિવસે કોઈને કશો ખ્યાલ ન હતો; ગંદકી, ધાંધલ, ધમકી ને મારપીટના ધામ જેવી ધૂળી નિશાળોને સ્વચ્છ, શાંત, નિર્ભય રમ્ય એવા બાલમંદિરના રૂપમાં પલટી નાખશે અને બાલશિક્ષણનો એ પરમ ઉદ્ધારક બનશે એવો

સ્વપ્ને ય કોઈને ખ્યાલ ન હતો.

પ્રથમ દિને જ પોતાના મન ઉપર અંકિત થયેલી આ છાપના પ્રત્યાઘાત રૂપે આગળ જતાં ગિજુભાઈએ પોતાના શિષ્યોને આદેશ આપ્યો :

"મારા વિદ્યાર્થીઓને મારો આદેશ છે. ઘોડાના તબેલા જેવી આ ધૂળી નિશાળોને જમીનદોસ્ત કરો! માર અને બીકનાં આ બાલ-કતલખાનાંના પાયામાં સુરંગ ચાંપો, એને નેસ્ત-નાબૂદ કરો!"

આવો ક્રાંતિકારી ગુરુમંત્ર આપનાર ગિજુભાઈનો જીવ નિશાળની ચાર દીવાલો વચ્ચે કેમ જંપે? નવા નિશાળિયાનાં નવ દિ'નાં લાડ પૂરાં થતાં એમણે નિશાળની દીવાલોને મોકળી કરી.

અને એ વળાની શાળા કેટલી સદ્‌ભાગી કે ત્યાં પ્રાથમિક શિક્ષણનો પયગંબર પેદા થયો! જે બાળકે બાળશિક્ષણમાં નૂતન યુગનાં મંડાણ કર્યાં એ વિદ્યાર્થી જે શાળામાં ભણ્યો તે શાળા એટલા પૂરતી ખરે-ખર બડભાગી ગણાય. ગિજુભાઈનું પ્રાથમિક શિક્ષણ વળાની શાળામાં પૂરું થયું.

એમના સહાધ્યાયીઓ પણ તેજસ્વી હતા. વળાના ઠાકોરસાહેબ ગંભીરસિંહજી તેમની સાથે એ જ નિશાળમાં ભણેલા. આજે ઉત્તરા-વસ્થામાં તેઓશ્રી અત્યંત ભાવપૂર્વક ગિજુભાઈનાં બાળપણનાં મીઠાં સ્મરણો યાદ કરે છે: "ભણવામાં ગિજુભાઈ હોશિયાર હતા. તેમનો તરવરાટ નાનપણથી જ એવો. સીધી વાત મૂકે નહિ. નિખવળ બહુ જબરું. મિત્રો પ્રત્યે સ્નેહ અને આદર પહેલેથી જ રાખનારા. વતન પ્રત્યેનો તેમનો સદ્‌ભાવ ઘણો હતો. વળાની સીમ, ઝાડપાન, જગ્યા, અને આગળ પડતી વ્યક્તિઓ, દરેકને તેઓ જ્યારે મળે ત્યારે યાદ કરતા. વલ્લભીપુરની વિશિષ્ટ વ્યક્તિઓનો સર્વસંગ્રહ બહાર પાડવાની

તેમની નેમ હતી."

ગિજુભાઈનું ઘડતર નિશાળ કરતાં બહાર વધારે થયું છે. તેમના ભાઈબંધો પણ એવા જ કાંટાબાજ હતા. એ પાણીદાર દોસ્તોમાં કેટલાકને ગિજુભાઈ વારંવાર સંભારતા. તેમાં એચ. સી. ત્રિવેદી જેને દોસ્તમિત્રો 'હરિયો' એવા વહાલસોયા નામે બોલાવતા, એ નાનપણથી માથાનો ફરેલ, સાહસિક અને હિંમતવાન હતો. એના પિતા મુંબઈ રહેતા. એ જમાનામાં વળાથી મુંબઈ જવું એ ભારે સાહસ ગણાતું. એ મુંબઈથી એકલો વળા આવતો. ભરટાપામાં એના આગમનથી નવો પ્રાણ આવતો. એ આપબળથી જ આફ્રિકા પહોંચેલો ત્યાંથી જાપાન, અમેરિકાની સફર કરેલી. બીજા ભાઈશંકર ભટ, જેમને બી.ટી.ના ટૂંકા નામે ઓળખાવતા. તેઓ શરીરે દુર્બળ પણ વિદ્યામાં સબળ હતા. એના અક્ષર મોતીના દાણા જેવા સુંદર હતા. આગળ જતાં તેણે અંગ્રેજીમાં નવલકથા લખેલી અને ઈંગ્લંડના પ્રકાશક સાથે એણે સીધો પત્રવ્યવહાર કરેલો. ત્રીજો એક ગિરધર નામનો હોંશીલો વિદ્યાર્થી હતો. આગળ જતાં એ મુંબઈ જઈ રહેલો અને ગિજુભાઈને ટિળક મહારાજની દેશભક્તિનો રંગ ચડાવવામાં એ નિમિત્ત બનેલો.

ગિજુભાઈ શેરીના વિદ્યાર્થીઓ સાથે વખતસર નિશાળે પહોંચી જતા; પણ શાળામાં એકાદ કલાક રહી, તેઓ બહાર નીકળી પડતા. પાદરમાં જ સિદ્ધેશ્વર અને બથેશ્વર મહાદેવનાં પુરાતન મંદિરો આવેલાં છે. ત્યાં જઈ બેસે. ગિજુભાઈને વાચનનો બહુ શોખ. કોઈ સારી ચોપડી લઈ જાય અને એક બાજુ બેસી વાંચવા લાગે. પણ તીરંદાજ દોસ્તો એમને સુખે બેસવા શાના દે? એ તો બધા ઊડતાં પંખી પાડે તેવા હતા. હરિયો આવીને ગિજુભાઈને બાવડે પકડે: 'એય ગિરજા! વાંચવા શું બેઠો છે? પુસ્તકનો કીડો થઈશ. ઊઠ, ઊભો થા.

મામાની જાળય જોવા જવું છે.'

અને બેચાર સરખેસરખા દોસ્તો મામાની જાળ ઉપર ચડાઈ કરે. ઢોળીના જુવાનોએ એક ભરવાડને અદાવતથી રસ્તામાં મારી નાખેલો અને જાળ નીચે દાટી દીધેલો; તેથી લોકવાયકા ચાલતી કે ત્યાં મામો થાય છે, ખરે બપોરે જાળ ધૂણે છે! આ તોફાની છોકરા વાતનો તાગ લેવા ઊપડચા. જાળ પાસે પહોંચ્યા. વહેમથી ઘડીક તો ભડકીને ઊભા થઈ રહ્યા, પણ પછી હિંમતથી પાસે પહોંચ્યા. જાળ ઉપર ચડચા અને મગજમાંથી વહેમનાં જાળાં દૂર કર્યાં. વલ્લભીપુરનાં પ્રાચીન ખંડિયેરોમાં ગિજુભાઈ રખડુ ટોળી સાથે એક સંશોધકની અદાથી ઘૂમતા. એ ખંડિયેરોમાં છુપાયેલું એક મહાનગર તેમની નજરે પડતું. તેઓ એનો ઉલ્લેખ કરતાં ઘણી વાર કહેતા: "આપણો દેશ અતિપ્રાચીન છે. તેના ભૂગર્ભમાં સંસ્કૃતિનાં વહેણ વહી રહ્યાં છે. તેને પારખવાં, પોતાના જીવન દ્વારા બહાર લાવવાં, એ આપણ આજની પેઢીનુ પરમ કર્તવ્ય છે. વળામાં મહાદેવનો એક વિશાળકાય નંદી છે. ભારતભરમાં રામેશ્વર અને મહેસુરના નંદીને બાદ કરતાં એવો શિલ્પનો નમૂનો બીજે ક્યાંય નથી. ગિજુભાઈ એની શિલ્પાકૃતિ સામે કલાકો સુધી નીરખી રહેતા.

નવરાત્રીના દિવસોમાં ભટોપા શેરીમાં માંડવી રચાતી. ગિજુભાઈ અને તેમના ભાઈબંધો માંડવી શણગારતા. પિત્તળપાનાં ચોડવાં, અવનવાં ચિત્રો મઢીને મૂકવાં, ઉપર રંગીન ઘુમટ અને જાળી બનાવવો એમાં ગિજુભાઈની રંગદૃષ્ટિ ઓર ખીલતી. અને ગરબીમાં તો તેઓ આગેવાન બનતા. આગળ જતાં બાલમંદિરો અને અધ્યાપનમંદિરોમાં થતા નાટ્યપ્રયોગોનાં બીજ એ દિવસોમાં રોપાયાં. રામલીલા, શ્રવણ, હરિશ્ચંદ્ર, ધ્રુવ, પ્રહ્લાદ, એવા ખેલ નવરાત્રીમાં પડતા. પટેલાં તો મોટેરા વેશ કાઢતા તે ગિજુભાઈ જોઈ રહેતા. મનમાં એની નકલ

કરતા; સ્વપ્નમાં વેશ ભજવતા. આગળ ઉપર જીવનમાં એ નટવૃત્તિને પૂરો અવકાશ મળ્યો, અને પછી તો એનો ચેપ સારા યે બાલ--જગતમાં પ્રસરી ગયો.

આ રીતે નિશાળ અને બહારનું ભણતર એક સાથે ચાલ્યું. પ્રાથમિક શિક્ષણ પૂરું કરીને ગિજુભાઈ આગળ અભ્યાસ માટે મામાને ઘેર ભાવનગર ગયા.

–નહોતા. પણ ઉદ્યોગથી મહાન થવું એટલો સંકલ્પ તે વખતે પણ તેમનામાં જ્ઞાનપૂર્વકનો હતો. એ વૃત્તિ તેમનામાં બેન્જામિન ફ્રાંકલીનનાં પુસ્તકો વાંચવાથી જાગી હતી. બેન્જામિન ફ્રાંકલીનનું જીવનચરિત્ર (ઘણું કરીને કાઠિયાવાડી કૃત) એ તેમનું પ્રિય પુસ્તક હતું. કોઈ અંગ્રેજી પુસ્તકમાંથી પણ ફ્રાંકલીનના 'ગરીબ રિચાર્ડનાં વચનો' (Poor Richard's Sayings) વાંચી તેઓ વારંવાર બોલતા : 'વપરાતી કૂંચી હમેશાં ઊજળી રહે છે.' (The used key is always bright.) 'તને જીવન વહાલું છે? તો સમય વેડફી નાખીશ મા. કારણકે જીવન સમયનું બનેલું છે.' (Dost thou love life? Then do not squander time, for that is the stuff life is made of.) 'ઊંઘ મા, કારણકે કબરમાં ઊંઘવાને પુષ્કળ વખત મળશે.' (Sleep not, for there will be enough time to sleep in the grave.) આ વાક્યો તેઓ વારંવાર બોલતા. તેમના બોલવાથી જ તે મને યાદ થઈ ગયેલાં. ગિજુભાઈ ઠેઠ સુધી રમતિયાળ દેખાતા, નાનાં સાથે રમતા. પણ ઉદ્યોગપરાયણતા તેમના જીવનની સફળતાનું મોટામાં મોટું કારણ છે, તે કોઈએ ભૂલવું નહિ જોઈએ. મોટી ઉંમરે ભાવનગરમાં તેઓ બાલમંદિર ચલાવતા, ત્યારે રાતે ઊઠીને ઉજાગરો કરીને પણ ટપાલના જવાબો અને લેખો કે પાઠો લખતા મેં તેમને જોયેલા છે...

"...એકાદ વરસમાં જ હરગોવિંદભાઈની બદલી ધોળા જંક્શન થઈ. ગિજુભાઈ તથા હું શ્રી ચુનિભાઈ ભટ્ટ, જેઓ ભાવનગરમાં સારી પ્રતિષ્ઠાવાળા શિક્ષક હતા, મારા પિતાના તથા હરગોવિન્દભાઈના સ્નેહી હતા, તેમને ઘેર ડબગરવાળા શેરીમાં રહેવા ગયા. શ્રી ચુનિભાઈએ અમને એક ઓરડી સ્વતંત્ર કાઢી આપેલી હતી. અમારાં કપડાં પણ ત્યાં હાથે ધોતા. હું મારાં સગાંને ત્યાં જમતો, અને ગિજુભાઈ હરગોવિન્દભાઈનું ઘર નજીકમાં હતું ત્યાં જમતા... . .

"ગિજુભાઈ વાંચવામાં ઘણા નિયમિત અને મહેનતુ હતા. સાહિત્યનો શોખ અમને બન્નેને સારો હતો. શ્રી ચુનિભાઈ પણ સાહિત્યના શોખીન હતા. તેઓ અમારી સાથે કલાપી વારંવાર વાંચતા. પ્રેમાનંદ, કલાપી, શ્રી અંજારિયાનું કાવ્યમાધુર્ય વગેરે અમે ત્યાં ખૂબ વાંચેલું. અમને આવડે એવા રાગડા તાણી લાંબે રાગે સંસ્કૃત શ્લોકો, ગૂજરાતી વૃત્તબદ્ધ કવિતાઓ અને ગઝલો પણ ખૂબ આરડતા, અને અમારી ઓરડીમાં રાગડા તાણી ન ધરાયા હોઈએ ત્યાં ગમે ત્યાં અને ખાસ કરીને શ્રી ચુનિભાઈના પાછિયારાની નાની ઓરડીમાં લાંબે રાગે ગાતા. અમે બે ભેગા રહેતા તેનો એક લાભ તે હતો કે એકની ચોપડી બીજો વાંચતો અને તે પ્રમાણે વાંચ્યું ન હોય ત્યારે પણ એકના વાંચ્યાનો લાભ બીજાને મળતો.

"એ વખતે પણ ગિજુભાઈ ગણિત અને અક્ષરગણિત બન્નેમાં કાચા હતા. મને આ બન્ને વિષયોનો ઘણો શોખ હતો, જે ઇન્ટર આર્ટ્સમાં લૉજિક અને ફિઝિક્સના વિષયોમાં પ્રવેશ મળતાં તદ્દન ઘટી ગયો. ગિજુભાઈ ગણિતના દાખલા ઘણી વાર મારી પાસેથી શીખતા અને સંસ્કૃત ઘણી વાર પૂછતા. પૂછવાની એમની પ્રકૃતિ વિચિત્ર હતી. હું નાની ઉંમરથી કંઈક ધ્યાનબહેરો છું. હું કંઈક વાંચતો હોઉં ને એ પૂછે, ત્યારે હું તેમના પ્રશ્ન તરફ ધ્યાન આપ્યા વિના મોઢું બંધ રાખીને 'હંઅંહંઅં' કર્યા કરું. એ વખતે પોતાના પ્રશ્ન તરફ પૂરતું ધ્યાન ખેંચવા તે મારા કાન પર આંગળીથી ટકોરો મારતા. 'ગુલિવર્સ ટ્રાવેલ્સ'માં ગુલિવર કોઈ તરતા બેટ પર જઈ ચડે છે. જ્યાં બધા ગણિતશાસ્ત્રીઓ જ રહેતા. અને એ બધા પોતાના કોયડાઓમાં એટલા બધા ધ્યાનમગ્ન રહેતા કે જમાડવા માટે પણ તેમના નોકરોને તેમને ટકોરો મારી ઉઠાડવા પડતા. તે ઉપરથી એ મને મશ્કરીમાં ટકોરો મારતા, પણ એ ટકોરો ઘણી વાર તો ઠીકઠીક

# ૩

## આગળ અભ્યાસ

શ્રીમન્નથુરામ શર્મા બ્રહ્મનિષ્ઠ વેદાંતી તરીકે એ સમયમાં સૌરાષ્ટ્ર-ભરમાં પ્રસિદ્ધ હતા. દ્વિજ-સંસ્કારનો પુનરુદ્ધાર કરવામાં તેમનો મોટો ફાળો હતો. તેમનું ભક્તમંડળ મોટું અને પ્રતિષ્ઠિત હતું. એ શિષ્યોમાં હરગોવિંદ અજરામર પંડયા મુખ્ય હતા. તેઓ બી.જી.-જે.પી. રેલ્વેમાં એક સ્ટેશન માસ્તર હતા. કાર્યકુશળતા, પ્રામાણિકતા, સૌજન્ય અને જીવનની સાદાઈ માટે તેઓ જાણીતા હતા. ગિજુભાઈમાં જે આધ્યાત્મિકતા, પ્રામાણિકતા અને સાદાઈ આગળ જતાં ખાલી નીકળ્યાં તેનો વારસો મોટે ભાગે મોસાળમાંથી મળ્યો હતો. વળાનું ભણતર પૂરું કરી ગિજુભાઈ આગળ અભ્યાસ માટે ભાવનગરમાં મામાને ઘેર જઈ રહ્યા.

ભાવનગરના સહાધ્યાયીઓમાં તેમના નિકટ મિત્ર ગુજરાતના સમર્થ સાહિત્યકાર, સાક્ષરવર્ય શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક મુખ્ય હતા. તેમણે ગિજુભાઈ સાથેનાં અભ્યાસકાળનાં મીઠાં સ્મરણો લખ્યાં છે. તેમાં ગિજુભાઈના સર્વાંગી વિકાસનું સુરેખ ચિત્ર જોવા મળે છે. એ જમાનાની મૈત્રી, પરસ્પર સદ્ભાવ, ઉદ્યોગ અને જાત-મહેનત, શાળાની બહાર થતું વિદ્યાર્થીનું ઘડતર એ બધી ઝીણી વિગતોનો સચોટ ખ્યાલ એક મનોવૈજ્ઞાનિકની દૃષ્ટિએ તેમાં આપવામાં

આવ્યો છે :

"મારો અને ગિજુભાઈનો સંબંધ ઘણાં વરસો પહેલાંથી શરૂ થયેલો. મારા પિતા સદ્‌ગત વિશ્વનાથ સદારામ પાઠક અને ગિજુભાઈના મામા સદ્‌ગત હરગોવિંદ અજરામર પંડ્યા બન્ને ગુરુભાઈઓ અને તેથી પણ વિશેષ ગાઢ મિત્રો. એ બંનેની એક જ ઇષ્ટની શ્રદ્ધા, પરસ્પરની મમતા, એકબીજાની હિતચિંતા, એનો વિચાર કરું છું ત્યારે જાણે એમ લાગે છે કે એ આખો જમાનો બદલાઈ ગયો. અને એ જાતની મિત્રતા જ અત્યારે શક્ય નથી...

"...હું ઉંમરમાં નાનો છતાં ગિજુભાઈથી એક ધોરણ આગળ હતો. વળામાં ભણવાની પૂરી સગવડ નહિ હોવાથી, અથવા મોડા નિશાળે બેઠેલા હોવાથી એમ થયું હશે. પણ તેમ છતાં હું તેમને મારા કરતાં ઘે ઘણા મોટા હોય તે રીતે જોતો. એનું કારણ, એ વખતે પણ તેમને ભરાવદાર મૂછો હતી, શરીરે મારા કરતાં કંઈક ઊંચા હતા એ તો ખરું જ, પણ તે ઉપરાંત મારી કલ્પનાને પરલેલા માણસ મારા કરતાં મોટા લાગતા હતા એ પણ હશે! વળી ભાવનગર મારે માટે પહેલું જ શહેર હતું, અને મારો સ્વભાવ કંઈક વધારે પડતો બાલિશકુતૂહલવાળો હતો. આ સર્વથી મને તે વખતે ગિજુભાઈ મારા કરતાં વધારે પીઢ લાગેલા. અત્યારે ગિજુભાઈની જુવાન વિદ્યાર્થીઓ સાથે તેમ જ નાનાં બાળકો સાથે ભળી જવાની વૃત્તિથી કોઈને ગિજુભાઈ ઠેઠ સુધી બાળક જેવા જણાયા હશે; પણ તે વખતે પણ તેમનામાં મને કેટલીક પીઢ જેવી વૃત્તિ જણાઈ હતી. તે એટલી નાની ઉંમરમાં પણ તેમણે પોતાના મનમાં એટલો નિશ્ચય કરી દીધેલો કે હરકોઈ માણસ ઉદ્યોગથી અને ખંતથી મહાન કાર્ય કરી શકે છે. પોતે મોટા થઈ શું કાર્ય કરવું તેનો તેમને તે વખતે ખાસ ખ્યાલ નહોતો. પોતામાં કંઈ શક્તિ છે તે પણ તેઓ તે વખતે જાણતા

જોરવાળો વાગતો. એ ગણિતનો અણગમો તેમને ઠેઠ સુધી રહ્યો. એ પોતે એ જાણતા પણ ખરા. ભાવનગરમાં મોન્ટીસોરી વર્ગો એમણે શરૂ કર્યા ત્યારે પોતાના ગણિતના અણગમાને લીધે એની અપૂર્ણતા શિક્ષણમાં ન રહી જાય માટે તેમણે ખાસ કરીને ગણિત માટે શ્રી હરિહર પ્રા. ભટ્ટની મદદ લીધેલી.

"શ્રી ચુનિભાઈને ઘેર રહ્યા તે દરમિયાન રજાઓમાં અમે ધોળા જંકશન હરગોવિન્દભાઈને ઘેર થોડું રહેતા. ત્યાં ગાતા, કોઈ વાર નાટક ભજવતા, ખેતરોમાં ચીભડાં કોઠીંબા વગેરે લઈને ખાતા, સાંજે નદીના પુલ સુધી ફરવા જતા, કોઈ વાર નીચે ઊતરી નાહતા, અને વગડામાં ફરતા. યાદ છે કે એક વાર પૂલ પર ફરતાં ગિજુભાઈ એમના પ્રિય આદર્શ પુરુષ બેન્જામિન ફ્રાંકલીનના વીજળીના પ્રયોગોનું અનુકરણ કરી ત્યાંના તારના થાંભલા પરના વીજળીના તારને અડેલા અને અમે પણ તેમના વાદે ચડેલા. આ સમયમાં અમે ગુજરાતી કાવ્યો, વાર્તાઓ, સંસ્કૃતમાં મેઘદૂત વગેરે, કંઈક વેદાન્ત અને થિયોસોફી જેવું ધર્મસાહિત્ય અને અંગ્રેજી વાંચતા.

"મેટ્રિકનો અભ્યાસ મેં શ્રી ચુનિભાઈને ઘેર પૂરો કર્યો. એટલે કે ગિજુભાઈએ છઠ્ઠું અંગ્રેજી ધોરણ ત્યાં પૂરું કર્યું. તે પછીના વરસમાં હરગોવિન્દભાઈની બદલી પાછી ભાવનગર થઈ અને અમે ફરી સ્ટેશનને બંગલે રહેવા ગયા.

"હું માનું છું, આ અરસામાં ગિજુભાઈનાં પ્રથમ પત્ની ગુજરી ગયાં. મેં તેમને જોયેલાં નહિ, પણ મારા મન પર એવી છાપ છે કે ગિજુભાઈને તેમની સાથે સારો સ્નેહ હતો. એમના મૃત્યુના આઘાતની ગિજુભાઈના જીવનમાં ઊંડી અસર રહેલી છે.

"ભાવનગર સ્ટેશનના બંગલાની પાસે જ સ્ટેટની ધર્મશાળા આવેલી છે. પાલીતાણાના દરબાર ગુજરી ગયા અને સ્ટેટ ઉપર એજ-

.ન્સીની જપ્તી બેઠી, તેથી તે સ્ટેટના આશ્રયે રહેલી ગાયકા બાઈ ચંદ્રપ્રભાએ ભાવનગરનો આશ્રય લીધો. તે બાઈને એ સ્ટેશનના બંગલા સામેની ધર્મશાળાનો ઉપરનો ભાગ રહેવા આપેલો. એ બાઈનો અવાજ સાધારણ મોટો હતો. બહુ સુંદર ગાતી. એ ગાતી ત્યારે અમે બન્ને રવેશમાં બેસી બહુ ધ્યાનપૂર્વક સાંભળતા. એ બાઈ ભજનો બહુ સારાં ગાતી અને આચરણની એટલી શુદ્ધ હતી કે પ્રતિષ્ઠિત અને ધાર્મિક માણસો પણ તેને ઘેર જઈ સાંભળવામાં સંકોચ ન રાખતા. અમો બન્ને પર એ બાઈના સંગીતના સંસ્કારો ઘણા ઊંડા પડેલા.

"અમે ભણવામાં દુર્લક્ષ કરનારા તો ન ગણાઈએ, પણ છતાં અમને બન્નેને બધું જોવાનો ઘણો શોખ હતો. ભાવનગરમાં જે કંઈ જોવાનું હતું તે બધું અમે ફરીફરીને જોયું છે. ખાસ તો મને યાદ છે કે અમે નવરાત્રમાં બધી ગરબીઓએ ફરતા, બધા વેશો જોતા, ગરબી-ગરબા બધે સાંભળતા. અમારા વખતમાં યુનિવર્સિટીની પરીક્ષાઓ નવરાત્રની નજીક થતી, છતાં નોરતામાં રાતના એક-બે વાગતાં સુધી અમે બધે ફરતા. શહેરમાં બધાં ભાષણો સાંભળતા. તેની બહુ જ સખત રીતે ટીકા કરતા. ચર્ચામાં અમારી વચ્ચે વારંવાર મતભેદ થતો અને લાંબાં વાગ્યુદ્ધો અમે ચલાવતા.

"પ્રિવિયસની પરીક્ષા પૂરી કર્યા પછી મને મુંબઈમાં ગોકળદાસ તેજપાળ બોર્ડિંગમાં જગા મળી, એટલે હું મુંબઈ આવ્યો અને અમે બે છૂટા પડયા. અમારી વચ્ચે પત્રવ્યવહાર ચાલ્યા કરતો મને યાદ છે. તેમાં લાગણીવેડા અને કવિત્વ-પ્રદર્શનો થતાં. જો કે કાવ્યો લખવાનો ગુનો મારો વધારે હતો. એ વરસ દરમિયાન જ હું ધારું તેમનાં બીજાં લગ્ન થયાં. તેમના સસરા શ્રી ભાઈશંકરભાઈ પણ હરગોવિંદભાઈ અને મારા પિતાના ગુરુભાઈ. એ સંબંધનું કારણ પણ એમનો ગુરુભાઈઓનો સંબંધ."

આ સમયે ગિજુભાઈના જીવન ઉપર સૌથી વધુ અસર તેમના મામાના પ્રત્યક્ષ જીવનની પડી રહી હતી. બંને કાન ઢાંકીને બાંધેલો ધોળો ફેંટો, લાંબો કોટ ને ઉપર સફેદ ખેસ, મોટી મૂછો ને ભરાવદાર ચહેરો, હેતાળ ભરી આંખો, વાત કરતાં ફૂલ ઝરે એવા વડાલસોયા મામા, સ્ટેશન માસ્તર તરીકે ફરજ ઉપર હોય ત્યારે ગિજુભાઈ તેમને દૂરથી ધડીભર નીરખી રહેતા. અત્યંત પ્રેમાળ ગિજુભાઈને કડક શિસ્તપ્રેમીના રૂપમાં તેમના અનેક સાથીઓએ જોયા છે. સહકાર્યકરો તથા ઉતારુઓ પ્રત્યે શ્રી હરગોવિંદભાઈનું વર્તન માયાળુ છતાં શિસ્તબદ્ધ અને ન્યાયપૂર્ણ હતું. ઉપરી અધિકારી તરફ ભયભરી ખુશામત અને મદદનીશ સાથીઓ પ્રત્યે તુચ્છતાભર્યો રુઆબ એ દેશી રજવાડાના અમલદારોની ખાસિયત ગણાતી; શ્રી હરગોવિંદભાઈ આમાં અપવાદ રૂપ હતા. તેમની ન્યાયપ્રિયતા ને પ્રામાણિકતા, કર્તવ્યપરાયણતા અને પરમાર્થભાવની સુવાસથી તેમણે સૌનાં દિલ જીત્યાં હતાં. ગિજુભાઈના કિશોરમન ઉપર મામાના ચારિત્ર્યના આ ઉજ્જ્વળ ગુણોની ચિરંજીવ છાપ અંકિત થઈ. તેમના પુત્ર શ્રી પોપટભાઈ (હીરાલાલ હ. પંડ્યા M.Sc.), શ્રી બટુભાઈ (રામનારાયણ વિ. પાઠક) અને શ્રી ગિજુભાઈ તેમને ઘેર રહી સાથે જ ભણતા. ત્રણે ઉપર તેઓ પુત્રવત્ વાત્સલ્ય રાખતા.

ગિજુભાઈના જીવન ઉપર પડેલી તેમના મામાની અસર, વિદ્યાલય અને મહાવિદ્યાલયના અભ્યાસકાળ દરમિયાન કિશોરાવસ્થામાં થયેલ તેમનાં પ્રથમ અને દ્વિતીય લગ્ન, પતાની વૃદ્ધાવસ્થા, માતાનું અવસાન, નાના ભાઈઓના અભ્યાસની ચિંતા, વગેરે હકીકત ગિજુભાઈના એક નિકટના મિત્ર અને સાથી શ્રી ગિરીશભાઈ ભટ્ટે, સાદી સરળ અને અભ્યાસપૂર્ણ રીતે 'મૂછાળી મા' નામની નાનકડી પુસ્તિકામાં આલેખ્યા છે. તેમાંથી કેટલીક કંડિકાઓ અહીં ઉતારીએ એટલે

ગિજુભાઈનું અભ્યાસકાળનું ચિત્ર પૂરું થાય.

"એમના આ મામા પોતાની પ્રામાણિકતા, પરોપકારવૃત્તિ સહૃદયતા અને સરળતાથી લોકોમાં ખૂબ પ્રિય થઈ પડેલા ને એમની આ સુવાસ અને ધાર્મિકતાથી લોકો એમને 'મહાત્મા'ના નામથી સંબોધતા.

"એ મામાના ઘરમાં એમની સીધી નજર તળે રહેવાનું ગિજુભાઈને સાંપડયું અને એમના વિકસતા જીવનમાં વિશેષતાઓ ઉમેરાવા લાગી. મોટા મામાને ઘરમાં બધાં 'મોટાભાઈ' કહેતાં. આ મોટાભાઈ કાંઈ બહુ ભણેલાગણેલા કે વિદ્વાન ન હતા, પણ એમને જીવવાની કળા લાધી હતી. એ જે કરતા તે સ્વસ્થતાથી ને નીડરતાથી કરતા. એમનાં જીવનમાં ક્યાંય આળસ નહિ, અનિયમિતતા નહિ કે નહિ અંગત સ્વાર્થની સંકડી; ખુલ્લેખુલ્લું જીવન.

"આવા માણસની સમીપ ગિજુભાઈને રહેવાનું મળ્યું અને એના ઘડાતા જીવનને ઘાટ મળવા લાગ્યો. નહોતા જાણતા મામા કે હું ભાણેજને ઘડું છું, કે નહોતો જાણતો ભાણેજ કે મારું ઘડતર થઈ રહ્યું છે.

"અભ્યાસ, મિત્રોનો સહવાસ, જીવનચરિત્રોનું વાંચન અને મામાના જીવનમાંથી મળતી પ્રેરણા, આ બધાંએ 'ગિજુ'ને ખૂબ આગળ ને આગળ લીધો.

"અત્યારે ગુજરાતમાં પીઢ અને વિચારી સાક્ષર તરીકે પંકાયેલા રામનારાયણ વિ. પાઠક (દ્વિરેફ) ગિજુભાઈના તે કાળના સહપાઠી તથા સહવાસી. બીજા એક લાલભાઈ પ્ર. ભટ, એ પણ આ વિદ્યાપ્રેમી ટોળામાંના એક; કવિતાના ભારે રસિયા. સ્વર્ગસ્થ કવિ કાંતના નિકટના સંસર્ગમાં એટલે એમની એ દિવસોની જીવનમાંથી નીતરેલી કવિતાઓ લખાય કે તરત જ પોતાની મિત્રમંડળીમાં કવિના હસ્તા-

ક્ષરવાળી જ પ્રન લાવે અને બધા ગોઠિયાઓ–બટુભાઈ, ગિજુભાઈ, સોમભાઈ, પોપટલાઈ અને લખુભાઈ ભેગા મળી આરડે – ગાય.

"આમ ભણતા ભણતા ગિજુભાઈ મૅટ્રિક પાસ થયા અને કૉલેજમાં આવ્યા.

"ગિજુભાઈનાં બા (આ સમય દરમિયાનમાં) ગુજરી ગયાં. તેમનાથી નાના બે ભાઈઓ, વિધુર પિતા અને ઘરની ચિંતા ગિજુભાઈને રહેતી. ગિજુભાઈનું પહેલું લગ્ન (સને ૧૯૦૨માં) હરિબહેન સાથે થયેલું. એ હરિબહેન હવે મોટાં થયાં હતાં અને વળામાં સાસરવાસમાં રહેતાં; સસરાને તથા દિયરોને સંભાળતાં. ગિજુભાઈનો અને તેમનાં આ પહેલાં પત્નીનો બહુ સુમેળ હતો. હરિબહેનમાં સાહસપણાનો જે ગુણ હતો તેથી તેણે ગિજુભાઈને મુગ્ધ કરેલા અને બે-એક વર્ષના સહજીવન પછી એ મરણ પામ્યાં તે બાદ ઘણાં વર્ષો લગી એ 'હરિ'ની પ્રેમલ સ્મૃતિને ગિજુભાઈએ હૈયાની ડાબલીમાં હેતથી સાચવી રાખેલી. એ પત્નીના અવસાન પછી પણ ગિજુભાઈએ પોતાનાં સાસુ જમનામાશી અને સાળીઓ સાથે બહુ હેતભર્યો નાતો વર્ષો સુધી સાચવેલો.

"ગિજુભાઈ વિધુર થયા હતા. કૉલેજમાં જતા હતા પણ કૉલેજનું ખર્ચાળ જીવન જીવવા જેવી એમના ઘરની સ્થિતિ ન હતી. એ દિવસો પણ જુદી જાતના હતા. સ્વજનોથી છૂટા પડી ઇચ્છા પ્રમાણે યુવાન વિહરી શકતો નહિ; એનું ઘડતર જ એ દિવસોના વાતાવરણમાં એવું થતું. માબાપ, ભાઈભાંડુ, ઘર, સ્વજનો, એ બધાને કેમ વિસારી દેવાય? એમને કેમ ઉવેખી શકાય?

"પત્નીના મૃત્યુનું દુઃખ હતું. અભ્યાસ કેમ કરી આગળ વધારવો, તેની ચિંતા હતી. યુવાસુલભ મહત્ત્વાકાંક્ષાઓ હતી. શું કરવું? ગિજુભાઈ મનમાં ને મનમાં મૂંઝાતા હતા. એમના જીવનમાં

મૂંઝવણના જે બેચાર તબક્કાઓ આવ્યા છે તેમાંનો આ એક હતો—
પહેલો હતો.

"મોટાભાઈના એક મિત્ર ભાઈશંકર ધનજી દ્વે. અવારનવાર
એ લોકો બીલખામાં શ્રીમન્ નથુરામ શર્માના આશ્રમમાં મળે. જ્ઞાતિ-
ભાઈઓ ઉપરાંત ગુરુભાઈઓ પણ ખરા, એટલે સ્નેહસંબંધ બહુ
સારો. આ દિવસોમાં એક વાર મોટાભાઈ સાથે ગિજુભાઈ બીલખે
ગયેલા. ભાઈશંકરભાઈ ને જડીબહેન નામે એક પુત્રી. ગિજુભાઈ વિધુર
હતા; જોતાંવેંત જ ભાઈશંકરભાઈનું મન એના પર ચોંટ્યું અને
પરિણામે ગિજુભાઈ અને જડીબહેન પતીપત્ની બન્યાં. (તે વખતે
ગિજુભાઈ કોલેજમાં ભણતા હતા.)

"જડીબહેનના બાપા ભાઈશંકરભાઈ જામનગર સંસ્થાનમાં
અહેનાજી હતા; એટલે જડીબહેન ભણેલાં હતાં.

"એમનું શરીર નાજુક; એમની સ્વચ્છતાપ્રીતિ, ડાહપણ અને
માયાળુ સ્વભાવે બધાનાં મન એકદમ હરી લીધાં."

મહાવિદ્યાલયનું પ્રથમ વર્ષ પસાર કરી, બીજા વર્ષ—ઇન્ટર
આર્ટ્સમાં પ્રવેશ કરતાં જ ગિજુભાઈ સામે કૌટુંબિક મુશ્કેલી આવીને
ઊભી રહી. બીજાં ત્રણ વર્ષ ભણવા જેવી આર્થિક સ્થિતિ ન હતી.
યુવાવસ્થાને ઉંબરે પગ મૂકતા જ મૂંઝવણ આવી પડી. ભારતના
હજારો યુવાનોને આ ઉંમરે અનુભવવા પડતા મનોમંથનમાંથી ગિજુભાઈ
પસાર થયા. એક બાજુ બી.એ., એલએલ.બી. થઈ સારા વકીલ
તરીકે ઝળકતી કારકિર્દી કરવાની મહત્ત્વાકાંક્ષા; એ જમાનાના દેશભક્તો
ટિળક મહારાજ, રાનડે વગેરે મોટા માણસો કાયદાનો અભ્યાસ કરી,
અંગ્રેજ સરકાર સામે લડવા નીકળેલા, એટલે વકીલાતના ધંધામાં
પૈસો ને મોભો બન્ને યુવાનોને આકર્ષતાં હતાં. બીજી બાજુ, પિતાની
વૃદ્ધાવસ્થા, નાના ભાઈઓનો અભ્યાસ, તાજેતરમાં લગ્ન થયેલાં એટલે

કુટુંબનો બોજો: ગિજુભાઈના જીવનના ઉષઃકાળે આવેલી આ મથામણ ભારે કસોટી રૂપ નીવડી. એમનો જોરાવર જીવ અંદરથી વારંવાર હુંકાર કરી ઊઠતો હતો. આટલી નાની ઉંમરે અભ્યાસ છોડી, ગૃહસ્થ-જીવનની મર્યાદામાં બંધાવા સામે અંદરથી બંડ ઊઠયું. પણ બીજી બાજુ કર્તવ્યપરાયણતાનો સાદ હતો. પોતાના ભણતરના ભોગે નાના ભાઈઓને ભણાવવા, પોતાની મહત્ત્વાકાંક્ષાના ભોગે પિતાને સહાય રૂપ થવું, આ વિચાર પ્રેય કરતાં શ્રેય તરફ ઢળતો હતો. ઊલટાસૂલટી અનેક વિચારો આવતા હતા. રાતો ઊંઘ વિનાની પસાર થતી હતી. આખરે મામાની સંમતિ મેળવી અભ્યાસ છોડી દેવાનો નિર્ણય કર્યો.

મુંબઈની કોઈ પેઢીમાં જોડાયા, પણ ત્યાં કશું ચેન ન પડયું. અભ્યાસ છોડયો, નોકરી લીધી; પણ જીવ જંપ્યો નહિ. દિવસરાત ગડમથલ ચાલુ જ રહી.

એક વાર એકલોઅટૂલો, કુટુંબવતન ને આદર્શથી દૂર પડેલો યુવાન સમુદ્રકિનારે બેઠો હતો. સામે મોજાં ઊછળી રહ્યાં હતાં. એ અંતરના મનોમંથનનો પડઘો હતો. સાગરના ઊછળતા તરંગો જેવા અનેક વિચારતરંગો મનમાં ઊછાળા મારી રહ્યા હતા. દરિયાપારના દેશો આ સ્વપ્નદ્રષ્ટા યુવાનની દૃષ્ટિ સમક્ષ ખડા થયા. જૂની લોકકથાઓમાં આવતી દરિયાખેડુ સાહસિકોની કથાઓ મનમાં આવીને ઊભી રહી. 'જે જાય જાવે તે પાછો ન આવે, આવે તો પરિયાના પરિયા ખાય તેટલું લાવે.' એ લોકોક્તિ યાદ આવી. 'મારે પણ પરદેશ ખેડવો જોઈએ. આવી ગુમાસ્તાગીરી કરી જીવન બરબાદ કરવાનો કશો અર્થ નથી. જન્મ તો ભાગ્યમાના પગ પાસે પડેલો છે.. પણ હું આફ્રિકા પહોંચું.' ગિજુભાઈના મનમાં આફ્રિકાનો વિચાર આવતાં જ તેમનો બાલમિત્ર એચ.સી. ત્રિવેદી સાંભર્યો. "અભણ જેવો એ 'હરિયો' ત્યાં જઈ લાખોપતિ બન્યો તો આટલો ભણેલો હું કેમ

ન ફાવું?” આવા સાહસિક વિચાર આવતાં જ જીવનમાં રસ અનુભવ્યો. જોખમ અને સાહસ વિનાનું જીવન મીઠા વિનાના ભોજન જેવું નીરસ, ફિક્કું છે એનો સ્વાનુભવ ગિજુભાઈને થયો. પરદેશ ખેડવાની મનમાં ગાંઠ વાળી તેઓ ભાવનગર આવ્યા.

વ્યવહારકુશળ, આદર્શપ્રેમી મામાએ ગિજુભાઈની આંખ અને અવાજ પારખી લીધાં; ઊગતા યુવાનનું પાણી માપી લીધું અને તેની પીઠ થાબડી આશીર્વાદ આપ્યા. ભલામણો લખી આપી. પિતાએ મમતાને કારણે થોડી આનાકાની કરી. એ જમાનામાં આફ્રિકા જવું વસમું હતું. આજે ચોવીસ કલાકમાં દુનિયાને છેડે પહોંચાય તેવાં સાધનના જમાનામાં એ વસ્તુનો ખરો ખ્યાલ ન આવે. એ વખતે દૂર દેશાવર જવામાં ભારે જોખમ હતું અને તેને લીધે માબાપનો જીવ ન માનતો. છતાં પુત્રની ઇચ્છાને માન આપી તેમણે રજા આપી. પાસપોર્ટ, કપડાંલત્તાં વગેરે પૂર્વતૈયારી થઈ ચૂકી.

અને એક સુંદર સવારે, એકવીસ વર્ષનો આશાભર્યો યુવાન, પોતાનું ભાગ્ય અજમાવવા, પોરબંદરને બારેથી આફ્રિકા જવા ઊપડ્યો.

# ૪

## અવનવા અનુભવ

ગિજુભાઈ એક પ્રયોગવીર હતા. જીવનની પ્રત્યેક પળને તેઓ કિંમતી ને ઉપયોગી સમજતા. એક વૈજ્ઞાનિકની ઢબે તેઓ પોતાના દરેક વિચારને–કાર્યને તપાસતા, તેમાં રહેલી ઊણપ જોઈ શકતા, તેનાથી રંજ અનુભવતા અને તે દૂર કરવા માથાતૂટ પ્રયત્ન કરતા. એ અર્થમાં તેઓ એક સાહસિક યુવાન હતા. ધીમે ધીમે પણ ચોક્કસપણે તેમની વૈજ્ઞાનિક દૃષ્ટિ વિકસતી જતી હતી. સફળતા-નિષ્ફળતાનો તેઓ બહુ વિચાર ન કરતા; પણ તેમને પુરુષાર્થ અને પ્રયત્નમાં અખૂટ શ્રદ્ધા હતી. તેઓ સ્વમાની હતા. જીવનના ઝંઝાવાતોમાં સ્વત્વરક્ષા એ તેમનું પરમ લક્ષ હતું.

અને આફ્રિકાની સફર એ એક એવું જ સ્વમાનપ્રિય યુવાનનું સાહસિક પગલું હતું. આજકાલ આફ્રિકા જનાર જુવાનો કરતાં એ જુદા પ્રકારનું હતું. તેમાં કોઈ પેઢી, કંપની કે સંસ્થા સાથે કોલકરારો થયા ન હતા; ત્રણ કે પાંચ વર્ષની બંધણી ન હતી; અમુક શિલિંગનું ઠરાવેલું માસિક વેતન ન હતું; જવા આવવાના પહેલાબીજા વર્ગના ભાડાની કે રજાની કોઈ ચોક્કસ શરતો ન હતી.

કોઈના આંકી આપેલા માર્ગે ચાલવામાં તેમને સ્વમાનહાનિ લાગતી. તેઓ આપમેળે માર્ગ કરી લેવાની હિંમતથી, સાહસ અને

જોખમમાં રહેલ જીવનની ખરી મોજ માણવા ચાલી નીકળ્યા હતા. કેવી રીતે આફ્રિકા જવાના નિર્ણય ઉપર તેઓ આવ્યા અને શી રીતે ત્યાં પહોંચ્યા તે ગિજુભાઈના જ શબ્દોમાં જોઈએ.

"...અને મારું મગજ ફર્યું. સાહસની કલ્પનાઓએ મને ઘેર્યો. ઇંગ્લાંડ, જાપાન, અમેરિકા કે આફ્રિકા, ક્યાંક જવું એવું મનમાં થવા લાગ્યું. આખરે આફ્રિકા જવા માટે તૈયાર થયો...

"આફ્રિકા જઈને શું કરીશ તેનો નિરધાર નહોતો કર્યો. 'અલ્લાબેલી' કંઈક થઈ રહેશે. વેપાર કરશું, નહિ તો ખેતી કરશું, એમ નહિ તો લિવિંગ્સ્ટનની જેમ મોટી મુસાફરી કરશું: કંઈક કરશું, એમ કરીને નીકળી પડ્યો હતો. તે વખતે આફ્રિકામાં કોઈ ઓળખીતું ન હતું. ભલામણપત્રમાં ઉમરેઠના વતની અને તે વખતના મોંબાસા હાઈકોર્ટના રજીસ્ટ્રાર શ્રી કેશવલાલ દ્વિવેદી ગુરુબંધુ ઉપર મારા મામાએ આપેલી એક ચિઠ્ઠી હતી. સાથે ચાર જોડ કોટ-પાટલૂન, બે જોડ ઊંટના ચામડાના બૂટ અને એવો આફ્રિકામાં 'સાહેબલોક' થઈને ફરી શકાય તેવો સરંજામ ભરેલો એક મોટો ટ્રંક હતો."

આફ્રિકાની સફરમાં ગિજુભાઈને તેમના જેવા જ તેમના એક 'અલગારી' દોસ્ત મળી ગયા. ભાવનગરના વિદ્યાર્થીજીવનના સહાધ્યાયી શ્રી લાભભાઈ ભટ પ્રવાસમાં જોડાયા. બન્નેની જુગલ-જોડી જામી. ગિજુભાઈએ તેનું રસિક વર્ણન પોતાની લાક્ષણિક શૈલીમાં, જરા લહેરમાં આવીને કર્યું છે. તેમાં કારુણ્ય હોવા છતાં વાંચનારને આનંદ અને ઉત્સાહ આપે છે, એ એની ખૂબી છે. અથવા ગિજુભાઈના જીવનની એ એક ખાસિયત બતાવે છે.

"પોરબંદરથી અમે બે મિત્રો આફ્રિકા માટે ચડ્યા હતા. મારો મિત્ર મારા જેવો જ અડિયલ હતો. ક્યાં જવું છે અને શું કરવું છે

તેના વિચાર વિના તે પણ મારી સાથે આગબોટે ચડયો હતો. તેણે પણ મારી પેઠે ઊંટના ચામડાના બૂટ અને જાતજાતના સૂટ કરાવ્યા હતા. તે પણ મારી માફક આફ્રિકામાંથી ઝાડ ઉપરથી સોનાના રૂપિયા ખેરવી લેવા માટે મારી સાથે નીકળ્યો હતો!

"અમે બે સારા ને સાચા દોસ્તો હતા. સાહિત્યરસિક અને સાહિત્યસર્જક મિત્રો હતા. હું અને તે બન્ને કવિતાઓ પણ બનાવતા. તેની કવિતાઓ મારા કરતાં, મને લાગે છે તેમ પ્રાસાદિક હતી. મારા પ્રિય ગધેડા ઉપર પચ્ચીસ વર્ષ પહેલાં મારા ઉપરની તેની મમતાને લીધે તેણે કાવ્ય લખ્યું હતું. તેની એક લીટી તો અત્યારે પણ મને યાદ છે.

ઊંડો, ખંદો, રાસભ મિત્ર મારા.

"આ મિત્ર સ્ટીમર પર ચડતા પહેલાં અમારા ભાવી રસોયા-મિત્ર ઉપર અને પોરબંદરના મચ્છર ઉપર સુંદર કાવ્ય રચેલાં. એ અને ટીકા રસોયાના કાવ્યની પંક્તિ હજુ સ્મરણમાંથી સરી નથી પડી-

ટીકો ઊકચો તે ટીડડાની પેઠે.

'પોરબંદરના ડક્કા ઉપર આવેલી એક કેબિનમાં ઊંટના બૂટ ચડાવી રાત આખી સ્ટીમરને માટે રાહ જોતા અમે સૂતા હતા, ત્યારે તેણે બીજી એક કવિતા પણ કરેલી:

આપણે છીએ અલગારી...

"અમે ઉત્સાહી મિત્રો આગબોટ ઉપર ચડયા. તેણે વહેલા જઈ નીચે ભંડકમાં જગ્યા રોકી. હું હોડીમાંથી સામાન ચડાવી પાછળથી રોકેલી જગ્યાએ પહોંચ્યો. મારો મિત્ર ચત્તોપાટ પેટ સાથે ગોઠણ અડાડી 'વોય વોય' કરતો હતો. વચ્ચે વચ્ચે કવિશ્રી ન્હાનાલાલનું 'ગિરનારને ચરણે' નામનું કાવ્ય ગાતો હતો. હું તેની પાસે પહોંચ્યો ને થોડી વારે 'ઓક' કરીને તેણે ઊલટી કરી અને બેચેન બન્યો.

ભાતાનો ડબ્બો તેની નજીક પડયો હતો અને તેમાંથી તેણે મગજના લાડુ ઠીક ઠીક ઉડાવ્યા હતા."

"મોંબાસાના બંદરમાં આવી રહેલા ઉતારુઓને તપાસવા ડોક્ટર અમારી આગબોટ ઉપર આવ્યો ત્યારે અમે કોટપાટલૂન અને બૂટ ચડાવી, બીજા ઉતારુઓ સાથે રોફબંધ ઊભા હતા. મારા મિત્રના મોઢા ઉપર 'હાશ હવે છૂટયા'ના છુટકારાની પ્રસન્નતા હતી અને આગબોટની મુસાફરીની મોજ છોડીને ઊતરવાનો અણગમો મારા મોં ઉપર હતો. આગબોટ ઉપર તો ગોઠવાઈ ગયો હતો પણ હવે નવા મુલકમાં કેમ ગોઠવાઈશ તેની મને મૂંઝવણ થતી હતી."

મોંબાસા જગતનાં શ્રેષ્ઠ બંદરો માંહેનું એક રળિયામણું બંદર છે. આફ્રિકાના એ મનોરમ કિનારાનાં દર્શન થતાં, ચૌદ ચૌદ દિવસ ધરતીમાતાના વિયોગ પછી જમીનની કિનાર નીરખતાં, પ્રવાસીઓના મનમાં ઊઠતા આહ્‌લાદક ભાવોનું મનોહર વર્ણન ગિજુભાઈએ કર્યું છે. તેમના જીવનના એ યાદગાર દિવસની સ્મૃતિ સાથેનું એ લખાણ એક સાહિત્યનો ઉત્કૃષ્ટ નમૂનો પણ રજૂ કરે છે:

"ચૌદ દિવસની લાંબી મુસાફરીની એક રમણીય સાંજે સ્વાહિલી લોકોની ભૂમિને કિનારે ઊતર્યાનું સ્મરણ હજી આજે પચીસ વર્ષ પછી પણ મને એવું ને એવું જ તાજું છે. નાળિયેરી, આંબા, અને એવાં બીજાં મોટાં લીલાંછમ વૃક્ષોથી હરિયાળી જમીનના બે ખંડો વચ્ચે અમારી 'સોમાલી' આગબોટ ધીમે ધીમે મોંબાસાને કિનારે જતી હતી. સમુદ્ર, મોંબાસા અને અમારી સ્ટીમર ઉપર સૂર્યનાં છેલ્લાં કિરણો પડીને ઊડી ગયાં હતાં. લંગરની સાંકળ જોસથી પાણી કાપતી સમુદ્રનું તળિયું જોવા જતી હતી. નાની નાની હોડીઓ, કાળા કાળા સ્વાહિલીઓ અને બંદરના ધોળા ધોળા એક બે અધિકારીઓ દૂરથી ઝાંખા ઝાંખા દેખાતા હતા."

ગિજુભાઈ તેમના મામાના સ્નેહી શ્રી કેશવલાલ દ્વિવેદીને ત્યાં ઊતર્યા. તેમણે ભાવભર્યું સ્વાગત કર્યું. ચાર છ દિવસ હરવાફરવામાં અને સ્ટીમરનો થાક ઉતારવામાં વીત્યા. મોંબાસા સુંદર ટાપુ છે. ગિજુભાઈ સાંજસવાર દરિયાકિનારે બગીચાઓમાં નીકળી પડતા. પણ તેમને વારંવાર દેશ સાંભરી આવતો. શરૂઆતના દિવસોનું સંસ્મરણ નોંધતાં તેઓ લખે છેઃ

"મને મોંબાસા ગમતું. પરંતુ પોતાનો દેશ, પોતાનું મીઠું ઘર, પોતાનાં નાનાં ભાઈભાંડુઓ સાંભર્યા વિના કોને રહે? ઘર છોડીને આમ બે હજાર માઈલ દૂર ઘેરથી પહેલવહેલો જ નીકળેલો અને તે પણ એકલા જેવો જ.

'ગામ બહાર દૂર દૂર સમુદ્રના એક એકાંત કિનારાના ખૂણા ઉપર હું બેસવા જતો. સમુદ્રની છોળો મારા પગને નવરાવતી, અને કોઈ વાર તો મારા આખા શરીરને છાંટતી. સમુદ્રનાં મોજાંને હું સંદેશો આપતો અને કહેતો કે 'જાઓ, દૂર દૂર પેલા અદૃશ્ય કિનારે મારું નાનું હૂંફાળું ઘર છે; ત્યાં જઈને કહો કે હું ભૂખ્યો નથી, હું તરસ્યો નથી, આંબાની ડાળે, સાગરની પાળે, મઝા કરું છું.''

પણ ફરવાના અને આરામના દિવસો પૂરા થયા. ગિજુભાઈ ફરવા નહિ કમાવા આવ્યા હતા. પણ કમાવા માટે આ પ્રદેશમાં જોઈતું ભણતર તેઓ ભણ્યા ન હતા. તેમણે એક પછી એક પરીક્ષાઓ પસાર કરી હતી પણ જીવનની વ્યવહારુ તાલીમ લીધી ન હતી. પુસ્તકો વાંચ્યાં હતાં પણ નવા નવા માણસો સાથે કામ કેમ પાડવું તે શીખ્યા ન હતા. મેકોલેએ ઘડી આપેલા અભ્યાસક્રમ મુજબ ચાલતી હિંદની શાળા-મહાશાળાઓમાં કારકુનીનું શિક્ષણ તેમણે લીધું હતું પણ હૈયાઉકલતથી કોણી મારીને ફૂંડું કરવાની તાલીમ તેમને મળી ન હતી. તેઓ ભણ્યા હતા પણ ગણ્યા ન હતા. કશી પૂર્વતૈયારી વિના

તેમણે પોરબંદરને કિનારેથી ચોવીસ સો માઈલનો કૂદકો માર્યો હતો. હવે તેમની કસોટી શરૂ થઈ.

શ્રી કેશવલાલ દ્વિવેદી સાથે કામકાજ અંગે વાતચીત થઈ. જમાનાના ખાધેલ એ પરદેશખેડુ મુરબ્બીએ ગિજુભાઈની હિંમત, સાહસિકતા, ભણતર, આવડત ને અણઆવડત, ડહાપણ અને દોઢડહાપણ, બધી વસ્તુનું માપ કાઢી લીધું. તેમણે ગિજુભાઈના ગુણોની કદર કરી અને ઊણપો દૂર કરવાનો માર્ગ બતાવ્યો. ગિજુભાઈએ એ આખા પ્રસંગને સરસ રીતે આલેખ્યો છે. પોતાની ખામી ને ખાસિયતને તટસ્થભાવે હળવી શૈલીમાં, એક મીઠા સંભારણા તરીકે નોંધ્યો છે:

"...કેશવલાલભાઈ ને ત્યાં ઊતર્યાં ત્યારે તેઓ અમને જોઈ જરૂર મનમાં હસ્યા હશે. આખી કોટપેન્ટ અને બૂટ પહેરી હું કયો વાઘ મારવા હિન્દુસ્તાનમાંથી આવ્યો હોઈશ તેનો વિચાર તેઓ કરી કરીને થાક્યા હશે. મને પણ અત્યારે નવાઈ લાગે છે કે શા માટે મેં એવો અદ્ભુત વેશ ચડાવ્યો હશે? એનો ખુલાસો એ છે કે તે વખતે હું જુવાન હતો, ઉત્સાહી હતો અને અનુભવ વિનાનો હતો.

"કેશવલાલભાઈએ મને પૂછ્યું: 'અહીં શું કરવા માગો છો?' મારી પાસે કશો જ ઉત્તર ન હતો, કંઈ જ યોજના ન હતી. મેં કહ્યું: 'મારે વેપાર કરવો છે.' ઉછીના લીધેલા રૂપિયા અઢીસોમાંથી રૂપિયા ત્રીસ માત્ર મારા ખિસ્સામાં હતા, અને હું વેપાર કરવાની વાત કરતો હતો!

"કોઈના ઉછીના રૂપિયા લઈ, કોઈની નોકરીમાં બંધાયા વિના, મોંબાસા જેટલે દૂર હું આવ્યો છું તે જાણી કેશવલાલભાઈએ મારી હિંમતની કદર કરી. પણ ડોકું ધુણાવ્યું અને રોકડો જવાબ આપ્યો: 'તમે વેપાર કરી શકશો નહિ.'

"મેં નિરાશ થયા વિના પૂછ્યું: 'શા માટે?' અર્ધા કલાકના

સવાલ-જવાબમાં તેમણે મને ઠોઠમાર બનાવી મૂક્યો. મારી પાસે મૂ ન હતી, વેપારની દુકાન પણ જિંદગીમાં જોઈ ન હતી, ચેક અં હુંડી શું એ સુધ્ધાં હું જાણતો ન હતો. હું જાણતો હતો ફ્રે સ્કોટનાં 'લે ઑફ ધી લાસ્ટ મિન્સ્ટ્રલ' અને 'આઈવનહો;' ( જાણતો હતો ઉત્તરરામચરિત અને ભર્તૃહરિશતક; હું જાણતો હતો સરસ્વતીચંદ્ર અને કેકારવ; અને હું વેપાર કરવા નીકળ્યો હતો!

"એક ક્ષણમાં મેં જોઈ લીધું કે વેપારી તરીકે હું મોટું મીંડુ છું. મેં બીજી જ ક્ષણે કેશવલાલભાઈને કહ્યું: 'મારે ખેતી કરવી છે.' યોજના વિનાના તરંગી યુવાનનું આ માનસ હતું! એ ભલા માણસ હસ્યા નહિ પણ મને આફ્રિકાની ખેતી એટલે શું તેની લાંબી હકીકત કહી અને લેશ માત્ર ટીકા કર્યા વિના ઊંડેથી મનમાં ખાતરી કરાવી આપી કે ખેતી માટે પણ હું કેવળ નાલાયક છું. ખેતી માં પૈસા જોઈએ, ખેડૂતની આવડત જોઈએ, આફ્રિકાની પરિસ્થિતિનો અનુભવ જોઈએ. એ બધું તો મારામાં કેટલું બધું હતું?

"રાત આખી હું અસ્વસ્થ પડ્યો રહ્યો. હવે શું કરવું એ પ્રશ્ને મને મૂંઝવ્યો. આફ્રિકામાં સોનાનાં ઝાડ નહોતાં કે હું ખેરવી લઉં. મોંબાસાના કેશવલાલભાઈના ઘરની એક ઓરડીમાં એકલો એકલો રડી જવાને બદલે મેં હોઠ પીસ્યા, દહતા એકડી કરી અને નિર્ણય કર્યો કે પાછું તો ન જ જવું. કાંઈક કરવું તો ખરું જ; અને તે નોકરી! અંગ્રેજી ભણેલાને બીજું શું આવડે?"

ભાવનગરની હાઈસ્કૂલ અને કૉલેજનાં પાંચ વર્ષમાં જે ભણતર નહોતા ભણ્યા તે ગિજુભાઈ મોંબાસાની દુનિયાની નિશાળે એક મહિનામાં ભણ્યા. શાળાની ચાર દીવાલો વચ્ચે પુસ્તકમાંથી શીખેલા પાઠ કરતાં આ તદ્દન જુદી જાતના હતા. પેટમાં કોમળ બુદ્ધિના ચમકારા હતા તો આમાં મનનું કઠોર ઘડતર થઈ રહ્યું હતું. પરણીદાર વહેરાને

લગામ રાખીને તાલીમબાજ કેળવે તેમ મનની લાગણીઓને જગતના આઘાત-પ્રત્યાઘાતથી આપમેળે કેળવણી મળતી હતી.

ગિજુભાઈના મિત્ર જગતશાળાની કસોટીમાં નાપાસ થઈ પાછા ફર્યા; ગિજુભાઈએ ગમે તેવી કસોટીમાંથી પાર ઊતરવાનો નિશ્ચય કર્યો. વેપાર અને ખેતી કરવાની અનુકૂળતા નથી, યોગ્યતા નથી એ વસ્તુનો મનથી સ્વીકાર કરીને તેમણે આ પારકા પરદેશમાં ગમે તે કામ સ્વીકારીને એક વાર પગ ખોડવાનો વિચાર કર્યો. નોકરી મળતાં વખત લાગશે એમ માની તેમણે કેશવલાલભાઈનું ઘર છોડી એક વીશીમાં મુકામ કર્યો. દેશમાંથી નીકળતી વખતે ઘડેલા તેમના કલ્પના ગઢના કાંગરા ધીમે ધીમે ખરતા જતા હતા; તેમણે મનમાં સેવેલા મોટા મનોરથના ઘોડા હવે થાકવા આવ્યા હતા. મોટા શાંબા (બગીચા) મેળવી સેટલર (જમીનદાર) બનવું અગર કપાસનો કે લવિંગ-મોસંબીનો વેપાર હાથ કરી શાહ-સોદાગર બનવું એવી મહેચ્છાઓ આડે એ વસ્તુની અણઆવડતના ખડક આવી ઊભા.

ઘડીભર ગિજુભાઈ નિરાશ બની જતા પણ

उद्यमेन हि सिद्ध्यन्ति कार्याणि न मनोरथैः ।

એ મામાએ આપેલા જીવનમંત્રથી ફરી બળ મેળવી મનને મજબૂત બનાવતા યત્નશીલ અને શ્રદ્ધાળુ કરોળિયાની કવિતા તેઓ મનમાં વારંવાર બોલી જતા. 'મનુષ્યયત્ન અને ઈશ્વરકૃપા' એ કહેવત તેમને યાદ આવી. મધદરિયે તોફાનમાં સપડાયેલા જહાજના સુકાનને કોઈ માલમ જીવને જોખમે વળગી રહે તેમ ગિજુભાઈ શ્રદ્ધાથી પોતાના નિશ્ચયને વળગી રહ્યા.

એ સમયની તેમની મથામણ, તેમના માથાતૂટ પ્રયત્ન અને આખરે મળેલી સફળતા, એ બધી વાતો ગિજુભાઈએ રસપૂર્વક લખી છે. તેમાંથી જ અહીં થોડા ઉતારાએ:

"હવે હું એક વીશીમાં રહેતો હતો. પાટલૂન તથા બૂટમોજાં કાઢી નિરાશાથી બેઠો બેઠો વિચાર કરતો હતો કે 'હવે શું કરવું? પાછા તો ન જ જવાય. પાછા જવા માટે પૈસા ક્યાં છે? આફ્રિકામાં અંદર પણ ન જવાય; તે માટે પણ પૈસા નથી. મજૂરી કરતાં પણ નથી આવડતી.'

"થોડા દિવસમાં હું જાણી શક્યો કે કોઈ પણ વેપારીની દુકાને મને નોકરી મળવી અશક્ય છે. મને નામાઠામાનો એકડો પણ આવડે તો કોઈ રાખે ના?'

"હું વિચાર કરવા લાગ્યો: 'કંઈથી નોકરી લેવી.' શ્રી કેશવલાલભાઈએ સલાહ આપી. 'શહેરમાં પોસ્ટ ઑફિસ, તાર-ઑફિસ, બીજી સરકારી ઑફિસો, વકીલોની ઑફિસો છે. ત્યાં જાઓ અને નોકરીની તલાશ કરો. તેમણે મને અંગ્રેજીમાં પ્રમાણપત્ર લખી આપ્યું.

'આથી પ્રમાણપત્ર આપવામાં આવે છે કે
મિ. ગિરજાશંકર ભી. બધેકા સારા ચારિત્ર્યવાળા
છે. તેઓ હિંદના ખાનદાન કુટુંબના છે અને
જોખમદારી તથા વિશ્વાસની જગાને માટે લાયક છે.'

"આ પ્રમાણપત્ર લઈ હું મોંબાસાની બજારમાં કોટ-પાટલૂન અને ઊંટના ચામડાના બૂટ ચડાવી અહીં તહીં ફરવા લાગ્યો. બધી ઑફિસોમાં ગયો પણ નાલાયક નીવડ્યો. મારામાં કઈ આવડત હતી કે મને કોઈ ઑફિસમાં રાખે? ન આવડે અંગ્રેજીમાં પત્રવ્યવહાર, ન આવડે અંગ્રેજી નામું, ન આવડે કોઈ સ્વતંત્ર લખાણ કે ન આવડે બરાબર નકલ કરતાં. અક્ષર પણ એવા જ. પ્રિવિયસ સુધીના ભણતરમાં આવું કશું આવ્યું ન હતું. દુનિયાની નિશાળ જુદી આવડત માગતી હતી અને તેમાં હું નાપાસ થતો હતો.

'સાથે આણેલી સાહિત્યની ચોપડીઓ ઉપર મને કંટાળો

છૂટચો. મને વિચાર આવ્યો કે કંઈક પ્રેક્ટિકલ શીખ્યો હોત તો કેવું સારું થાત? કંઈ હુન્નરઉદ્યોગ, કંઈક પેટ ભરવા જેવું હાથ કર્યું હોત તો સારું એમ મને લાગ્યું.

"વળી બૂટ ચડાવી કેશવલાલભાઈ પાસે ગયો. હસીને તેમણે સારા સમાચાર આપ્યા: 'કાલથી તમે મિ. દલાલ, એલએલ.બી.ની ઑફિસમાં કામે જજો. પગારનું જોયું જશે.'

"વળતે દિવસે હું દલાલની ઑફિસે ગયો. દલાલ ભલા પારસી વકીલ હતા; સભ્યતા ને સૌજન્યનો નમૂનો. બહુ જ ધીમાશથી તેઓ મને કામ સોંપવા માંડચા. તેમણે કહ્યું: 'મિ. બધેકા! આ ક્રૉસ ચેક પેલી બેંક પર લઈ જાઓ.' મેં કહ્યું: 'સાહેબ! ક્રૉસ ચેક એટલે?' તેઓ સહેજ હસ્યા, મારી દયા ખાધી અને કહ્યું: 'પેલા હેડક્લાર્ક પાસેથી સમજો.'

"હેડક્લાર્કે મારાં પાટલૂન કોટ પર નજર નાખી. તેણે મને વેદિયો લેખ્યો. પણ મારા સારા નશીબે તે ભલો હતો. એણે મને ક્રૉસ ચેક સંબંધી માહિતી આપી અને લખેલા કાગળોની પ્રેસકૉપી કાઢતાં શીખવ્યું; ટપાલના કાગળોને કેમ નોંધવા, કેવી રીતે રવાના કરવા એ શીખવ્યું; અંગ્રેજી કાગળોની નકલો કરતાં લીટીઓ આડી કેમ ન જાય એ પણ બતાવ્યું.

"આવડત વિનાનો હતો છતાં હું વફાદાર હતો. જે સોંપે તે કામ બધો વખત કર્યા કરતો. એક વાર થયેલી ભૂલ ફરી વાર ન થાય એ માટે બહુ કાળજી રાખતો. પડતી ભૂલોને માટે બહુ શરમાતો અને જ્યારે કામ કરતાં કરતાં વીશીના માંકડોથી થયેલ ઉજાગરાને લીધે ઑફિસમાં ઝોકું આવી જતું ત્યારે તો મનમાં કંઈ કંઈ થઈ જતું. વળી આ બધું મારો સાહેબ જાણતો અને જોતો છતાં મને કશું કહેતો નહિ, તે જોઈ મને આશ્ચર્ય અને દુઃખ બન્ને થતાં."

એ ભલા પારસી વકીલની ઑફિસમાં ગિજુભાઈએ એક મહિનો પૂરો કર્યો. એ ત્રીસ દિવસ ગિજુભાઈના જીવનમાં અનેક રીતે યાદગાર બન્યા હતા. તેઓ વારંવાર એને સંભારતા. મિ. દલાલ માણસના પારખુ હતા; તેમને માણસની પરીક્ષા કરતાં આવડતું હતું. ક્રોસ ચૅક શું તેની ગિજુભાઈને ગમ ન હતી; કાગળને ફાઈલ કરતાં કે નકલ કરતાં પૂરું આવડતું ન હતું; એની એણે દરકાર ન કરી. એ કામ તેણે પ્રેમથી શીખવ્યું. એને ગુણની પરખ હતી; વફાદારી અને પ્રામાણિકતા એ કામની આવડત કરતાં મોટી વસ્તુ હતી એ તેઓ જાણતા હતા. વફાદારી ને પ્રામાણિકતામાંથી કામની આવડત પેદા થાય, પણ કાર્યકુશળતામાંથી પ્રામાણિકતા નીપજતી નથી. પહેલા મહિનાના પગારના ઠરાવેલા પચાસ રૂપિયા ઉપરાંત દસ વધારે આપીને તેણે ગિજુભાઈની કદર કરી.

મિ. દલાલની બીજી શાખા નૈરોબીમાં હતી. ત્યાં મિ. ગિમી કામ કરતા. ગિજુભાઈને પગારમાં વધારો કરી નૈરોબીની ઑફિસમાં મોકલ્યા. નવો દેશ, નવો અનુભવ કરવા નીકળેલા નવજુવાન ગિજુભાઈ હોંશભર્યા નૈરોબી જવા તૈયાર થયા.

મોંબાસાથી નૈરોબી સુધીનાં રમણીય દૃશ્યો નીરખતા તેઓ નૈરોબી પહોંચ્યા. સમુદ્રની સપાટીથી પાંચ હજાર ફૂટ ઊંચાઈએ આવેલા એ સુંદર નગરની ખુશનુમા હવા અને રોનક જોઈ ઘડીભર ગિજુભાઈ ખુશ થઈ ગયા.

# ૫

## જીવનનું ઘડતર

'વપરાતી ચાવી હમેશાં ચળકતી રહે છે.' એ સોનેરી સૂત્ર ગિજુભાઈના જીવનમાં પ્રથમથી વણાયેલું હતું. તેમને મોંબાસામાં થોડા દિવસ કામ વિના બેસી રહેવું પડ્યું, બેકાર બનીને રઝળવું પડ્યું, તેમાં તેઓ કટાઈ જતા લાગ્યા. મોંબાસાનાં નંદનવન સમાં ઉપવનો તેમને વેરાન જણાયાં; જીવનમાંથી રસ ઊડી જતો લાગ્યો. પણ કામ મળતા જ તેઓ તાજગી અનુભવવા લાગ્યા. મનગમતું કામ ન મળ્યું છતાં વગર કામે બેસી રહેવા કરતાં તેમણે જે મળ્યું તે કામમાં પોતાનો આનંદ શોધ્યો. કામની આવડત નહોતી તો તે કેળવવા લાગ્યા અને ગુણવત્તાથી આગળ વધ્યા.

આફ્રિકાના નિવાસ દરમિયાન ગિજુભાઈના જીવનનું ઘડતર થયું તેમ તેમણે જીવનની મોજ પણ માણી.

આફ્રિકાના વસવાટનાં મધુર સ્મરણોની ટૂંકી નોંધ ગિજુભાઈ મૂકી ગયા છે તે ઉપરથી એ દિવસોમાં તેમણે પ્રાપ્ત કરેલી જીવનની મૂડીનો આપણને ઠીકઠીક ખ્યાલ આવે છે. ઉકરડામાંથી રત્નો શોધવાની તેમની વૃત્તિ અને શક્તિ બન્ને તેમાં દેખાઈ આવે છે. પોતાના અંગ્રેજ સાહેબો અને સાથીઓ પાસેથી તેમણે જે મેળવ્યું તેની કૃતજ્ઞતાભરી નોંધ આપણને મળે છે. તેવી જ રીતે સામાન્ય જનસમૂહમાંથી તેમણે

મેળવેલા મિત્રોની ગંભીર તેમ જ રમૂજભરી વાતો પણ તેમણે પ્રેમ-પૂર્વક લખી છે. તેમની એ સ્મરણપોથીના ટાંચણ ઉપરથી એમના જીવનઘડતરનો સારો એવો ખ્યાલ પણ આવે છે; એ ઉંમરે પણ તેમના જીવનમાં ચોક્કસ વિચારો હતા એ સ્પષ્ટ જણાઈ આવે છે. ગિજુભાઈનામાં મૂળથી જ એક અનોખું વ્યક્તિત્વ હતું. તેઓ કદી કોઈની શેહમાં દબાતા નહિ. બીજાના રંગે રંગાતા નહિ પણ પોતાના રંગે બીજાને—પોતાના સાથીદારોને રંગી નાખતા. કેવી રીતે, તે તેમના જ શબ્દોમાં જોઈએ :

" નૈરોબીના સ્ટેશને મારો એક ભલામણમિત્ર સામે લેવા આવ્યો હતો. આ મિત્ર અલીદીના વિશ્રામ નામની નૈરોબીની પેઢીમાં કામ કરતો હતો. હું તેને ઓળખતો ન હતો. ભલામણ ઉપરથી તેને ખબર આપેલા અને તે ભલો મિત્ર હસતે ચહેરે સ્ટેશને મને લેવા આવી પહોંચ્યો હતો.

" લંગડાતા પગે હું ગાડીમાંથી નીચે ઊતર્યો. રસ્તામાં જ મને ડાબા પગને અંગૂઠે ઝામરો થયો હતો. પાણીનું પોતું મૂકતો મૂકતો આખી રાત હું સ્થાનિક વતનીઓના શરીરની બદબો સૂંઘતો અને મનમાં મનમાં 'વોય વોય' કરતો બેસી રહ્યો હતો.

" જુવાની ન હોત, ઉત્સાહ ન હોત, તો હું એ રાતે રડી પડત ! કાવ્યમય વાત, સાહિત્યરસિક બનત, તો તે રાત્રિ મને બહુ ભયંકર અને દર્દમય લાગત. પણ મુસાફરીના ગ્રંથો વાંચવાથી મનમાં આવેલ શૌર્યથી, આસપાસના કુદરતી સૌન્દર્યથી હું એકલો તથા પીડિત છતાં મઝાથી બેઠો રહ્યો.

" સ્ટેશનમાંથી બહાર નીકળી અમે રિક્ષામાં બેઠા. રિક્ષા ગાડી મેં પહેલવહેલી જોઈ. નૈરોબીનો સીદી અમને બે જણને લઈને ઘોડાની જેમ ગાડી દોડાવ્યે જતો હતો. માણસથી ખેંચાવાનો એ પહેલો અને

છેલ્લો અનુભવ મને આશ્ચર્ય અને દુઃખ આપતો હતો. આફ્રિકામાં સુખ માટે આવેલા પશ્ચિમવાળાઓએ માણસોને ઘોડા બનાવી મૂક્યા છે એવા વિચારથી ગાડીમાંથી ઊતરી જવાનું મન થયું. પણ એ રોક્યું.

"આઠ દિવસ અંગૂઠાની બિમારી ભોગવ્યા પછી હું મારી ઑફિસમાં કામે ગયો. આ ઑફિસ એટલે મિ. પી. એમ. ગીમી બી.એ., એલએલ.બી. વકીલની ઑફિસ. તેનું ભોંયતળિયું પાટિયાનું અને તેનું છાપરું કોરેગેટેડ આયર્ન શીટ્સનું હતું. મિ. ગીમી નવા એલએલ.બી. હતા. ઉત્સાહી હતા. હું નવો અને તેમના જેટલો જ ઉત્સાહી કારકુન હતો. બંને લાયક હતા.

"પહેલે જ દિવસે એક ગેરસમજણનો ધડાકો થયો. બાર વાગ્યા અને મેં ગીમી સાહેબને કહ્યું: 'જમવાનો વખત થયો છે, સાહેબ!' તેઓ મારી સામે અચંબાથી જોઈ રહ્યા. તે કંઈ બોલ્યા નહિ, અને હું ચાલ્યો આવ્યો. હું સમજેલો કે નૈરોબીમાં મોંબાસાનો ટાઈમ ચાલતો હશે; ગીમી સાહેબ સમજ્યા હશે કે હું ઉતાવળિયો છું. તે દિવસથી મારા ગણપતિ સવળા બેઠેલા નહીં. અધકચરા પાંચ મહિના જેમતેમ કાઢ્યા...હિંદમાંથી આવી પરદેશમાં કેમ કામ કરવું અને કેમ પાર પાડવું તે બાબતમાં અમે બંને એકબીજાના ઠીકઠીક ગુરુ બન્યા હોઈશું."

પણ જેમતેમ જિંદગી કાઢવામાં જીવતર જીવીએ છીએ તેવું ગિજુભાઈને લાગતું ન હતું. આવો કિંમતી માનવજન્મ એમ જેમતેમ ગુજારવામાં એમને ચેન ન પડ્યું. એ સમયની ગિજુભાઈની મનોવૃત્તિનો ખ્યાલ તેમની સ્મરણનોંધમાંથી મળી રહે છે:

"મિ. ગીમીને ત્યાં પાંચ માસ નીકળી ગયા. ખૂબ કંટાળા સાથે તે પસાર થયા. આફ્રિકાનો નવપરિચય એક બાજુથી આનંદ આપતો હતો; સ્વાહિલી ભાષા અને ત્યાંના લોકોનો અભ્યાસ મારી

બુદ્ધિશક્તિમાં વધારો કરતો હતો. ત્યારે બીજી બાજુ હિંદનો વિયોગ હજુ તેટલો જ તીવ્ર હતો અને તે વારે વારે મનને હિંદ તરફ લઈ જતો. મનને થતું: 'શું કરવા આવ્યો અને આ શું કરું છું?' કાંઈક કરવાના ઉધામા શરૂ થયા. સાંભળ્યું કે પશ્ચિમ આફ્રિકામાં ત્રણસોથી ચારસો રૂપિયામાં તાર ખાતામાં નોકરી મળે છે. મારા એક મિત્ર પાસે તાર શીખવા બેઠો. આ મિત્રનું નામ હરખશંકર પંડિત. તેઓ તારટપાલ ખાતામાં નોકર હતા. દિલાવર દિલના પંડિત મારા અનન્ય મિત્ર હતા. સગા ભાઈથી વધારે પ્રેમ તેઓ મારા ઉપર રાખતા. તેમના અને મારા પૈસામાં કશો ભેદ તેમને કે મને ન હતો. મારાથી મોટા છતાં તેઓ મારી સેવા ઉઠાવવામાં હમેશાં તૈયાર રહેતા. સ્વભાવે શાંત, બોલવે મૂંગા, મહેનતુ અને દૃઢ નિશ્ચયવાળા હરખચંદભાઈએ મને તાર ડિસપેચ કરતાં શીખવ્યું. ઠીકઠીક ઝડપ આવી; કંઈક રીસીવ કરતાં પણ શીખ્યો. પશ્ચિમ આફ્રિકાની રેલવે અને તારમાં ભરતી કરનાર વ્યવસ્થાપક મંડળ લંડનમાં રહેતું અને માણસને પ્રત્યક્ષ બોલાવી ત્યાં જ નિમણૂક કરતું. લંડન જઈને ભરતીમાં જવાનું મને મન થયું; કેટલાએક ઘાટ મનમાં ઘડ્યા.

"લંડન અને પશ્ચિમ આફ્રિકાનાં દિવા ને રાત્રિસ્વપ્ન આવવા લાગ્યાં. લંડનના વ્યવસ્થાપકોએ મારી અરજીના જવાબમાં લખ્યું: 'એક વર્ષ યુગાન્ડા રેલવેમાં નોકરી કરી છે એવું પ્રમાણપત્ર જોડી અરજી કરો.' હું હરી ગયો અને વિચારમાં પડ્યો. યુગાન્ડા રેલવેમાં નોકરી કરવા મારેની યોગ્યતા અને સમય મારે ક્યાંથી લાવવાં?"

આમ નવો દેશ જોવાની, નવું કામ કરવાની, વધારે પૈસા કમાવાની હોંશ અને તક ઓગળી ગઈ. ગિજુભાઈના કલ્પનારંગો હવામાં ઊડી ગયા. મિ. ગીમીની ઑફિસ તેમને ગમતી ન હતી; કશું નવું શીખવાનું ત્યાં મળતું ન હતું; કશો વિકાસ ત્યાં થતો ન હતો;

આગળ વધવાની કોઈ તક ન હતી. એટલે ગિજુભાઈએ જુદે જુદે ઠેકાણે અરજીઓ આપવાનું શરૂ કર્યું. ગિજુભાઈના શબ્દોમાં કહીએ તો "ભણેલાઓની જે સ્થિતિ અહીં હોય છે તેની જ પરદેશમાં પણ અનુભવી. સંતોષની વાત એટલી હતી કે અરજીઓનો જવાબ નકારમાં આવતો પણ સભ્યતાપૂર્વક આવતો."

ગિજુભાઈ આમ નવી નોકરીની શોધમાં હતા એવામાં તેમના એક મિત્ર મણિલાલ શાહ હિંદુસ્તાન જવા તૈયાર થયા. તેઓ કેનિયા સરકારના રજીસ્ટ્રેશન ખાતામાં કામ કરતા હતા. એ જગ્યાએ ગિજુભાઈની નિમણૂક (પોતાની રજા દરમિયાન અવેજીમાં) તેમણે કરાવી આપી.

ગીમી સાહેબને સલામ કરી ગિજુભાઈ નવી ઑફિસમાં આવ્યા. ત્યાં તેમને 'ગોરા' સાહેબો સાથે કામ કરવાનું મળ્યું. એ જગ્યાએ થયેલા અવનવા અનુભવોમાંથી થોડી વાનગી તેમની સ્મરણનોંધમાંથી અહીં ઉતારીએ:

"હવે હું દેશીભાઈની ઑફિસમાંથી 'સાહેબ'ની ઑફિસમાં આવ્યો. આ વખતે 'સાહેબ' સાથે કામ કરવાનો મારો પહેલો જ અનુભવ હતો. મારી સાથે બે સાહેબો હતા: મિ. બાર્લો અને મિ. પેઇલ થોર્પ.

"મિ. બાર્લો ઇંગ્લાંડની મિલમાંથી સીધો આવતો હતો. મિ. બાર્લો મારો સાથી કારકુન હતો અને પેઇલ થોર્પ મારો શેઠ હતો.

"આફ્રિકામાં આરામએશથી નોકરી કરી હોય તો આ સ્થળે. ખરી રીતે કંઈ કામ જ ન હતું. મિ. પેઈલ થોર્પનું કામ રજીસ્ટર થવા આવતા દસ્તાવેજો સરખાવવાનું અને 'બરાબર છે' તેની સહી કરવાનું. મિ. બાર્લો અને મારું કામ દસ્તાવેજોની ચોપડામાં નકલ કરવાનું. એમાં મારું ખાસ કામ જતા આવતા કાગળોને નોંધવાનું અને તેને

કાણાં પાડી ફાઈલો કરવાનું હતું. ત્રણ મહિના સુધી તો અવ્યવસ્થિત કાગળોને સરખા ગોઠવી, કાણાં પાડી, ફાઈલ કર્યા.

"અમે (હું અને મિ. બાર્લો) પેઈલ થોર્પને ન દેખાય એમ બેસતા, અને વારાફરતી ટેબલ પર માથું નાખી ઊંઘતા. એક ઊંઘે ત્યારે બીજો ધ્યાન રાખતો, જો કે ધ્યાન રાખવાની જરૂર ન હતી, કારણ કે મિ. પેઈલ થોર્પ ટેબલ પર માથું ટેકવી આંખો બંધ કરી આરામ લેતો. નવરાશને વખતે હું સ્વાહિલી ભાષાના શબ્દો ગોખતો, મિ. બાર્લો નિરાંતે સિગરેટ પીતો અને મિ. પેઈલ થોર્પ છાપા માટે લેખો લખતો.

"આ કામ માટે મને રૂપિયા એકસો, મિ. બાર્લોને એકસો વીસ અને મિ. પેઈલ થોર્પને અઢીસોથી ત્રણસો માસિક મળતા. આ ઑફિસ ઘણી જ એફિશ્યન્ટ હતી અને અમે કદી કામ ચડી જવા દેતા નહિ.

"મિ. બાર્લો ચમત્કારી મિત્ર હતો. તે અંગ્રેજ છતાં અંગ્રેજી ભાષા લખતાં તેને આવડતી ન હતી. જ્યારે જ્યારે તેને અંગ્રેજીમાં ચિઠ્ઠી લખવી પડતી ત્યારે તે ડ્રાફ્ટ કરતો અને સ્પેલિંગ મારી પાસે સુધરાવતો.

"મિ. બાર્લોને હું કહેતો: મિ. બાર્લો! તને પૂરું પાધરું અંગ્રેજી આવડતું નથી છતાં તને રૂ ૧૨૦) મળે એ કેવી અંજબ જેવી વાત?' તે ભલમનસાઈથી હસીને કહેતો: 'જુઓ, હું ધોળી ચામડીવાળો છું. તમને ખબર છે કે હું જ્યાં ટોપી ઉતારું ત્યાં મને કામ મળે!' મિ. બાર્લોને મેં પૂછ્યું: 'મિ. બાર્લો! વિલાયતમાં તું શું કરતો?' બાર્લોએ કહ્યું: 'ત્યાં હું એક મિલમાં બોબિન બોય હતો.' બાર્લો ઇગ્લાંડથી આવેલો, હું હિંદુસ્તાનથી આવેલો. અમણ બોબિનબોય સિનિયર ક્લાર્ક; હું જુનિયર ક્લાર્ક. બાર્લો સાચું કહેતો હતો કે પોતે 'વ્હાઈટસ્કીન' (ધોળી ચામડી) છે.

"મિ. પેઈલિ થોર્પ બહુ જ ખાનદાન હતો. હિન્દુસ્તાનમાં રહેલ તેથી તેને મારી સાથે વાત કરવી ગમતી. તેની વાતોમાં શિકારની વાતો વિશેષ હતી. એ સાહિત્યપ્રેમી પણ હતો, અને તેના અંગ્રેજીમાં પ્રસિદ્ધ થતા લેખો તરફ તે ખાસ ધ્યાન ખેંચતો.

મારી જેમ તે પણ સ્વાહિલી ભાષાનો અભ્યાસી હતો, અને તેથી ઑફિસમાં સ્વાહિલી ભાષાનો અભ્યાસ કરવામાં તેણે મારી સામે કદી વાંધો લીધો ન હતો.

"મિસિસ બાલેૉ એક જાડી બાઈ હતી; મિ. બાલેૉથી પણ ભલી. બાલેૉ અમને કોઈ વાર પોતાને ઘેર લઈ જતો અને મિસિસ બાલેૉએ બનાવેલી બિસ્કિટો ખવડાવતો.

લહેરમાં આવીને મિ. બાલેૉ કોઈ વાર હિન્દુસ્તાન વિષે વિચિત્ર પ્રશ્નો પૂછતો: 'હિન્દુસ્તાનનાં સરકસોમાં કૂતરા ઉપર હાથી ઊભો રહે છે અને કૂતરા દોડે છે, એ વાત ખરી?' હું પણ હસીને કહેતો: 'હિન્દુસ્તાનમાં એમ જ છે.' તેને હમેશાં નવાઈ લાગતી કે મારામાં અક્કલ ક્યાંથી? મને પણ એટલી જ નવાઈ લાગતી કે વિલાયતના બાલેૉમાં મૂર્ખાઈ ક્યાંથી?

"મિ. અને મિસિસ બાલેૉને હું કદી ભૂલી શકીશ નહિ. મિસિસ બાલેૉએ મને બિસ્કિટ કરતાં શીખવ્યું એ હું ભૂલી ગયો છું, પણ એના સદ્‌ભાવને તો નથી જ ભૂલ્યો."

ગિજુભાઈ ઑફિસના કામમાં પાવરધા થતા જતા હતા, તેમાં તડકાછાંયા અનુભવતા હતા, તેમનું જીવન ઘડાતું જતું હતું, તેમ બીજી બાજુ આફ્રિકામાં નવા નવા મિત્રો ને નવો પ્રદેશ જોવાની તેઓ મોજ પણ માણતા હતા. ગિજુભાઈના જીવનમાં જે એક પ્રકારની અનોખી ઝિન્દાદિલી હતી તેને લીધે મિત્રો વચ્ચે તેઓ ખૂબ ખીલતા અને મિત્રોને પણ આનંદમાં તરબોળ કરતા.

આફ્રિકામાં થયેલા મિત્રો અને તેમની સાથે તેમણે પોતાની યુવાવસ્થામાં માણેલી મોજના કેટલાક પ્રસંગો વિના તેમની જીવનકથા અધૂરી-અપૂર્ણ ગણાય. તેમનાં વિવિધ સંભારણાંમાંથી કેટલાંકનો આસ્વાદ આપણે લઈએ; પણ તેને માટે આખું જુદું જ પ્રકરણ જોઈશે.

# ૬

## જીવનની મોજ

સૌથી પહેલાં ગિજુભાઈના રહેઠાણનું વર્ણન વાંચીએ:

"નૈરોબીમાં મારા મિત્ર હરિભાઈએ મને પોતાના મંડળમાં રહેવાનું સ્થાન અપાવ્યું. આ રહેઠાણ મોટા ઓરડામાં હતું. વચ્ચે ગોળ ટેબલ અને ટેબલની ઉપર છતમાંથી લટકતો એક લૅમ્પ હતો. ઓરડાની ફરતી દીવાલોને અડીને અમારા ખાટલા હતા. આ ખાટલા હંમેશ રાતદિવસ પાથરેલા રાખવામાં આવતા. આમાં એક ખાટલો મારો પણ હતો. આને તમે ખાટલો કહો કે કેમ તે વિષે શંકા છે. મારા એક મિત્રે લાકડાના ટુકડા લઈ એક માચડા જેવું ઊભું કર્યું હતું, અને હાલેચાલે નહિ માટે તેના પાયા રૂપી દેવદારના લાકડાને ખીલાથી દીવાલની થાંભલીઓ સાથે જડી દીધું હતું. ખાટલામાં પાટીને બદલે ગુણપાટ અને શીંદરીને એઓને બાંધ્યાં હતાં. તેની ઉપર લાવણનરથી આણેલું અને સ્ટીમરમાં રગદોળાયેલું સરણ-બટેટાંના મજીગા (કોથળા) જેવું ગાદલું પાથરી તેની ઉપર હું સૂતો હતો.

"આફ્રિકામાં કરોડાધિપતિ થવા આવેલો આ ગૃહસ્થ આ સુખશય્યામાં નિરાંતે સૂતો હતો. 'કૂવામાં તરતાં શીખીએ છીએ' વાળી આનંદી કાગડાવાળી વાર્તા મને આનંદ અને આરામ આપતી. 'આફ્રિકામાં રહેતાં શીખીએ છીએ, ભાઈ આફ્રિકામાં રહેતાં શીખીએ છીએ

ગુબ્રિયા પર સૂતાં શીખીએ છીએ, ભાઈ ગુબ્રિયા પર સૂતાં શીખીએ છીએ !' એમ હું મનમાં ગાતો હતો."

અને મિત્રમંડળ કેવું હતું ?

"મારા આફ્રિકાના મિત્રોમાં સુતાર, લુહાર, કાછીયા, સોની, બ્રાહ્મણ, લુહાણા એમ જુદીજુદી જાતના એકેક બબ્બે મિત્રો હતા. અમારા ઓરડામાં મોટે ભાગે સુતારો રહેતા. શરૂઆતથી જ તેઓ મારા ખૂબ વહાલા મિત્રો બન્યા હતા. અને આખર સુધી તેવા જ રહ્યા. શરૂઆતમાં તેમની અને મારી મૈત્રી વચ્ચે અપશબ્દો બોલવાની તેમની રીત વિઘ્નરૂપ થતી. જેમ વાંસલાથી ધડધડ લાકડું કાપે તેમ તેઓ શબ્દેશબ્દે અપશબ્દો બોલતા. થોડોએક વખત સુધી એ મેં ખમી ખાધું. પછી મેં કહી દીધું: 'જો હવે પછી આપણા ઓરડામાં અપશબ્દો બોલવામાં આવશે તો હું તમને અને મારા ઓરડાને છોડીને ચાલ્યો જઈશ !' મારા ઉપરના પ્રેમને લીધે મને ઓરડો છોડવાની ફરજ ન પડી. તે દિવસથી અમારા ઓરડામાં કોઈ ભૂલ્યેચૂક્યે પણ અપશબ્દ ન બોલતો."

ભોજન અને ભોજનાલયનું રસિક વર્ણન ગિજુભાઈની અણીદાર પીંછીથી અનેક રંગે રંગાયેલું વાંચવા મળે છે.

"હું એક હિંદી વીશીમાં આ મારા મિત્રો સાથે જમતો હતો. નૈરોબીનાં હવાપાણી સુંદર હતાં પણ ખાનપાન એટલાં સુંદર ન હતાં. ત્યાં અમને સવારે પૂરી, શાક અને ચાનો નાસ્તો મળતો; બપોરે અમને દાળ, ભાત, રોટલી, શાકનું ખાણું મળતું અને સાંજરે અમે ખીચડી, શાક, રોટલીનું વાળુ કરતા. બપોર વચ્ચે ટિફિનમાં અમે અમારા મકાનમાં ચા લેતા. રાત્રે સૂતી વખતે અમારા પોતાના તરફથી ચા અગર કોકો લેતા.

"વીશી ગંદકીની સુંદર જગ્યા હતી. મહારાજ ગંદું ધોતિયું

અને ગંદું પહેરણ પહેરતો. રસોઈના કામ આડે હજામત કરાવવાની ફુરસદ તેને મળતી નહિ. મોઢામાં બીડી નાખ્યા વિના તે રસોઈ કરતો નહિ. જમવાની જગ્યાએ મેલા કપડાને પણ મેલું બનાવે એવાં દેવદારનાં પાટિયાં પાટલારૂપે હતાં. જમવાની દરેક બેઠક લાકડાની પાતળી પટ્ટીથી જુદી પાડવામાં આવી હતી. જમવાની થાળીઓ એને-મલ(ધાતુ)ની હતી. તે કુંભારને ઊટકવા માટે સહેલી પડતી. જમ્યા પછી કુંભાર થાળીને સાબુથી સાફ કરી, મેલા કપડાથી લૂછીને અભરાઈ ઉપર મૂકતો. મહારાજ અને કુંભારમાં બહુ ફેર ન હતો. કુંભાર ગોઠણ સુધી ચડાવેલી ચોરણી પહેરતો, મહારાજ ગોઠણથી ઊંચેની પોતડી પહેરતો.

"જમનારાઓમાં વાણિયા, બ્રાહ્મણ, સુતાર વગેરે અમે ગુજરાતીઓ હતા. રસોઇયો બીડી પીતો પીતો પીરસતો. અમે મિત્રોમાંના કેટલાક અબોટિયાં પણ પહેરીને અને કેટલાક કોટપાટલૂન પહેરીને જમવા બેસતા. હિંદથી ત્રણ હજાર માઈલ દૂરની વીશીમાં એનાં એ જ જુદી જુદી જ્ઞાતિઓના સોળંડી ચોકડાં જોવામાં આવ્યાં. કોઈ એક-બીજાને અડીને ખાતા ન હતા. પીતાંબરધારી સનાતની બ્રાહ્મણો બીજાથી અલગ બેસવામાં ગૌરવ માનતા..."

પણ એ જમાનામાં યે ગિજુભાઈ સર્વસમભાવી હતા. તેઓ લખે છે:

"હું ચોટા જ્ઞાતિમાં માનતો નહિ તેથી પીતાંબરધારીઓ સાથે બેઠક ન હતી; પણ બીજી બાજુએ મારા લુહાર અને સુથાર મિત્રો સાથે પણ હું જમવાની ના પાડતો; તેઓ પણ તેમનાથી નીચલી ગણાતી કોમથી અભડાતા. મેં તેમને કહેલું: 'હું તેનાથી અભડાતો નથી કે જે મારી જેમ કોઈથી અભડાતો નથી.' આવા ફક્ત બેત્રણ મિત્રો જ હતા; પરંતુ તેઓ મારી જેમ બ્રાહ્મણો હોવાથી અમને

વિશેષ સંતોષ થતો ન હતો. મારા એ મિત્રો પણ લોકમતથી ડરતા હતા. મને આપણા હિંદી લોકોનું આ દૈન્ય બહુ જ સાલતું હતું."

ગિજુભાઈ પ્રવાસના ભારે શોખીન હતા. તેઓ આસનબદ્ધ બનીને કામ કરતા અને મુસાફરીએ ઊપડે ત્યારે આંખ અને મન ભરીને કુદરતને નીરખતા. તેમના આફ્રિકાના નિવાસ દરમિયાન આ મુસાફરીના શોખનાં બીજ આપણને જોવા મળે છે. તેમના અનેરા મિત્રો સાથે ખેડેલા નાનામોટા અનેક પ્રવાસોમાંથી બેચાર નમૂના અહીં આપ્યા છે.

"અમારા મિત્રમંડળમાં એક કાનજી ઘડિયાળી હતો. અમારું મિત્રમંડળ ઘડિયાળીની દુકાને એકઠું થતું. તેમાં હરિભાઈ, મૂળજી સોની, હરખશંકર પંડિત, યુસુફભાઈ, મિ. પરેરા વગેરે હતા.

"એક વાર બધાએ સાઇકલ ઉપર મુસાફરી કરવાનું વિચાર્યું. એક મને જ સાઇકલ પર બેસતાં ન આવડે. બધા કહે 'ના, તમારે તો આવવું જ પડશે.' મેં કહ્યું: 'પણ કેવી રીતે?' યુસુફભાઈ કહે: 'ચાલો, આપણે ઊંટ ઉપર ચાલીએ.'

"સાઇકલ સવારો સાઇકલ ઉપર ચડ્યા અને મેં ને યુસુફભાઈએ ઊંટ ઉપર રાંગ વાળી. જિંદગીમાં હું પહેલવહેલો જ ઊંટ ઉપર બેઠો. મને લાગ્યું કે જાણે અર્ધા આકાશે પહોંચ્યો છું. યુસુફભાઈને મેં કહ્યું: 'મારે નથી બેસવું.' એ કહે: 'હવે ન ઊતરાય!' મેં કહ્યું: 'ચાલો ત્યારે.'

"ઊંટ ઊપડ્યું અને સાઇકલો રસ્તે પડી. વાત કરતાં વાત વધી અને કોણ આગળ જાય છે તેની શરત ઉપર આવ્યા. સાઇકલો પવન-વેગે ઊપડી; ઊંટ નદીના રેલા માફક પંથે પડ્યું.

'યુસુફભાઈની પાછળ બેઠેલો હું 'વોય વોય!'ની બૂમો પાડું પણ યુસુફભાઈ શેના સાંભળે? તે તો એટલું જ કહે કે 'મને પકડી

રાખજો.' ખરી રીતે એટલું કહેવાની જરૂર ન હતી. કારણ કે હું તેમને મૂકી દઉં તો હિંદુસ્તાન ફરી વાર દેખું જ નહિ! યુસુફભાઈએ મારું 'વોય વોય' સાંભળ્યું નહિ ત્યારે મેં કહ્યું: 'તમે તમારે ઊંટને દોડાવ્યે જાઓ; શરત હારતા નહિ.' હું આંખો મીંચી ગયો. ઊંટ દોડતું ગયું; યુસુફભાઈ ઊંટની પીઠે સોટીઓ લગાવતા રહ્યા. અમે શરત જીત્યા. સાઇકલોવાળા ક્યાંના ક્યાંય પાછળ રહી ગયા!

"શરત તો જીત્યા પણ આઠ દહાડાનો ખાટલો મેળવ્યો. મને શું થવાનું છે એમ કહી ઘણું જોર પકડયું પણ બીજે દિવસે શરીર ચસ્યું નહિ. તાવે હુમલો કર્યો અને ઑફિસમાંથી મને આઠ દિવસનો આરામ અપાવ્યો. ફરી વાર જિંદગીમાં ઊંટ ઉપર ન બેસવાની પ્રતિજ્ઞા લીધી; ફરી વાર શરતમાં ન ઊતરવાનો પાકો નિશ્ચય કર્યો.

"પરદેશમાં દિવસો કાઢવાની આ અમારી રીતો હતી. ત્યાં ક્યાંઈ લગ્ને નહોતા ગયા કે મોજ માણવાનું હોય; છતાં અમે મોજમાં રહેતા. મારા પોતાના વિષે કહું તો આફ્રિકાના દિવસો મારા નિશ્ચિંતમાં નિશ્ચિંત દિવસો ગણાય. વીશીમાં જમવું, મિત્રોમાં ફરવું, ધોબીનાં ધોયેલ કપડાં પહેરવાં, ઊંટના ચામડાના જોડા ચડાવવા, મુસાફરીઓ કરવી, અભ્યાસ વધારવો, આમ એકંદરે લહેર હતી."

અને ગિજુભાઈ ઉપર એ મિત્રોનો પ્રેમ કેવો હતો? એ જમાનામાં આફ્રિકામાં સફરો બધી રેલવેમાં, ઊંટ ઉપર કે સાઇકલ પર થતી. ઊંટનું તો ગિજુભાઈ નામ લે તેમ ન હતા; સાઇકલ ઉપર બેસતાં આવડતું નહિ. આ સ્થિતિમાં પણ મિત્રો ગિજુભાઈ વિના ડગલું ન દેતા.

"રખડવા જવાનો મેં મારા મિત્રોને શોખ લગાડેલો. એના બદલામાં તેઓ મને સાઇકલની ટેસી ઉપર ઊભો રાખી મુસાફરીએ લઈ જતા. પ્રો. જીવાની સાઇકલની ટેસી ઉપર ઊભા રહી મેં વીસ-

વીસ-માઈલની સફર કરેલી. જીવાને એટલા માટે જ પ્રો. જીવો એવો ઇલકાબ આપેલો. તે જોડિયા બંદરનો મિસ્ત્રી હતો, ખાનદાન હતો, ધંધે ચડતીમાં હતો અને ગુલાબી સ્વભાવનો હતો. સાઇકલ ચલાવવામાં તે હોશિયાર હતો. પ્રો. જીવો મારા તરફ ખૂબ મમતા રાખતો. આફ્રિકા છોડ્યા પછી હું તેના વિષે કશું જાણતો નથી. ખબર નહિ કે હજુ તે નૈરોબીમાં મકાનોના ઝેબ્રાનો વિચાર કરતો હશે, અગર તો જોડિયા બંદરની હવા ખાતો હશે!"

ગિજુભાઈએ એ જમાનામાં-આફ્રિકા જઈ વસેલા હિંદી જુવાનોના સાંસારિક જીવન વિષે પણ પોતાની લાક્ષણિક ઢબે થોડો પ્રકાશ પાડેલો છે:

"અમારા મિત્રમંડળનો લગભગ મોટો ભાગ કુટુંબ વિનાનો હતો. બેચાર ભાઈબંધોએ પોતાની પત્નીઓને ત્યાં આણી હતી. એક ભાઈએ પોતાની પત્નીનો કદી પડછાયો પણ અમને બતાવ્યો ન હતો; બીજા એક ભાઈની પત્ની સાડી અને લાજના ઘૂમટામાં જોવામાં આવેલી. આપણા દેશી લોકો આટલે દૂર આવીને દેશ કરતાં પણ વધારે ધર્મ અને સમાજના રિવાજોમાં સંકુચિત બન્યા હતા. તેઓ મહાગુજરાતના ગુજરાતીઓ કરતાં પણ વધારે પછાતપણું, સખનાઈ અને દૃઢતાથી કેળવતા હતા.

"સામાન્યતઃ અમારી વાતના વિષયમાંથી સ્ત્રીઓ વિષેની વાતનો વિષય બાદ રહેતો. છતાં પેલી ઘૂમટો કાઢનારી બાઈ વિષે કોઈ કોઈ વાર અમે હસતા, અને અમારા મિત્રોને હસાવતા. બાઈ બુદ્ધિમાં ચમત્કારી હતી. હિંદુસ્તાનના કયા ભાગમાંથી એ પૂતળાને લાવવામાં આવેલ હશે, તે વાત એ વખતે અમને સમજાતી નહોતી. પૂરી કરવાને માટે બાઈ પહેલાં પ્રાઇમસ સળગાવતી; પછી તેની ઉપર ઘીની કડાઈ મૂકતી; ત્યાર પછી તે લોટ કાઢી, ચાળી, બાંધી, વણી અને



પૂર્વ આફ્રિકામાં —સાહસિક યુવાન

તેને તળવા માટે તૈયાર કરતી. ઘી કેમ જલદી ખલાસ થઈ જાય છે, તેનું રહસ્ય મારા મિત્રને બહુ લાંબે વખતે સમજાયું. અમે સૌ કહેતા: 'બુદ્ધિ કોઈ કોઈના બાપની નથી!'

"અમે સૌ મિત્રો સંપીને રહેતા. અમે એકબીજાની ભૂલો ઉદાર દિલથી કાઢતા અને સૌ એકબીજાને સાંભળી પણ લેતા. તેમ છતાં એક વાર એક મિત્ર માટે અમારે વધારે આકરા થવું પડેલું. અને તે માટે કોઈને પસ્તાવો થયેલો નહિ. આ મિત્ર રોજ એક બીજા મિત્રની નિંદા અને મશ્કરી કરતો. એ બીજા મિત્ર હિંદમાંથી આવેલી કોઈ બાઈની મૈત્રી સાધેલી અને તેની સાથે તે ઘર બાંધી રહેલો! આટલે દૂર આવી પડેલા આ બે જીવો સામે અમે મોરા જબરો બળવો નહિ કરેલો. અમારા સનાતની મિત્રોએ તેમનો કેવળ ત્યાગ કર્યો હતો; અમે તેમને તેમની મેળાએ રહેવા અને જીવવા દેતા હતા. અમે તેમનો તિરસ્કાર કરતા ન હતા. પણ પેલો મિત્ર તેની છેડ કરતો, અને કોઈ વાર તેની જાતના જીવન તરફ વલણ ધરાવતો અને પહેલાને કહેતો: 'હું તારે ત્યાં આવું!'

"અમને તેનું આ વર્તન અયોગ્ય લાગ્યું. અને અમે મિત્રોએ મળીને તેની સાન ઠેકાણે આણી."

ગિજુભાઈના મિત્રો અવનવા હતા. ગિજુભાઈનો મિલનસાર, ઉદાર સ્વભાવે તેમને જીતી લીધા હતા. તેમનો પરસ્પરનો સંબંધ ઔપચારિક ન હતો; તેઓ કુટુંબીજન પેઠે રહેતા. તેઓ ગિજુભાઈની દરેક રીતે સંભાળ રાખતા. ગિજુભાઈની સ્મરણનોંધ ઉપરથી તેનો આપણને ખ્યાલ આવે છે.

"મારા પૈસા હું મારી પાસે ન રાખતો. પગારના દિવસે મળતો બધો પગાર સીધો હું મારા મિત્ર કાનજીભાઈના હાથમાં મૂકતો. તેઓ મારો બધો હિસાબ રાખતા, બધાં બિલો ચૂકવતા. હિસાબ હમેશાં

તૈયાર રાખતા. મેં કદી હિસાબ જોયો નથી. અઢી વર્ષ સુધી મારી પ્રામાણિક બૅન્ક કાનજીભાઈ હતા. કપડાંલત્તાં મારો એક બીજો મિત્ર ધોવા આપતો; તે મિત્રનું નામ એલો હતું. મારો બીજો એક મિત્ર મને નળે ઉપરથી પાણી ભરવા જવા ન દેતો, અને મારા માટે હમેશાં પાણી લાવી આપતો. મારો ત્રીજો મિત્ર મારી પથારી સાફ કરતો અને મારા મેલા ઓછાડ બદલી નાખતો. મારો ચોથો મિત્ર મને સાઇકલ ન આવડી ત્યાં સુધી મને સાઇકલની પાછળ કેસી ઉપર ઉપાડી વીશ વીશ માઈલની મુસાફરી કરાવતો. આ બધા મિત્રોની મારા પર મહેરબાની હતી. મને તેઓ 'ગિજુભાઈ સાહેબ' કહેતા. તેઓ મારા વિના ક્યાંઈ પણ જતા નહિ, કોઈ પણ કામ કરતા નહિ, કોઈ ગમ્મત કે રમત રમતા નહિ. શનિવારની સાંજે અમે બહાર ગયા ન હોઈએ તો અમે બધા એકઠા થતા. નક્કી કર્યા પ્રમાણે અમે પાનાં અગર ચોપાટ રમવાની શરૂઆત કરતા, ને રાતથી સૂર્યોદય થાય ત્યાં સુધી એક બેઠકે રમત રમતા. ખૂણામાં ચા ઊકળતી હોય, વારંવાર આરબ લોકોના કાવા જેમ પીરસાતી હોય અને અમે રમત રમતા હોઈએ. પચીસ વર્ષ પહેલાનાં આ જીવન ઉપર દૃષ્ટિ નાખતાં કેવી લાગણીઓ અત્યારે આવે છે તેનું પૃથક્કરણ કરી શકતો નથી. એટલું ખરું કે અમે ખૂબ રમી લીધું, અમે ખૂબ ફરી લીધું, અમે ખૂબ દોડી લીધું.

"જેમ મારા રમવાવાળા મિત્રો હતા તેમ મારા વિદ્યાવિલાસી મિત્રો પણ હતા. જેમ મારા પ્રવાસના મિત્રો હતા તેમ મારા સાહિત્યસેવનના મિત્રો પણ હતા. બધી જાતના મિત્રોનો હું માનીતો હતો એ સંભારતાં આજે પણ મને ખૂબ આનંદ થાય છે.

"મિ. રાણા મારા એક સાહિત્યમિત્ર હતા. તેઓ અંગ્રેજીમાં એક હસ્તલિખિત અઠવાડિક ચલાવતા. તે અઠવાડિકે તેમના તરફ

મારું ધ્યાન ખેંચેલું. રેનોલ્ડ્સનાં પુસ્તકોનું ગુજરાતી ભાષાંતર તેઓ કરતા અને હું તે સુધારતો. હિન્દમાં આવી તેમણે 'સાક્ષર અને તેની સ્ત્રી' નામનું પુસ્તક લખેલું અને અમારી આફ્રિકાની મૈત્રીના સ્મરણરૂપ તે પુસ્તક તેમણે મને અર્પણ કરેલું. આમ ૧૯૧૦–૧૧ની સાલમાં અર્પણ મેળવવા હું ભાગ્યશાળી થયેલો.

"જ્યારે મારા કેટલાક મિત્રો સિગારેટોના ધુમાડા કાઢતા ત્યારે એ ધુમાડામાં તેનું સ્નાન કરતો કરતો હું કાવ્યો લખતો. 'ખિસકોલીના પગ પાંચ દિ' તો રાતા હોય' તેમ જુવાનિયા માણસો પાંચ કવિતા કર્યા વિના કેમ રહે?

"લેઈક વિક્ટોરિયા, સીબિલ નામની આગબોટ, જંગબાર ટાપુ, એવા એવા વિષયો ઉપર કવિતાઓ બનતી. અમૂર્ત એવી પ્રિયતમા ઉપર કાવ્યો રચાતાં, અને કોઈ વાર તો પ્રાર્થના કરવાની સ્થિતિમાં આવતાં પ્રાર્થનાઓ પણ લખાતી. તેમાંથી કોઈ કોઈ કવિતાઓ 'વસંત' અને 'જ્ઞાનસુધા'ના તંત્રીઓએ પ્રગટ પણ કરેલી. છપાઈ આવેલી કવિતાઓ આફ્રિકામા બેઠાં બેઠાં વાંચવાથી ઓર આનંદ થતો.

"એ કાવ્યો કેવાં હશે એ અત્યારે યાદ નથી. એક દિવસ એ બધાં કાવ્યોની નોટના બે કટકા કરી નાખ્યા અને એ બધું સ્મરણાવશેષ બનાવ્યું.

"સાંભળવામાં આવ્યું છે કે કોઈએ એ કટકાઓ રાખી મૂક્યા છે. મને નથી લાગતું કે મારા સિવાય બીજાને એમાં રસ હોય. એ કાવ્યો આજે છપાવવા નીકળી હું મૂર્ખ બનવાની હિંમત ન કરું. છતાં કોઈને જિજ્ઞાસા થાય અને મારા કવિત્વનો પરિચય લેવાની વૃત્તિ દાબી ન શકાય તો તે લોકકાવ્યના સંગ્રહમાં સંગ્રહિત થયેલ મારા એ કાવ્યને વાંચી શકશે. એ કાવ્ય નીચે 'વિનાયક'ની સહી હશે. કેટલાંએક વર્ષો સુધી મેં 'વિનાયક'ના તખલ્લુસથી સાહિત્યની

દુનિયામાં કામ કરેલું. !"

પણ ગિજુભાઈ નહોતા સાહિત્યકાર કે નહોતા કવિ. મૂળે તેઓ શિક્ષક હતા; તેનું ભાન તેમને એ દિવસોમાં થયેલું, એ વસ્તુ તેમની સ્મરણનોંધમાં જોવા મળે છે :

"અમારા મિત્રો ધંધેથી જુદા જુદા હતા. એક પોસ્ટ ઑફિસમાં, એક વકીલને ત્યાં; એક વેપારીને ત્યાં, એક નિશાળમાં એમ જુદે જુદે ઠેકાણે કામ કરતા. વળી કોઈ ઘડિયાળીનું, કોઈ સોનીનું તથા કોઈ કંટ્રાક્ટરનું કામ કરતા. નિશાળનો શિક્ષક મિત્ર ત્યાંની 'ઇંડિયન સ્કૂલ' નામની ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલમાં શિક્ષક હતો. તે ઘણો મહત્ત્વાકાંક્ષી હતો; તે મારી પાસે અંગ્રેજી શીખતો; એક બીજા મિત્રને હું સંસ્કૃત કાદમ્બરી પણ શીખવતો; કોઈ કોઈ સુથાર મિત્રને પણ હું અંગ્રેજી શીખવતો.

"હું દેશદેશાવર ફરવાનાં સ્વપ્નાં સેવતો હતો, તે વખતે હું જાણતો ન હતો કે હું અંદરથી શિક્ષક છું. એ નિશાળના હેડમાસ્તર મિ. દુનિયંદ મારા મિત્ર હતા. હવે મને સમજાય છે કે તેઓ શિક્ષક હોવાથી હું તેમને ચાહતો અને વારંવાર ત્યાં જતો. તે ગ્રાંટ-એઇડ સ્કૂલ હતી, અને હું તેનો મંજૂર થયેલો નિરીક્ષક અને પરીક્ષક હતો. મને નવાઈ લાગે છે કે તે વખતે મેં આ કામ કઈ હિંમત અને કઈ આવડતથી લીધું હશે? છતાં હું પરીક્ષા પણ લેતો અને રાબેતા મુજબ અંગ્રેજીમાં કેળવણીના વડા તરફ રિપોર્ટ પણ કરતો. દુનિયંદ માસ્તર પાસે હું ઉર્દૂ શીખેલો. ઉર્દૂ તો હું ભૂલી ગયો છું પણ એ ભાઈની સજ્જનતા હજુ મને યાદ છે.

"આ નિશાળમાં મહિને મહિને અમારું એક મંડળ મળતું. એનું નામ અમે 'ધી ઇન્ડિયન લિટરરી ક્લબ' એવું રાખેલું. વેપારી અને કંટ્રાક્ટર મિત્રો વચ્ચે હું સુખેથી જીવતો પણ મારી

માનસિક ભૂખ માટે મારે આ ક્લબ શોધવી બલ્કે સ્થાપવી પડેલી. આ ક્લબમાં મારા ચાલુ મિત્રોમાંથી કોઈ ન આવતું. આ ક્લબમાં નૈરોબી સમસ્તના અંગ્રેજી ભણેલા અને આગળ વધેલા હિન્દીઓ આવતા. હું ભૂલતો ન હોઉં તો આમાં મારા એક મિત્ર મિ. દોલતસિંહ રાણા પણ આવતા. બીજા મિત્રોમાં એક બંગાળી, એક મદ્રાસી, એક શીખ અને એક મુસલમાન ભાઈ હતા. આ ક્લબમાં મેં History of emancipation of woman in world. (જગતમાં સ્ત્રીઓની મુક્તિનો ઇતિહાસ) એ નામનો નિબંધ વાંચેલો. ખરેખર, એ સંસ્થા મારી બૌદ્ધિક ભૂખને તૃપ્ત કરતી."

આમ ગિજુભાઈ જીવનની મોજ માણતા હતા. જગતના વિવિધ અનુભવોથી જીવનને સમૃદ્ધ બનાવતા હતા. એમ કરતાં મહિનાઓ વીતી ગયા. એક બાજુ ગિજુભાઈના કારીગર મિત્રો, બીજી બાજુ કેવળ-બૌદ્ધિક વિકાસ કરનારા મિત્રો, ઑફિસમાં મિ. બાર્લો અને પોઈલ ઘાપ જેવા સહકાર્યકરો. દરેક રીતે ગિજુભાઈનો વિકાસ થઈ રહી હતો. એવામાં રંગમાં ભંગ પડ્યો. ગિજુભાઈના મિત્ર મણિલાલ શાહ પોતાની રજા ભોગવીને હિંદુસ્તાનથી પાછા ફર્યા એટલે ગિજુભાઈની એ નોકરી પૂરી થઈ. ફરી પાછા બીજી નોકરી શોધવાના દિવસો આવ્યા. ફરી પાછી ગિજુભાઈએ અરજીઓ આપી. આશા-નિરાશાના જવાબો આવવા લાગ્યા. એ દિવસોની પોતાની મનોદશાનો ખ્યાલ ગિજુભાઈએ એક જ વાક્યમાં ટપકાવ્યો :

"ભવિષ્યનું પાનું કેવું ઊઘડશે તેના વિચારોમાં ઝોલાં ખાતો હું દિવસો કાઢવા લાગ્યો."

# ૭

## તારું ભેજું વાપર!

ગિજુભાઈના સેંકડો વિદ્યાર્થીઓ અને સાથીઓના કાનમાં જે મંત્ર આજે પણ ગુંજી રહ્યો છે, એ 'તારું ભેજું વાપર'નો ગુરુ-મંત્ર આપનાર એક અંગ્રેજ હતો. એણે ગિજુભાઈના જીવનઘડતરમાં ભારે ભાગ ભજવ્યો છે. ગિજુભાઈ નોકરીની શોધમાં હતા એવામાં અચાનક તેનો યોગ થઈ ગયો. જેમ પ્રો. બૂકર ટી. વૉશિંગ્ટનને રફનર નામની અમેરિકન બાઈએ અમત્યના જીવનના પાઠ ભણાવેલા, તેમ ગિજુભાઈને જીવનમાં કિંમતી અને યાદગાર પાઠ એ અંગ્રેજ પાસેથી મળ્યા. તેને એક પુનિત યાદ ગણીને ગિજુભાઈએ કેટલાંક સ્મરણો નોંધપોથીમાં સંઘર્યાં છે. બાલમંદિર, અધ્યાપનમંદિર, પ્રકાશન-મંદિર, દરેક કાર્યોમાં એ જીવનના પાઠોની અમુક અસર પડેલી ગિજુભાઈના સહવાસીઓએ અનુભવી છે. આ વાંચતાં જ ગિજુભાઈના શબ્દો, હાવભાવ; તેમની મુખમુદ્રા બધું નજરે તરે છે. આફ્રિકાના વસવાટનો એ છેલ્લો અનુભવ હતો. ગિજુભાઈના જીવનની ભવ્ય ઇમારતના પાયાનો એ પથ્થર હતો. ગિજુભાઈના પોતાના શબ્દોમાં એ સ્મરણ સચવાયું છે એ જ અહીં ઉતારીએ. એ નાળિયેરની પેઠે ઉપરથી કઠોર છતાં અંદરથી મીઠું, પૌષ્ટિક અને મુલાયમ છે; ગિજુ-ભાઈના સ્વભાવની કેટલીક ખાસિયતો પણ આમાં જોવા મળે છે, અને

તેનો વિકાસ કેમ થતા ગયો તે પણ જાણી શકાય છે.

"એક દિવસ મારા એક મિત્રે કહ્યું: 'મિ. જી.પી. સ્ટીવન્સ, સોલિસિટર અને એડવોકેટને ત્યાં નોકરી છે. તારે કામ જોતું હોય તો જાતે મળ.' મને કહેવામાં આવેલું કે એ સાહેબ ઘણો જ કડક છે. થોડા જ વખત પહેલાં તેણે એક શીખ કારકુનને પગની લાતો થકે મારેલો. કોઈ કારકુન ભાગ્યે જ તેની પાસે ટકતો. મેં હામ ભીડી. મારા મિત્રોને કહ્યું: 'યાદ રાખો, હું કદી પણ માર ખાવાનો નથી અને મને ખાતરી છે કે તે મને મારી શકશે નહિ.' હું સમજી શક્યો હતો કે નોકરોની નબળાઈ ઉપર શેઠ જોર કરે છે.

"એક સવારે છ ફૂટથી વધારે ઊંચા, જંગલી બિલાડાની જેવી આંખોવાળા મિ. સ્ટીવન્સને હું મળ્યો. મેં કહ્યું. 'I would like to work with you. Give me the job.' (હું તમારી સાથે કામ કરવા ખુશી છું. મને કામ આપો.) આશ્ચર્યથી તે મારી સામે જોઈ રહ્યો. એક બે મિનિટ વિચાર કરી તેણે મને કહ્યું: 'I shall take you up for Rs. 90 per month.' (હું તમને માસિક નેવુ રૂપિયાથી રાખું છું.) તેણે મને કામ કરવાનો ઓરડો બતાવ્યો, અને પોતાના ઓરડાનું બારણું વાસી પોતાને કામે લાગી ગયો.

"હું વિચારમાં પડી ગયો. મારે કરવું શું? મારા મનમાં થયુંઃ સ્ટીવન્સ વિષેનો લોકોનો અભિપ્રાય વખતે સાચો નીકળે અને મારે પાછા વળવું પડે. એટલામાં લંચ ટાઇમ થયો અને શનિવારની બપોર હોવાથી ઑફિસ બંધ કરી હું ઊપડી ગયો.

"સોમવારે ઑફિસે આવી હું મારા ટેબલ ઉપર બેઠો. કાગળોની ફાઈલો જોવા લાગ્યો. એક કાગળ વિષે પૂછવા ગયો. મિ. સ્ટીવન્સે ઊંચું જોયા વિના જવાબ વાળ્યો: Use your brain. (તારું ભેજું વાપર!) ઑફિસમાં ફરનિચર અંગે પ્રશ્ન ઉપસ્થિત થયો મેં પૂછ્યું તો

એ જ જવાબ: 'તારું ભેજું વાપર!'

"બેચાર બનાવો બન્યા એટલે મેં મારું ભેજું વાપરવાનું શરૂ કર્યું. વારંવાર પૂછવામાં સ્વમાન-હાનિ લાગી. કામ સંતોષકારક હોય તોપણ સ્ટીવન્સના ચહેરા ઉપર કોઈ ભારે આનંદની રેખાઓ ન દેખાય, તેમ એના મોઢામાંથી પ્રોત્સાહનનાં શબ્દો ન નીકળે; માત્ર 'ઠીક છે' કહીને પોતાને કામે વળગે. ધીમે ધીમે આત્મવિશ્વાસ વધવા લાગ્યો. સ્ટીવન્સની ઑફિસમાં મેં ચૌદ મહિના કામ કર્યું. ચૌદે મહિના તલવારની ધાર ઉપર રહેવા જેવા હતા તેમાં શંકા નથી. તેના ગણેશ તો પહેલેથી જ બેઠેલા.

"નોકરીના થોડા દિવસો બાદ એક હિંદીબાઈ ગુજરી જવાથી મારે તેમની પાયદસ્તમાં જવું પડ્યું. મેં ઑફિસના બારણાની તડમાંથી સ્ટીવન્સ ઉપર ચિઠ્ઠી નાખી અને મારી મેળાએ રજા મેળવી લીધી.

"વળતે દિવસે હું આફિસે ગયો ત્યારે સ્ટીવન્સ ચિડાયેલો હતો. તે મને કહે: 'રોજ પાયદસ્તમાં જઈશ તો નોકરી ક્યારે કરીશ!' મેં કડકાઈથી જવાબ આપ્યો: 'લોકો રોજ મરવાના નથી.' તે ચૂપ રહ્યો અને હું કામે લાગ્યો.

"તે જ બપોરે મને સીટી મેજિસ્ટ્રેટની ઑફિસમાં નોકરી મળ્યાનો કાગળ મળ્યો. હું છેડાયેલો તો હતો જ, એટલે સ્ટીવન્સને છોડી દેવાનું મને મન થયું. હું મેજિસ્ટ્રેટને મળી આવ્યો; પછી સ્ટીવન્સને મળ્યો. સ્ટીવન્સે ધાર્યું કે સરકારની ટપાટપીથી મને ખોટું લાગ્યું છે. તેણે કહ્યું: 'Oh! dont be stupid. Well, look here, I give you Rs. 110/ per month.' (અરે, ગાંડો ન થા. ઠીક, જો હું તને રૂ ૧૧૦] મહિને આપીશ.') બે દિવસમાં મને રૂ ૨૦]નું આ રીતે પ્રમોશન મળ્યું.

"મેં મારી નોકરી ચાલુ રાખી. એક દિવસ સ્ટીવન્સ એક રેશમી સૂટ પહેરેલા અને સોનેરી ફ્રેમનાં ચશ્માંવાળા ફ્રેંચ ગૃહસ્થ સાથે વાતો કરતો હતો. વાતો કરતો કરતો સ્ટીવન્સ તેની સાથે બહાર ગયો અને અર્ધા કલાકે પાછો આવ્યો. મેં પૂછ્યું : 'સાહેબ! એ નવા અસીલનું નામ શું? તમે શું કોર્ટમાં જઈ આવ્યા?' તેણે ટૂંકોટચ ઉત્તર વાળ્યો : 'તે એક હજામ છે, અને તેની દુકાને હું વાળ કપાવવા ગયો હતો.' રાજાના કુંવર જેવા ફેશનેબલ હજામનો વિચાર કરતાં હું સ્તબ્ધ બની ગયો. સ્ટીવન્સ અને હું ભાગ્યે જ વાત કરતા; બન્ને કાયદેસર અને ધંધેસર રહેતા. બન્ને અક્કડ રહેતા. તે વિચાર કરતો હતો : 'આ માણસ પેલા શીખ જેવો નથી લાગતો.' હું વિચાર કરતો : 'હું પેલા શીખ જેવો નહિ નીવડું.' સ્ટીવન્સ સમજી ગયો હતો; તે વિચારીને કામ લેતો, છતાં ટપાટપી થતી.

"વખતસર કામ કરવામાં હું ચોક્કસ હતો. એક ઉપર પા સેકન્ડે હું હંચ ટાઈમે ઊપડી જતો. સ્ટીવન્સ પણ મારા જેવો જ અડિયલ હતો. બે ઉપર એક મિનિટે તે મારા નામની બૂમ પાડતો : 'Badheker! Badheker!' (આફ્રિકામાં મેં મારું નામ 'બધેકા' ને બદલે 'બધેકર' રાખ્યું હતું.) હું બેને અર્ધી મિનિટે તેની સામે ખડો થતો.

"રજીસ્ટ્રેશન ઑફિસમાં ઝોકાં મારેલાં અને છાપાં વાંચેલાં; એ સરકારી ઑફિસ હતી, આ ખાનગી ઑફિસ હતી. વળી સ્ટીવન્સ કંઈ પોઈલ થોર્પ ન હતો. એક દિવસ કામ ખૂટી જવાથી હું છાપું વાંચતો બેઠો હતો, તેવામાં લાંબો એવો સ્ટીવન્સ મારી ઑફિસમાં ધસી આવ્યો અને મોં લાંબું કરી બોલ્યો : 'આ નહિ ચાલે; આ ઑફિસ છે. આ ઑફિસનો સમય છે, ખાનગી સમય નથી.' હું એક સુંદર પાઠ ભણ્યો.

"એક વાર મારો મિત્ર મને મળવા આવ્યો. અમે ધીમે ધીમે વાતો કરતા હતા. અસીલો સાથે પણ હું એકલો વાતો કરું એ સ્ટીવન્સને જરા પણ ગમતું ન હતું. તે મારી ઑફિસમાં ધસી આવ્યો અને અમને વાત કરતા જોઈ હોઠ પીસી, આંખો વિકરાળ કરી તે બોલ્યો: 'આ કોણ છે? હજી મારી પાસે તેને કેમ લાવ્યો નથી!' મેં કહ્યું: 'સાહેબ! તે તો મારો મિત્ર છે, અસીલ નથી.' તે કહે: 'અહીં મિત્રો સાથે વાતો કરવાની નથી; આ ઑફિસનો વખત છે.' મને બીજો પાઠ મળ્યો.

"એક વાર મારો વાકઆ બૉય ઊંઘતો હતો. બાજ જેવો સ્ટીવન્સ કૂદી આવ્યો અને બૉયને બે લાત લગાવી દીધી. બૉય જાણે અંગ્રેજી સમજે છે એમ તે બોલ્યો: Swine! This is office; you are sleeping! (સુવર! આ ઑફિસ છે. ઑફિસમાં તું ઊંઘે છે?) બૉય તેની સામે જોઈ રહ્યો. હું સમજી ગયો કે પેલા શીખે શા માટે માર ખાધો હશે.

"સ્ટીવન્સની ઑફિસમાં હું સ્થિર થઈ ગયો હતો. સ્ટીવન્સ અને મારી વચ્ચે મેળ વધ્યો હતો. કોઈ કોઈ ટપાટપી થતી; પરંતુ કોઈ વાર તે ગળી જતો અને કોઈ વાર હું ગળી જતો. સ્ટીવન્સને એટલી ખાતરી થઈ હતી કે હું એક પ્રામાણિક નોકર છું, વફાદાર છું, નિયમિત છું. અને સાચે જ હું એમ જ હતો.

"એક વાર મિસિસ સ્ટીવન્સ, સ્ટીવન્સની ઑફિસમાં આવ્યાં. થોડી વારે સ્ટીવન્સ મારી ઑફિસમાં આવ્યો અને તેણે મને કહ્યું: 'જા, આ બૉયને માછલી અપાવ.' મેં કહ્યું: 'હું તે નહિ કરી શકું. મારે માટે અશક્ય છે.' સ્ટીવન્સ મારી સામે જોઈ રહ્યો. તેણે ફરી વાર કહ્યું: 'શેરીના છેડાની દુકાને માછલી મળે છે; ડોકલમેનને ત્યાં. અપાવ તો!' મેં કહ્યું: 'મારાથી નહિ બને, સાહેબ! હું

માફકી ખાતો નથી. અને તે મારાથી અપાવાય પણ નહિ.' તે મારી સામે વધારે આશ્ચર્યથી જોઈ રહ્યો. ગુસ્સાનાં ચિહ્નો તેના ચહેરા પર દેખાયાં. એટલામાં મેં કહ્યું : 'એ ઑફિસનું કામ નથી.. એ કરવા હું બંધાયેલો નથી.' એક ક્ષણમાં તે પાછો ગયો અને ફરી વાર તેણે એવું કામ મને સોંપ્યું નહિ.

"એક વાર યુગાન્ડામાંથી મારો એક મિત્ર આવવાનો હતો. મારે ત્યાં તે ઊતરવાનો હતો. મારે તેને લેવા સ્ટેશને સામે જવાનું હતું. મેં સ્ટીવન્સને કહ્યું : 'મિ. સ્ટીવન્સ! મારો એક મિત્ર આજે આવે છે. મારે તેને લેવા સ્ટેશને જવું પડશે.' તેણે કહ્યું : 'ના, મારે તમારું કામ પડે. આજે શનિવારની સવાર છે.' મેં કહ્યું : 'પણ સાહેબ! મારે ત્યાં ઊતરનારની સામે મારે જવું જ જોઈએ. અમારે ત્યાં તો આ શિષ્ટાચાર છે. હું તરત જ પાછો આવીશ અને કામને પહોંચી વળીશ.' સાહેબ બદલાયો નહિ. તેણે કહ્યું : 'ના, તમે નહિ જઈ શકો. મારે ગમે તે ઘડીએ તમારું કામ પડે.' થોડો ગુસ્સો કરી 'ઑલરાઇટ' કહી હું મારા ટેબલ પાસે આવ્યો અને ઠંડે પેટે રાજીનામું લખવા બેઠો. કોણ જાણે કેમ પણ સ્ટીવન્સ આ સમજી ગયો અને તેણે ત્યાં આવી મને કહ્યું : 'એ ય, ગાંડો ન થા! લે મારી સાઈકલ અને જા સ્ટેશને; પણ જલદી આવ. તારું ગમે ત્યારે કામ પડે!'

"સ્ટીવન્સ સામે આવી ટપાટપી બાદ કરતાં મારી ઑફિસનું કામ બહુ સુંદર રીતે ચાલતું હતું. તેને ઢગલાબંધ કામ જોઈતું હતું અને હું તેને ડુંગરાબંધ કામ આપતો હતો. હું નવરો રહેતો ન હતો અને તે મને નવરો પડવા દે તેમ ન હતું.'

"મિ. સ્ટીવન્સની ઑફિસમાં જાતજાતના અસીલો આવતા. કોઈક વાર એક આરબ આવેલો. શરીફ અલીબીન અહમદ તેનું નામ

-હતું. સુંદર લાંબી કાળી દાઢીવાળો, ઊંચા પહોળા કપાળવાળો, ઊજળા રંગનો આ આરબ મને બહુ ગમતો. મેં વળા દરબારની ડેલીએ બેઠેલા આરબોને જોયેલા. આરબો વિષે મારો સામાન્ય ખ્યાલ એવો બંધાયેલો કે તે કેડે છરા બાંધે, સ્વભાવે ઝનૂની, હંબેલો શંબેલો બોલે, કાવા પીએ, અને ખિજાય તો આપણને મારી દે. આફ્રિકામાં આવેલા આરબોના પરિચયથી હું તેમની ખાનદાની, તેમનો ઉમદા ખવાસ, તેમની વિદ્વત્તા વિષે ઠીક જાણીતો થયો. આ ઑફિસમાં આવતા આરબ પાસે મેં કુરાને શરીફ શીખવાનો વિચાર કર્યો. પણ તે પહેલાં તો મારે સ્વાહિલી ભાષા બરાબર જાણવી જોઈએ, કારણ કે શરીફને માત્ર અરબી અને સ્વાહિલી બે ભાષા આવડતી હતી. એટલા માટે જ મેં સ્વાહિલી ભાષામાં લખાયેલું બાઇબલ વાંચવાનું શરૂ કર્યું. સ્વાહિલી ભાષાનો અભ્યાસ વધાર્યો. છતાં પણ અરબી ભાષા શીખવાની ઉમેદ અધ્ધર જ રહી; કેમકે ભાષાઓ શીખવી એ જુવાનીનો તરંગ હતો, તેમ શરીફ પોતે પણ એક અસ્થિર રહેવાસી હતો.

"ઘણે લાંબે વખતે ખબર પડી કે શરીફ કસાઈનું કામ કરે છે. એક દિવસ મેં પૂછ્યું: 'શરીફ! આ ઘેટાંબકરાં મારવાથી તમને પાપ નહિ લાગે? એનામાં પણ જીવ છે.' બે કાન પકડી 'તોબાહ અલ્લાહ!' કરીને તે રડી પડ્યો. ફરી વાર મેં તેને આવો પ્રશ્ન ન પૂછ્યો.

"થોડા જ દિવસ પછી એક યુરોપિયન કસાઈ મારા સાહેબની સલાહ લેવા આવ્યો. પેલો આરબ યાદ આવવાથી મેં તેને પૂછ્યું: 'મિસ્ટર! રોજ ઘેટાંબકરાં કાપો છો તો તમને પાપ નહિ લાગે?' તેણે કાન પકડ્યા નહિ, તેની આંખમાંથી એક પણ આંસુ પડ્યું નહિ. તેણે ઉત્સાહથી કહ્યું: 'એ જ મારું કામ છે. એમાં પાપ શાનું? એ સ્વાભાવિક છે.' મેં તેને કહ્યું: 'મરીશ ત્યારે તને ઈશ્વર

પૂછશે.' તેણે કહ્યું : 'આ પૃથ્વી ઉપર ઈશ્વર છે એવું મેં કદી જાણ્યું નથી. મંગળની પૃથ્વી ઉપર ઈશ્વર કદી હોય તો કોણ જાણે!' આરબ અને યુરોપિયન બંને કસાઈઓની માનસિક સ્થિતિનો તફાવત મને વિચિત્ર લાગ્યો, છતાં તે હું સમજી શક્યો. આખરે આરબ એશિયાનો હતો, પેલો સાહેબ યુરોપનો હતો. પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો આ મને સાચો ભેદ લાગ્યો.

"અમારી ઓફિસમાં એક મિ. બાઉકર કરીને આવતો. બાઉકર ૬૫ વર્ષનો મોટી મૂછો અને ઘોલિયાવાળો, ૬॥ ફૂટ ઊંચો, ડિલે ભગવદાર એક ખેડૂત હતો. કેટલાએક દિવસની ગેરહાજરી પછી તે એક દિવસ એકાએક ઓફિસમાં દેખાયો. પચ્ચીસ વર્ષના આ યુવાન સાથે પંચાસી વર્ષના બાઉકરે એવા જોરથી હાથ મિલાવ્યો કે જાણે મારો હાથ ખડી જશે. મેં તેને પૂછ્યું : 'હલ્લો મિ. બાઉકર, કેમ છો ? ક્યાં હતા ?' તેણે કહ્યું : 'હું મધ્ય આફ્રિકામાં હતો અને મેં મોટા શિકારનું લાયસન્સ મેળવ્યું હતું. મેં ત્યાં ઠીક શિકાર કર્યો. હમણાં જ હું ત્યાંથી પાછો ફરું છું.' મિ. બાઉકરે હન્ટીંગ સૂટ પહેર્યો હતો; પગમાં ગોઠણ સુધીના જોડા પહેરેલા અને હાથમાં ફાબોકાની સોટી હતી. તેની વાત સાંભળી હું આભો જ બની ગયો હતો."

ગિજુભાઈને હિંદી-યુરોપિયન મિત્રોની જેવા આફ્રિકન સ્નેહીઓ પણ હતા. તેમનાં સંભારણાં પણ એટલાં જ રસપ્રદ ને મીઠાં છે.

"નૈરોબીના એ કીકુયુ બોય પણ મને સાંભરે છે. પાસેની શેરીમાં કેટલાક કીકુયુ બોય રહેતા. બોય એટલે ઓફિસ કે ઘરના નોકરો. એ માંહેનો એક મારો ભક્ત બન્યો હતો. મને તે હમેશાં પગે લાગવા આવતો. તે બોલતો : 'મુંગુ યા માયરો ઈર્યા' પહેલાં તો હું તેના આ વર્તનને સમજી શક્યો નહિ. એક દિવસ મારા મિત્રની મારફત તેની સાથે વાતચીત કરી. તેણે કહ્યું : 'તારે ચાર અ ખો

છે, તેથી તું ચાર આંખોનો દેવ છે. માટે તને પગે લાગું છું.'

"મારો ઑફિસ બોય પણ ફીકુયુ હતો...કોઈ કોઈ વાર હું તેમને ઘેર મુલાકાતે જતો. બેપાંચ બોય પતરાની એક નાની સરખા ઓરડી ભાડે રાખી રહેતા. અસબાબમાં તેમની પાસે કશું ન હતું. ફળિયામાં તેઓ પથરાનો ચૂલો રાખતા અને તેની ઉપર ગ્યાસતેલના ડબ્બામાં બીન અગર મકાઈ ઉકાળતા અને મીઠાવાળા કરીને ખાતા. એક વાર હું તેમને ત્યાં ગયેલો ત્યારે તેમણે મને આ ડબ્બાના બીન ખાવા માટે આપેલા, અને મેં તેમને એક વાંદરા ટોપી (મંકી કેપ) ભેટ આપેલી. ટોપી માથે મૂકી તેઓ મારી સામે પ્રેમપૂર્વક હસ્યા.

"મારો એક બીજો બોય વાગાન્ડો હતો. યુગાન્ડાના લોકોને વાગાન્ડા કહેવામાં આવે છે. આ બોય ઘર માટે હતો. ઘરમાં તે શાક સુધારતો, સાફસૂફી કરતો, બૂટ પોલિશ કરતો ને સલામ ભરતો. આ વાગાન્ડો સાડા છ ફૂટ ઊંચો, ખૂબ જાડો અને ઠીક ઠીક ચળકતા કાળા રંગનો હતો. તેને હું હાથીનું બચ્ચું કહેતો. મારા સ્વભાવ પ્રમાણે હું મારા બોય સાથે પણ રમૂજ કરતો, અને મારા મિત્રોને મારી રમૂજના ભાગી બનાવતો."

આફ્રિકાના વતનીઓ માટે કંઈક કરી છૂટવાની ભાવના ગિજુભાઈના અંતરમાં સદા ય રહ્યા કરી હતી. સને ૧૯૨૯માં હરિજન કાર્યના ફાળા માટે મારે આફ્રિકા જવાનું થયું ત્યારે ગિજુભાઈએ તેમના મિત્રો ઉપર ભલામણપત્રો આપેલા. જ્યાં પોતે કામ કરતા તે સ્થળનું પાકું ઠેકાણું આપેલું અને કહેલું કે 'એ જગ્યાએ બેસી મને પત્ર લખજો.'

નૈરોબીમાં ગિજુભાઈના શિષ્ય તરીકે તેમના મિત્રોએ ભાવભર્યો સત્કાર કર્યો; તેમના સહવાસનાં મીઠાં સ્મરણો યાદ કર્યાં. તેમની ઑફિસે હું ગયો. બહાર ઓટલા પર બેસી પત્ર પણ લખ્યો.

ગિજુભાઈનો વળતી સ્ટીમરે પ્રત્યુત્તર આવ્યો: "તમારો પત્ર ખૂબ પ્રેમથી વાંચ્યો. ત્યાંની કેળવણીની દશા ઉપર એક ભભકાદાર લેખ 'ત્રૈમાસિક' માટે મોકલશો. ત્યાંના લોકોને કેળવણીની મોન્ટીસોરી પદ્ધતિની જરૂર છે એમ લખો છો તો તેઓ આ દેશમાં શિક્ષકો તૈયાર કરાવી અને શાળા સ્થાપે. અગર તમે શું વિચારો છો? મોન્ટીસોરી પદ્ધતિ કેવી રીતે લઈ જવી? સાચે જ હબસીઓ માટે એ પદ્ધતિની જરૂર છે જ; અને એ જરૂર તો તમારા જેવા જુવાન ઉત્સાહી બહાદુરો જ પૂરી પાડી શકે. અમે તો તમને રંગ ચડાવીએ. દુનિયાને રંગમાં નવરાવવાનું કામ તમારે માથે. ત્યાંથી પાછા આવો ત્યારે બાલમંદિરમાં આવજો ને ગરીબની મોન્ટીસોરી કેમ થાય તેનો કિમિયો જાણી જજો. પછી તો તમારે અડ્ડુ કરવાનું.

"ત્યાંના લોકોનો પરિચય સેવશો. ખૂબ દયાદૃષ્ટિથી જોશો. આપણી દુનિયાની કેવી હાલત છે તેનો ખ્યાલ સદાને માટે આવશે.

"વારુ, સ્વાહિલી ભાષાના કેટલાક શબ્દો આવડયા? આલી ગાતી, આલી ગેમા, હાય જુર, સેટે માજી, મીમી હપાના સરાઉ સ્વાહિલી, વેવે સેમા સ્વાહિલી, મીમી જુઆ બરાબર, આલી કુજા, કીજાનો, કીરેટો, આકા નેના, નીતાં ગિયા, હુમો શીમોની.' કહો આનો અર્થ કરો જોઈએ?

"મને ફરી વાર આ ફકા જોવાનું મન થાય છે પણ કેમ નીકળાય? દક્ષિણામૂર્તિનું ફંડ પણ ત્યાં થઈ ગયું. હવે તો શિકાર—શીખેલકાનો શિકાર કરવા આવું!

"ગોમે (નાચ) મને આવડે છે. તમે આવશો ત્યારે કરશું. અહીં નો લાખનો ગધેડો ત્યાં સવાલાખનો થઈને ફરતો લાગે છે!"

અને આફ્રિકાથી આવીને હું ભાવનગર ગિજુભાઈને મળવા ગયો ત્યારે તેમણે આફ્રિકાથી આણેલો એ લોકોનો પોશાક પહેરી સુંદર

નાચ બાલમંદિરની રંગભૂમિ ઉપર કરી બતાવ્યો.

ગિજુભાઈને ધીરે ધીરે આફ્રિકા ફાવી ગયું. તેમણે ત્યાં જમીન લઈ વસવાટ કરવાનો પણ વિચાર કરેલો. પોતાના એ દિવાસ્વપ્નની રંગીલી કલ્પના વિષે તેઓ લખે છે.

"લગભગ દોઢ વર્ષ વીતી ગયું હતું. આફ્રિકાની હવા બહુ ફાવી ગઈ હતી. મારું વજન ૧૩૫ રતલ થયું હતું. પેલું જૂનું રહેઠાણ છોડી હું અને બાબુ હરખશંકર મિ. સ્ટેન્ડલેના એક ક્વાર્ટર્સમાં રહેવા ગયા હતા. આફ્રિકામાં જ રહી જઉં અને સેટલર તરીકે જીવન જીવું એમ મનમાં થયા કરતું હતું. અમે ચાર મિત્રો—હું, કાનજીભાઈ, મણિભાઈ અને બીજાઓ મળીને દશ એકર લીધી. ચારે મિત્રોએ એની ઉપર મકાનો બાંધવાનો વિચાર કર્યો. અમારી જમીન એક નાની એવી નદીને કિનારે આવેલી હતી; આજુબાજુ દૃશ્ય સુંદર હતું. ચારે મિત્રો સાઈકલ ઉપર બેસી જમીન ઉપર ગયા હતા અને એક વાવટો ખોડી ત્યાં ભજિયાં ખાઈ અમે જમીનનું વાસ્તુ કર્યું હતું.

"આવાં આવાં ઘર કરશું અને આવી આવી રીતે રહીશું એમ વિચાર કરતા અમે પાછા આવ્યા. મારા મનમાં હતું કે હું વકીલ થઈ આફ્રિકામાં વકીલાત કરવા આવીશ. અને બીજા વકીલો પેઠે પૈસાદાર થઈ આ જમીન પર બાંધેલા બંગલામાં જિંદગીની છેલ્લી સાંજે ખુશમિજાજમાં ગાળીશ. મને નૈરોબીમાં રહેવું બહુ ગમતું હતું. એની ખુશનુમા સાંજો વર્ણવી જાય એવી નથી. એનો શિયાળો અને ચોમાસું મને બન્ને સરખાં ગમતાં. પાંચ હજાર ફીટ ઊંચે નૈરોબીમાં વસનારાને ઉનાળાની ગરમીનો ત્રાસ તો હોય જ શાનો? નૈરોબી ખરેખર એક સુંદર હવા ખાવાનું સ્થળ હતું. આ સ્થળે રહેવાની કલ્પના એથી યે સુંદર હતી."

પણ, દસ એકર જમીન ચાર જણ વચ્ચે ખરીદીને મોટા સેટલર

થવાનાં સ્વપ્ન કેવાં બાલિશ હતાં તેનો ખ્યાલ થોડા દિવસમાં જ ગિજુભાઈને આવ્યો. દૂર દેશાવરમાં સેટલર થનાર લાલ આંખવાળા જુવાનો કેવા હોય એના આદર્શસમા બે જુવાનો તેમની ઑફિસે આવી ચડ્યા:

"અમારી ઑફિસમાં એક વાર બે જુવાનિયાઓ આવેલા. અંદર આવતાં તેમણે મને પૂછ્યું: 'મિ. સ્ટીવન્સ ક્યાં છે?' વીસ વીસ વર્ષના આ યુવાનોની જુવાની સામે, તેમના ચહેરાની તાજગી સામે, તેમનાં ખડતલ શરીરો સામે હું મીટ માંડી રહ્યો. મને થયું કે મારી જેમ આ લોકો ધંધોપાણી શોધવા અહીં આવ્યા લાગે છે. મેં પૂછ્યું: 'કેમ આવ્યા છો?' તેમણે કહ્યું: 'મિ. સ્ટીવન્સનું અમારે કામ છે.' મિ. સ્ટીવન્સનો ઓરડો મેં તેમને બતાવ્યો. તેઓ તેમાં ગયા અને લગભગ અર્ધા કલાકે બહાર આવ્યા અને જતી વખતે મને પણ 'ગુડ ડે' કરી ચાલતા થયા. મિ. સ્ટીવન્સે મને અંદર બોલાવી તેમના માટે કરેલો કાચો કરારપત્ર મારા હાથમાં મૂક્યો અને તેની નકલ કરવા મને કહ્યું. અચંબા સાથે મને ખબર પડી કે તે નાનકા છોકરાઓ – જરા જરા કાળા દોરા જેવી ઊગેલી મૂછવાળા છોકરાઓ– મોટા જબરા સેટલરો હતા. તેઓએ દસ હજાર એકર જમીન ખરીદી હતી, અને તેના ઉપર તેઓ રબ્બરની ખેતી કરવા માગતા હતા. તે બે વચ્ચે થયેલું આ કરારપત્ર હતું. આટલી ઉંમરે તેમની શક્તિ, હિંમત અને આવડત જોઈ હું ચકિત થઈ ગયો. મારો અને મારા જેવા હિન્દુસ્તાનના યુવાનોનો વિચાર કરતો હું ઠરી ગયો. ચણાના ઝાડે ઠેકડો મારી અમે ચાર મિત્રોએ દશ એકર જમીન રાખી હતી, જ્યારે આ ભાઈઓએ દશ હજાર એકર જમીન રાખી હતી! આ બે જુવાનોનું નામ ગ્રાન્ટ બ્રધર્સ હતું."

નવજુવાન મહત્ત્વાકાંક્ષી ગિજુભાઈના ચિત્ત ઉપર આ બે જુવાનો

ક્યારે અસર કરી ગયાં!

"આ બધો વખત હું હિન્દુસ્તાનને ભૂલી ગયો ન હતો. પરદેશમાં દેશનું સ્મરણ તીવ્ર રહે છે, તેમ મને પણ રહેતું. મેઈલના દિવસે અમે પોસ્ટ ઓફિસે ધક્કા ખાતા, બોયને વારંવાર દોડાવતા અને ટપાલ મેળવતા ત્યારે જ અમને નિરાંત થતી. ઘેરથી આવેલી ટપાલમાં આવેલા મિત્રો અને સગાંવહાલાંના પત્રો ફરી ફરીને વાંચતા અને એકબે દિવસ પત્રો લખવાની ધમાલમાં કાઢતા.

"કોઈ કોઈ વાર રમતગમતમાં ચડી જતાં હું હિંદની ટપાલ વખતસર લખવાનું ચૂકી જતો. તે વખતે મારા ખ્યાલમાં પણ ન હતું કે ધારેલે વખતે કાગળ ન આવવાથી મારા પિતાશ્રીને કેટલું દુઃખ થતું હશે? હિંદ આવ્યા પછી જ હું પિતાની એ લાગણીને સમજી શક્યો. તેઓ વારંવાર મને તાર કરવા પોસ્ટ ઓફિસે જતા અને પોસ્ટમાસ્તર બીજી મેઈલમાં ટપાલ આવશે એમ કહીને મારા પિતાશ્રીને ધીરજ રખાવી પાછા ઘેર મોકલતા. દેશમાં આવ્યા બાદ પોસ્ટમેને પિતાની લાગણી વિષે જ્યારે મને વાતો કરી ત્યારે હું આફ્રિકામાં સ્વેચ્છાએ રખડતો અને ટપાલ નિયમિત લખવાની દરકાર ન કરતો તે માટે પસ્તાયો."

ગિજુભાઈ આફ્રિકામાં મોજથી રહેતા હતા. આપબળે હૈયાઉકલતથી તેમણે કામમાં કુશળતા પ્રાપ્ત કરી હતી. મિત્રોમાં તેઓ માનીતા બન્યા હતા. તેમણે મિત્રો સાથે મળીને થોડી જમીન લીધી હતી. ત્યાં મકાનો બાંધી રહેવાના મનસૂબા ઘડ્યા હતા. બીજા સામાન્ય બુદ્ધિના માણસો પણ આફ્રિકામાં સારી કમાણી કરતા હતા. ગિજુભાઈ તેનાથી ઘણું વધારે કમાઈ શકે તેવી શક્યતાઓ હતી. તેમની હિંમત, સાહસિકતા અને સમયસૂચકતા તેમને જરૂર આગળ વધવાની તમામ અનુકૂળતાઓ કરી આપત. તેઓ પૈસા પાછળ પડ્યા

હોત તો લીધેલા કામ પાછળ મંડ્યા રહેવાની તેમની ટેવથી તેમણે આફ્રિકામાં બંગલા બાંધ્યા હોત અને દેશમાં ધનની રેલ વહેવરાવી હોત. પણ તેમનું જીવનધ્યેય જુદું હતું. ગિજુભાઈને માત્ર પૈસા કમાવામાં રસ ન હતો. ચાર મિત્રો સાથે શનિ-રવિની સહેલગાહોથી તેમને સંતોષ ન હતો. તેમનામાં પેઠેલું ખમીર, ગુજરાતની બાલ-દુનિયાનું ઘડતર કરવાનું રહેલું સત્ત્વબીજ અંદરથી જોર કરીને દેશ તરફ ધકેલતું હતું. અને તેથી જ આફ્રિકામાં સામાન્ય માણસો પણ સ્થિર થઈને હજારોની કમાણી કરતા હતા, અને તેમાં જીવનની ઇતિકર્તવ્યતા માનતા હતા ત્યારે, ગિજુભાઈ તેમાં અપવાદરૂપ બન્યા. તેઓ અંતરની અકળ એવી જોરાવર આકાંક્ષાની પ્રેરણાથી જીવનમાં કંઈક કરી છૂટવાની મનની મુરાદ બર લાવવા સ્વદેશ પાછા વળ્યા.

ગિજુભાઈનું આ મનોમંથન પણ ઠીક સમય ચાલ્યું. આખરે તેમણે કર્તવ્યપાલનના પંથે પાછા વળવાનો નિર્ણય કર્યો.

અને એક નમતી સાંજે મિત્રોની નસમાં વિદાય લઈ તેઓ નૈરોબીથી મોંબાસા આવ્યા. ત્યાંથી સ્ટીમરમાં હિંદ આવવા નીકળ્યા.

રસ્તામાં પવનના ભારે વાવાઝોડાને લીધે સ્ટીમરને તોફાન નડ્યું. તેમાં ગિજુભાઈનો ઘણોખરો સરસામાન ડેક પરથી ઊડી પડ્યો; તેઓ મુંબઈને બદલે પોરબંદરને બારે ઊતર્યા.

આફ્રિકાની કમાણીમાં પંદરસો રૂપિયા, ભેટ સોગાદોમાં 'શાહ-મૃગનું એક ઈંડું', ફાબેકાની સોટી અને એક બાંકસ હતું. પણ રોકડ કમાણી ને ચીજવસ્તુ કરતાં અનેકગણો કિંમતી જીવનનો અનુભવ મેળવીને ગિજુભાઈ ઘેર આવ્યા.

લાંબે સમયે ગિજુભાઈને ઘેર આવેલા જોઈ સૌને આનંદ થયો.

# ૮

## વકીલાત

સગાંસંબંધીને મળી હળી, ચાર દિવસ આરામ લઈ ગિજુભાઈ ભાવનગર ગયા. મામાભાણેજે ભવિષ્યનો વિચાર કર્યો. મુંબઈમાં મામાની મોટી ઓળખાણો હતી. શેઠ ગોરધનદાસ ભીમજીની પેઢી ઉપર ભલામણપત્ર લઈ ગિજુભાઈ મુંબઈ ગયા. તેમનો વેપાર મોટો હતો; દેશદેશાવર સાથે વેપાર ચાલતો. અંગ્રેજીમાં તાર–પત્રવ્યવહાર થતો. ગિજુભાઈએ પેઢીની ઑફિસમાં જવા માંડયું. આફ્રિકાનો અનુભવ મુંબઈમાં ખપ લાગ્યો. ઑફિસકામ તેમને મન રમત જેવું લાગ્યું. પણ જીવન સાવ જુદું હતું. શેઠને ત્યાં જ રહેતા; ખાવા-પીવાની, રહેવાની, બધી અનુકૂળતા હતી. પગાર પણ સારો મળવાની આશા હતી. પણ વાતાવરણ પ્રતિકૂળ હતું. ગિજુભાઈનો જીવ ત્યાં જંપ્યો નહિ: પોતે કોઈ જુદી જ દુનિયામાં આવી પડયા હોય તેમ લાગ્યું. વેપારની આંટીઘૂંટી અને પમાલિયા જીવનથી તેઓ કંટાળી ગયા. પૂરા બે મહિના ન થયા ત્યાં શેઠને અને પેઢીને રામરામ કરી પાછા ઘેર આવ્યા.

એક બાજુ કુટુંબનો બોજો, કમાવાની ચિંતા અને બીજી બાજુ મનગમતું કામ મેળવવાની મૂંઝવણ! ગિજુભાઈના જીવનમાં ફરી મનોમંથન શરૂ થયું. ગમે તેવું કામ સ્વીકારી, ફાવે તેમ જીવન ગાળી,

જેમતેમ પૈસા કમાઈ લેવા એ તો તેમના સ્વભાવમાં જ નહોતું. એટલે મનોમંથન ચાલ્યું. મામાની સલાહ લીધી; પિતાજીનો મત પૂછ્યો. ગિજુભાઈની પોતાની ઇચ્છા વકીલ થવાની હતી.

એ જમાનામાં વકીલોની બોલબાલા હતી. દેશના મોટા આગેવાનો કાયદાશાસ્ત્રીઓ હતા. તેમના બાલમિત્ર વકીલાતનું ભણતા હતા. વકીલાતના ધંધામાં પૈસા, મોભો અને સ્વતંત્રતા ત્રણે વસ્તુ રહેલી હતી. તેમના પિતા વકીલ હતા; આફ્રિકામાં સોલિસિટરની ઑફિસમાં કામ કરેલું એટલે થોડોઘણો અનુભવ હતો. આમ દરેક રીતે વિચારતાં વકીલ થવું એટલો નિર્ણય થયો. પણ કેવી રીતે થવું? બી.એ. થયા વિના એલએલ.બી. વકીલ ન થવાય; અને બી.એ. થવાની તો શક્યતા જ ન હતી. આખરે હાઈકોર્ટ પ્લીડર થવું એમ નક્કી કર્યું.

કાયદાનો અભ્યાસ કરવા મુંબઈ જવાનું ઠરાવ્યું. ઘરખર્ચને પહોંચી વળવા મુંબઈની એક શાળામાં શિક્ષકની નોકરી લીધી. પરેલમાં મગનબાગમાં એક ઓરડી ભાડે રાખી શ્રી જડીબહેન પણ મુંબઈ જઈ રહ્યાં. ગિજુભાઈના નાના ભાઈ નનુભાઈ મુંબઈની મિલમાં કામ કરતા હતા; તેમને માસિક રૂ. ૩૦ વેતન મળતું. ગિજુભાઈને શાળામાંથી ત્રીસ રૂપિયા મળતા. મુંબઈના ઘરખર્ચમાંથી બચાવી દર મહિને પંદર રૂપિયા વળી પિતાને મોકલતા.

આ ગિજુભાઈના ગૃહસ્થ જીવનની શરૂઆત. એ વખતે ગિજુભાઈના બાલસખા શ્રી રામનારાયણ વિ. પાઠક અને શ્રી મહાદેવભાઈ દેસાઈ મુંબઈમાં કાયદાનો અભ્યાસ કરતા હતા. તેઓ પણ મગનબાગમાં ગિજુભાઈની બાજુમાં જ રહેતા. એટલે ગિજુભાઈને સારો સથવારો—મનગમતા મિત્રોનો સહવાસ મળી ગયો.

ગિજુભાઈ સવારમાં વહેલા નાહી ધોઈ, પરવારી લૉ-કૉલેજના વર્ગોમાં જતા. વર્ગમાંથી સાડા નવ વાગે પરેલ આવતા. તરત જમીને

દસ વાગે શાળામાં ભણાવવા પાસા મુંબઈ જતા. ૧૧ થી ૫ નિશાળમાં ભણતા. સાંજે ઘેર આવી કાયદાનું વાંચતા. આ જીવનક્રમ ઘડિયાળના કાંટાની પેઠે ચાલતો. એ વખતે એક જ લક્ષ હતું: જલદી કાયદાનું ભણી લેવું અને વકીલાત શરૂ કરવી. એ જ અરસામાં ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રવિભાઈ રાવળ પણ મુંબઈ હતા. તેઓ પણ ગિજુભાઈના બાલમિત્રોમાંના એક ગણાય. કોઈ કોઈ વાર મગન-ભાઈની ગિજુભાઈની રૂમ નં. ૬૩ મહાદેવભાઈના મુક્ત હાસ્યથી, 'દ્વિરેફ'નાં કાવ્યગાનોથી અને 'કુમાર'ના કલાગુરુ રવિભાઈના કથા-પ્રસંગોથી ગાજી ઊઠતી. મુંબઈના દિવસો આ રીતે અભ્યાસપૂર્ણ અને રસપૂર્ણ બન્યા.

એક વર્ષમાં ડિસ્ટ્રિક્ટ પ્લીડર બની ગિજુભાઈ વળા આવ્યા. વકીલાતની સનંદ લીધી (સને ૧૯૧૧). પણ વળા એક નાનકડું રાજ્ય. એમાં વકીલાત કેટલીક ચાલે? તેમનાં પિતાનું રગશિયું ગાડું ચાલતું હતું. એટલે બહાર જવાનો વિચાર કર્યો.

એ જમાનામાં વઢવાણ કૅમ્પ (આજનું સુરેન્દ્રનગર) એજન્સીનું એક મથક હતું; રાજકોટથી બીજે નંબરે એ ગણાતું. એ જમાનાના સમર્થ વકીલો ગણાયા તેવા શ્રી અમૃતલાલ શેઠ, પોપટલાલ ચુડગર, મોહનલાલ બેરિસ્ટર, શ્રી મણિલાલ કોઠારી અને શ્રી તલકશી માણેક-ચંદ દોશી વઢવાણ કૅમ્પમાં હતા. ગિજુભાઈએ વઢવાણ કૅમ્પ જઈને વકીલાતનું પાટિયું માર્યું.

પણ વકીલાતનું પાટિયું મારવું એક વાત છે અને વકીલાતનો ધંધો કરવો જુદી જ વસ્તુ છે. એ બેમાં આસમાન જમીનનું અંતર છે. છતાં આ વખતે તો ગિજુભાઈએ વકીલાત કરવાનો નિશ્ચય કર્યો હતો, એટલે મન મારીને વકીલાત શરૂ કરી. વઢવાણ કૅમ્પમાં જેઇલ રોડ ઉપર મકાન ભાડે રાખ્યું; કુટુંબ સહિત ત્યાં રહેવા લાગ્યા.

એકાદ વર્ષમાં તેમણે જોઈ લીધું કે માત્ર ડિસ્ટ્રિક્ટ પ્લીડરમાં કાંઈ વળતું નથી. હાઈકોર્ટ પ્લીડર તો થવું જ જોઈએ. ગિજુભાઈ સાથે શ્રી સુડગર પણ હાઈકોર્ટ પ્લીડર થવા મુંબઈ ઊપડ્યા.

મુંબઈમાં ઘાટકોપર ઉપર શ્રી ભાઈચંદભાઈ શેઠને ઘેર રહેવાનું રાખ્યું. ત્રણ મહિનામાં પહેલા વર્ગમાં હાઈકોર્ટ પ્લીડર બની (સને ૧૯૧૨) વઢવાણ પાછા આવ્યા અને હવે ખરેખરી વકીલાત ચાલી. કેસ આવવા લાગ્યા. ગિજુભાઈ કેસ લડવા લાગ્યા, કાંઈક પૈસા મળવા માંડ્યા, ઘરખર્ચ નીકળવા માંડ્યું. ગિજુભાઈને પણ વિશ્વાસ બેસવા લાગ્યો કે વકીલાતમાં પૈસા કમાશું, થોડી ઘણી પ્રતિષ્ઠા મળશે અને જીવનનો આનંદ પણ મળશે. વખત જતાં ગિજુભાઈએ જોયું કે પહેલી વસ્તુ કંઈક અંશે સાચી કદાચ પડે તોપણ પાછળની બન્ને તો સાવ ખોટી હતી. હકીકત એથી ઊલટી જ હતી, અને એનું કારણ દેખાતું હતું.

ખોટા માણસનો બચાવ કરવામાં વધારે પૈસા મળતા હતા. મોટે ભાગે હોશિયાર વકીલો જૂઠાનો બચાવ કરવામાં જ ઊભા રહેતા. ગિજુભાઈને એ બિલકુલ ફાવતું નહિ. એક વાર એવો કેસ આવ્યો. ગિજુભાઈએ વાણિયાનો ચોપડો ફેંકી દઈ કહ્યું: 'આવો જૂઠો કેસ લઈને મારી પાસે કેમ આવ્યો? જા સામે ...ની ઑફિસમાં, એ તારો બચાવ કરશે.'

આ વાત બની તે દિવસે સાંજે ગિજુભાઈ ખૂબ અસ્વસ્થ બની ગયા. તેમના એક સન્માન્ય વકીલમિત્રે હકીકત જાણ્યા બાદ કહ્યું: 'આવું વેદિયાપણું કરશો તો ઘરમાં રોટલાં કરવાના બળતણ માટે ય પૈસા નહિ રહે!'

ગિજુભાઈએ તેમની અનોખી ઢબે રોકડો જવાબ પરખાવ્યો: '...: આ વકીલાતનું પાટિયું ઉતારી લઈ એનાથી રસ્તાના ભાતાનાં

ઢોબરાં બનાવી વળામેગાં થઈ જશું.'

આમ કોઈ કોઈ વાર ગિજુભાઈનું માથું ફાટતું.

રીતસરનું ઘર માંડીને રહેવાનો આ પ્રથમ પ્રસંગ હતો. લગ્ન થયાં તેને બીજે જ મહિને–ફાગણમાં પરણ્યા અને ચૈત્ર માસમાં તો ગિજુભાઈ આફ્રિકા ચાલ્યા ગયેલા. અઢી વર્ષ આફ્રિકામાં ગાળીને આવ્યા. મુંબઈમાં વરસ રહ્યા પણ એ વિદ્યાર્થી જીવનની પેઠે મગન બાગની ખોલીમાં ભિલડક ઉચાળો ખભે રાખીને ભણ્યા. અહીં વઢવાણ કેમ્પમાં જેઇલ રોડ ઉપર રીતસર, વકીલ સાહેબને શોભે તેવું મકાન ભાડે રાખ્યું. જોકે એ જમાનામાં ભાડાં બહુ નહોતાં; મકાન સાધારણ ઠીક હતું.

અને ઘરને શણગારે તેવી કોડીલી, સંસ્કારી ગૃહિણી હતી. શ્રીમનથુરામ શર્માના સંસ્કારસંપન્ન વાતાવરણમાં એ ઊછર્યાં હતાં. એ જમાનામાં કન્યાકેળવણી આપણે ત્યાં નામની હતી, ત્યારે શિક્ષિકા ગણાય તેટલું એ ભણ્યાં હતાં. ઘરમાં રાચરચીલું વસાવવાની અને તેને સુવ્યવસ્થિત રાખવાની એમને હોંશ હતી.. પણ બે પૈડાં વિના સંસારરથ ચાલતો નથી. અહીં એક પૈડું સંસારી બાબતમાં, ઘરબારની દિશામાં બિલકુલ ચાલતું જ ન હતું. નવયુવાન ઘરસંસારીઓને યુવાસહજ ઉત્કંઠા હોય છે. નવાં સ્થળે, નવી વસ્તુ નિહાળતાં જ પોતાની નવવધૂના કોડ પૂરા કરવા મોંમાંગ્યાં નાણાં ખરચીને એ વસાવવાની મનોવૃત્તિ ગિજુભાઈમાં ન હતી. એટલે પોતાના પિયરથી અને વળાથી લાવેલ ઘરવખરી અને ચાર ચીજોમાંથી એ આર્યગૃહિણીએ ઘર ગોઠવ્યું અને ગિજુભાઈનો ઘરસંસાર શોભાવવાનો પ્રયાસ આદર્યો.

હજી વકીલાતની કમાણી આવવાની શરૂઆત થઈ તે પહેલાં તો દોસ્તમિત્રો અને મહેમાનોથી ઘર ઊભરાવા લાગ્યું. અતિથિઓ

આવ્યા પણ તેમનું સરખું સ્વાગત કરવાની પૂર્વતૈયારી ક્યાં હત
ચાપાણી માટેનાં સુંદર કપરકાબી, ભોજન માટેના ખૂમચા કે બાજ
અને રસોઈ માટેની પૂરી સામગ્રી પણ ઘરમાં છે કે નહીં તે જોવ
ગિજુભાઈના સ્વભાવમાં જ ક્યાં હતું? આફ્રિકામાં મિત્રો એ
બધું કામ કરી આપતા; મુંબઈમાં ભાઈ હતા અને અહીં
હરિના લાલ જેવા એકબે જણા મળી ગયા. અને ગિજુભાઈની ગ
એક પેઠે જ ચાલી.

ઘરની બાબતમાં ઉદાસીન જેવા ગિજુભાઈ કામમાં ચોક્કસ
ચીવટદાર હતા. જે કેસ હાથમાં લે તેને માટે તૂટી મરે. રાતદિ
એક જ રટણ. એક સાધારણ કેસ માટે કેટલાંય પુસ્તકો વાંચી જ
ટાંચણ કરે, આખો કેસ બારીકાઈથી જોઈ તપાસી જાય, દાખ
દલીલ સાથે તૈયાર કરે. અસીલોને ગિજુભાઈની પ્રામાણિકતા ઉ
પૂરો વિશ્વાસ બેસતો. એવી એમની સુવાસ પ્રસરવા લાગી હતી.

આફ્રિકાની જેમ વઢવાણમાં પણ મિત્રમંડળ જામ્યું હતું.
મિત્રો મુંબઈના મગનબાગના મિત્રો જેવા સુશિક્ષિત હતા.
મણિભાઈ કોઠારીની વક્તૃત્વશક્તિ, શ્રી અમૃતલાલભાઈ શેઠની લેખ
કળા અને એ બંનેની દેશભક્તિ એ દિવસોમાં પણ ઝળકતી હ
શ્રી ચોપટલાલભાઈ ચુડગર સૌથી નિકટના મિત્ર બન્યા, જે આખ
દિવસોમાં પણ સાથે રહ્યા. એ સૌમાં ગિજુભાઈના સૌજન્યની જ
અચૂક પડતી. સૌના તેઓ સમાન મિત્ર બની રહ્યા.

સાંજ પડે એટલે મિત્રોની મિજલસ મળે. ગિજુભાઈ કોઈ વ
આફ્રિકાની વાતો કાઢે, કોઈ વાર પોતાનાં મુંબઈનાં સ્મરણો. ક
પણ વકીલાતની વાતોમાં તેમને મુદ્દલ રસ ન પડે. કેવળ કર્ત
પરાયણતા પૂરતા ગિજુભાઈ ધંધામાં ધ્યાન આપતા હતા; બાકી ઘર
પેઠે જ વકીલાતના ધંધામાં તેમનો જીવ પરોવાયો ન હતો. તેમ

અંતર આત્મસંતોષ શોધતું હતું. અને ક્ષિતિજ સુધી દૃષ્ટિ ફેંકતાં ક્યાંઈ તેમને જીવનવિકાસનું સાધન નજરે પડતું ન હતું. તેમના સાધક જીવને ઊંડે ઊંડે અજંપો થતો હતો. પણ ઈશ્વર સાધકને તાવે છે, કસોટીએ ચડાવે છે, પણ તેને કથિર બનાવી ફેંકી દેતો નથી. તેને શુદ્ધ કંચન કરી પાર ઉતારે છે. ગિજુભાઈના જીવનમાં એવા પ્રસંગો વારંવાર આવ્યા અને તેમાં ઈશ્વરકૃપાથી તેઓ પાર ઊતર્યા.

એમ કરતાં સને ૧૯૧૩ નો ફેબ્રુઆરી માસ આવ્યો. જે પ્રકાશને માટે ગિજુભાઈ ઝંખતા હતા તેનો અરુણોદય તેમના જીવનના પૂર્વાકાશમાં પ્રગટ થયો. તેમના પ્રથમ પુત્ર બચુભાઈ (નરેંદ્ર)નો જન્મ એ ગિજુભાઈને સાચા અર્થમાં દ્વિજ બનાવનાર નીવડ્યો. રાહુલનો જન્મ સિદ્ધાર્થના મહાનિભિષ્ક્રમણનું નિમિત્ત બન્યો, તેમ બચુભાઈનું ગિજુભાઈના જીવનમાં આગમન હજારો બાળકોને માર અને બીકમાંથી મુક્તિ અપાવનારના જીવનપલટાનું કારણ બન્યું. પુત્રજન્મની વધાઈ આપવા આવનાર મિત્રોએ ગિજુભાઈની આંખમાં તે દિવસ નવીન પ્રકાશની ઝાંખી કરી. ઘર અને ઘરકામ પ્રત્યે સદા ય ઉદાસીન એવા ગિજુભાઈ પોતાને આંગણે આવેલા અતિથિનો સત્કાર કરવા તત્પર બન્યા.

ગિજુભાઈના ઘરમાં પારણું બંધાયું અને તેની દોરી હાથમાં લેતાં બાલશિક્ષણના જાણે તેઓ સૂત્રધાર બન્યા. પોતાના પુત્રના વિકાસનો વિચાર કરતાં તેઓ એમની પેઢીનાં અને ભાવી પેઢીઓનાં બાળકોના પરમ ઉદ્ધારક બન્યા.

બચુભાઈના જન્મે ગિજુભાઈને ઘરમાં નજર રાખતા કર્યા. ઘરનો વિચાર તેમને પોતાના નવજાત બાળક માટે કરવો પડતો. જેમ જેમ બચુભાઈ મોટા થતા ગયા તેમ તેમ એ વિચાર વધારે ઊંડો અને સ્પષ્ટ થવા લાગ્યો. ઘરના રાચરચીલાની કદી ચિંતા ન કરનાર

ગિજુભાઈએ બચુભાઈ માટે રમકડાં ખરીદ્યાં. ચાલણગાડી બનાવરાવી. ઘરમાં શ્રી જડીબેન સાથે બચુભાઈના ખાનપાન અંગે, પોશાક અંગે વાતચીતમાં વિચારવિનિમય કરવા લાગ્યા. પ્રથમ સંતાનપ્રાપ્તિ પછી દરેક માબાપ પોતાના બાળકનો ચીવટભર્યો વિચાર તો કરે છે. પણ ગિજુભાઈ ચીવટ અને મમત્વ સાથે શાસ્ત્રીય ને વૈજ્ઞાનિક રીતે વિચાર કરવા લાગ્યા.

હવે મિત્રમંડળમાં વાતચીતનો મુખ્ય વિષય 'બચુના શિક્ષણ'નો બન્યો. વકીલાતની વાતો, ગામગપાટા બંધ પડ્યા. કોઈ લહેરી બટકબોલા મિત્ર સહેજ ગમ્મતમાં કહ્યું: 'એલા ભાઈ! તમારે ઘેર નવી નવાઈનો દીકરો આવ્યો લાગે છે. અમે તો કેમ જાણે બધા...'

'તમારે પણ તમારા બાળકોનો મારી પેઠે જ વિચાર કરવો જોઈએ' ગિજુભાઈ અધવચ્ચે બોલી ઊઠ્યા. અને બાળકો એ જ સાચી મૂડી છે, એ જ ભાવી નાગરિક છે, એ જ ભાવી સમાજ છે એ પ્રકારનું એક ભાષણ આપી બોલનારનું મોં બંધ કર્યું.

ગિજુભાઈ પોતાના પુત્રના શિક્ષણની ચિંતા કરતા હતા તે જ વખતે તેમને એક માર્ગદર્શક મિત્ર મળી ગયા. સંત તુલસીદાસજીએ કહ્યું છે તેમ:

'जहिके जेहि पर सत्य सनेहू,
सो तेहि मिलत न कछु संदेहू।'

'જેને જે વસ્તુ ઉપર સાચો સ્નેહ, અંતરનો અનુરાગ હોય તેને તે વસ્તુ નિઃસંદેહ પ્રાપ્ત થાય છે.' કારણ કે એને રાતદિવસ એનું જ રટણ હોય છે, એ વસ્તુ પ્રાપ્ત કરવા એ સર્વસ્વનો ભોગ આપવા તત્પર બને છે, એના વિના એને આ જગતમાં બીજી કશી વસ્તુમાં રસ પડતો નથી, એના વિનાનું બીજું બધું એને અસાર લાગે છે, જીવન પણ સૂનું જણાય છે.

ગિજુભાઈની પણ લગભગ એવી દશા હતી. અને એમને રાહબર મળી ગયો.

દરબારશ્રી ગોપાળદાસ દેસાઈ એ દિવસોમાં વઢવાણ કૅમ્પ વારંવાર આવતા. તે વખતે તેઓ ઢસા અને રાઈસાંકળીના તાલુકદાર હતા; સ્વરાજયજ્ઞમાં ત્રણ ગામનો ભોગ આપી સમસ્ત ગુજરાતના દરબાર નહોતા બન્યા.

બીજા મિત્રો સાથે ગિજુભાઈ તેમને ત્યાં કોઈ વાર જતા. એમાંથી સ્નેહસંબંધ વધ્યો અને આખરે ગાઢ મિત્રો બન્યા. તેમણે ગિજુભાઈને કહ્યું: 'તમારે બાલશિક્ષણનું સાહિત્ય વાંચવું હોય, નવી બાલશાળા જોવી હોય તો વસો જાઓ. ત્યાં શ્રી મોતીભાઈ અમીન તમને બધું બતાવશે.'

ગિજુભાઈ તો બાલશિક્ષણ માટે લંકા જવા તૈયાર હતા. તેઓ તરત જ વસો પહોંચ્યા.

ગુજરાતના પીઢ કેળવણીકાર, પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાણ શ્રી મોતીભાઈ અમીને તેમને પ્રેમપૂર્વક આવકાર આપ્યો. પોતાની નવી બાલશાળા બતાવી અને શ્રી છોટુભાઈ પુરાણીનું લખેલું 'મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિ' નામનું પુસ્તક વાંચવા આપ્યું. બીજાં પણ કેટલાંક પુસ્તકો આપ્યાં. બાલગૃહ જોઈ, શ્રી મોતીભાઈ સાથે નિરાંતે ચર્ચાવિચારણા કરી ગિજુભાઈ વઢવાણ આવ્યા.

આવીને બચુભાઈ ઉપર પ્રયોગો શરૂ કર્યા. મળ્યાં તેટલાં સાધનો મેળવ્યાં; મળ્યાં તેટલાં પુસ્તકો વાંચ્યાં. એ વખતે બચુભાઈ બે સવાબે વર્ષના હતા. એ ઉંમર બરાબર યોગ્ય હતી.

સને ૧૯૧૫ના ફેબ્રુઆરીમાં એક મિત્રને ગિજુભાઈ મળેલા તે વખતે બચુભાઈના શિક્ષણ વિષે વાતચીત થયેલી. તેની એ મિત્રે પોતાની ડાયરીમાં નોંધ રાખી હતી. તે પરથી ગિજુભાઈના તે દિવસોના

વિચારોનો કંઈક ખ્યાલ મળે છે: "મને તો આ છોકરાના ભણતરની ભારે ચિંતા હતી. પણ એકાએક એક મિત્ર દ્વારા માર્ગદર્શન મળી ગયું અને એવું ચીંધ્યા પ્રમાણે કામ કરું છું, એટલે એ ચિંતા હળવી થઈ ગઈ છે. ઇટાલીનાં એક મોન્ટીસોરી નામે શિક્ષિકા બાઈ છે. તેમણે બાળકોની ઉંમરવાર તેનાં શક્તિ અને આવડતનો અભ્યાસ કરી એક નવી જ ઢબનો અભ્યાસક્રમ રચ્યો છે, જે વડે બાળકમાં રહેલી આવડત એની મેળે બહાર આવતી જાય, અને એની શક્તિઓ વિકસતી જાય—કેળવાતી જાય."

ગિજુભાઈને જીવનની એક નવીન દિશા ઊઘડતી લાગી. વકીલના કામમાં મૂળે રસ ઓછો હતો તેમાં આ નિમિત્ત મળ્યું. એ અરસામાં જ ધંધામાંથી રહ્યોસહ્યો રસ ઊડી જાય તેવા એકબે પ્રસંગો પણ બન્યા.

એક વાર એક મિયાણાનો કેસ આવ્યો. એણે આવીને ગિજુભાઈ આગળ પાઘડી ઉતારી, રડને સાદે કહ્યું: 'નિર્દોષ માર્યો જાઉં છું. જોઈએ તે ફી લ્યો પણ બચાવો.'

ગિજુભાઈએ કેસ હાથ ધર્યો. ખૂબ મહેનત કરી. રોજના પચાસ રૂપિયા ઠરાવેલા. મિયાણાને નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો. ગિજુભાઈને પાછળથી ખબર પડી કે એણે ખૂન કરેલું. આ સાંભળી તેમને ભારે આઘાત પહોંચ્યો. વકીલ મિત્રોએ કહ્યું: 'આપણા ધંધામાં તો એમ જ ચાલે.' એટલે ગિજુભાઈને દાઝયા ઉપર ડામ જેવું થયું. તેમણે ઑફિસમાં મળેલા પેલા આરબ અને યુરોપિયન કસાઈઓની વાત કરી, અને ઉમેર્યું: 'હું ધર્મભીરુ કસાઈ છું. કાનબૂટ પકડી ગુનો કબૂલ કરું છું. અલ્લાહ તોબાહ ખુદાની માફી માગું છું.'

તે દિવસથી ગિજુભાઈ ખોટા કેસ ન આવી જાય તેની બહુ કાળજી રાખતા. પણ એક એવો કેસ આવ્યો કે જેથી ગિજુભાઈનું

અંતર કકળી ઊઠયું અને તેમને ધંધા પ્રત્યે ભારે નફરત પેદા થઈ.

વળા પાસે સોલિયાણા નામનું ગરાસદારી ગામ છે. ત્યાંના એક ગરાસદાર ગુજરી ગયા. ગામના વેપારીઓનું તેની ઉપર કરજ હતું. વેપારીએ વ્યાજ વગેરે વધારીને મૂળ કરતાં ઘણી મોટી રકમનું લેણું કાઢયું, અને ગરાસદારનાં પત્ની ઉપર દાવો નોંધાવ્યો. તેણે ગિજુભાઈના પિતા શ્રી ભગવાનજી બધેકાને પોતાનો વકીલ રાખ્યા. ગરાસણીને સલાહ મળી કે બાપાને પહોંચે તેવો તેમનો દીકરો કાંપમાં વકીલાત કરે છે. ગરાસણીએ ગિજુભાઈને વકીલ રાખ્યા. એક જ કેસમાં પિતાપુત્ર વાદીપ્રતિવાદીના વકીલ બન્યા.

ગિજુભાઈએ પોતાની હંમેશની રીતે કેસ તપાસ્યો. કાગળો તૈયાર કર્યા. બાઈને પક્ષે તેમને ન્યાય લાગ્યો. ઘર આગળ પિતાને સાફ શબ્દોમાં સંભળાવ્યું: 'વાણિયો ખોટા છે અને તમે કદી જીતવાના નથી.' જમાનાના ખાધેલ પિતાએ મૂછમાં હસીને જવાબ દીધો: 'એ તો પહેલેથી હું જાણું છું. વાણિયો નક્કી હારવાનો જ છે. પણ ગરાસણી પાકી છે. તું અગાઉથી ફી લઈ લેજે નહિ તો પૈસો ય નહિ પરખાવે.'

ગિજુભાઈ કેસની વિગત સમજવા બાઈની સાથે તેને ગામ ગયા. બાઈની કંગાળ હાલત જોઈને તેમનું હૈયું પીગળી ગયું. ઘરમાં કશી ઘરવખરી ન હતી; ઊંચી ઓસરીના વિશાળ ઓરડા ખાવા ધાતા હતા. વાસણની માંડથો વિનાની અભરાઈઓ સૂની પડી હતી. કંઈક ઘરેણુંગાંઠું, કસબી કપડાં, જે હતું તે વેચીસાટીને ફીની તજવીજ કરી. તો ય પૂરી રકમ ન પતી! ગિજુભાઈની આંખો ભીની થઈ. જે મળ્યું તે લઈ ઘેર આવ્યા.

બાપાએ પૂછ્યું: 'ફીની રકમ પૂરી લઈ આવ્યો!'

'હા લઈ આવ્યો!' એવું અર્ધસત્ય બોલીને ગિજુભાઈએ

પિતાનું મન વાળ્યું. પણ પોતાના મનમાં ગાંઠ વાળી કે 'વહેલી તકે આ ધંધામાંથી છૂટી જવું!'

એ અરસામાં ગિજુભાઈને ખોળે બીજું બાળક આવી પહોંચ્યું. તેમની મોટી પુત્રી સુશીલાબહેન (સને ૧૯૧૬ના જાન્યુઆરી)ના જન્મ પછી થોડા જ સમયમાં ગિજુભાઈએ વકીલાત સંકેલી.

ગિજુભાઈના મનમાં તીવ્ર મંથન ચાલી રહ્યું હતું તે જ વખતે તેમના મામા તરફથી સંદેશો મળ્યો: 'અમારી સંસ્થાને તારી જરૂર છે. આવી પહોંચ.'

ગિજુભાઈને જોઈતું હતું ને વૈદે બતાવ્યું. એ માટેની તેમની માનસિક તૈયારી પૂરી હતી. સર્પ કાંચળી ઉતારે તેમ વકીલાતના વાઘા ઉતારી નાખ્યા. વઢવાણનું ઘર સંકેલી ભાવનગર તરફ પ્રયાણ કર્યું. મિત્રોએ ભાવભરી વિદાય આપી. ગિજુભાઈ વધારે સારા જીવન ભણી જતા હતા, તેને માટે હાર્દિક અભિનંદન આપ્યાં.



## મામાનો વારસો

'ગિજુભાઈ!' નાનાભાઈએ પૂછ્યું. 'દરબાર સાહેબ જેવા રાજવીએ તમને વસો બોલાવ્યા છતાં તમે ત્યાં ન ગયા અને અહીં આવ્યા, તેનું શું કારણ!'

નાનાભાઈ અને ગિજુભાઈ તખ્તેશ્વર મહાદેવની તળેટીમાં સડક પર ટહેલતા હતા. સંધ્યાકાળના આહ્લાદક રંગો આકાશમાં સાથિયા પૂરી રહ્યા હતા. એ દિવસોમાં તખ્તેશ્વર આસપાસ લગભગ જંગલ જેવું હતું. દક્ષિણામૂર્તિનાં વિશાળ મકાનો અને પ્લોટ વસ્યાં ન હતાં. દક્ષિણામૂર્તિ છાત્રાલય 'સાગર કુટિર'માં હતું. વિદ્યાર્થીઓ સનાતન હાઈસ્કૂલમાં ભણવા જતા. ગિજુભાઈ દક્ષિણામૂર્તિમાં જોડાયા દસેક મહિના થયા હશે. દક્ષિણામૂર્તિની ઉંમર એ વખતે છસાત વર્ષની હશે. નાનાભાઈના સાહજિક પ્રશ્નનો ઉત્તર આપતાં ગિજુભાઈ બોલ્યા: 'એમાં પૂછવાનું શું છે! દક્ષિણામૂર્તિમાં તમે છો એ જ મોટું કારણ.'

'ના ના, એમ નહિ.' નાનાભાઈએ કહ્યું. 'મારે તો તમારા દિલની વાત જાણવી છે.'



સ્વ. મોટાભાઈ
(હરગોવિંદદાસ અમરામર પંડ્યા)



શ્રી નાનાભાઈ
(નાનાભાઈ કાલિદાસ ભટ્ટ)

વધારે મોટું કારણ જોઈતું હોય તો મુરબ્બી મોટાભાઈની આ સંસ્થા છે તે. મારે મન દક્ષિણામૂર્તિ એ મોસાળ સંસ્થા છે. હું મોટાભાઈનો ભાણેજ. મોટાભાઈના બંગલાની છાયામાં હું મોટો થયો, ભણ્યો, ગણ્યો, રમ્યો, કૂદ્યો. આજે હું છું તે બધું મોટાભાઈને લઈને. એટલે જ્યારે દુનિયામાં કંઈક કરવા નીકળ્યો છું ત્યારે મારા મામાની સંસ્થામાં જ આવું ને?'

'ત્યારે તમે દક્ષિણામૂર્તિના ભાણેજ, કાં?'

'ભાણેજ નહિ પણ દીકરો.' ગિજુભાઈએ તરત જવાબ વાળ્યો. 'આ મોટાભાઈ, મસ્તરામ, નાનાસાહેબ જેવા મોટાભાઈના દીકરા, એવો જ હું પણ એમનો દીકરો. એ સૌ મોટાભાઈની તમામ મિલકતના વારસો, જ્યારે હું તેમની આધ્યાત્મિક મિલકતનો વારસ થવાની ઉમેદ સેવું છું. નાનાભાઈ! મારે મન મોટાભાઈ ફક્ત મામા નથી; મારે મન તો એ એક આધ્યાત્મિક મૂડી છે. હું બંગલે રહ્યો ત્યારે મેં તેમના જીવનમાં જે કંઈ અનુભવ્યું છે તે તમને જણાવવાની જરૂર નથી. એ મોટાભાઈના જીવનમાંથી હું જે કંઈ શીખ્યો છું તે મોટાભાઈની સંસ્થાને ચરણે ધરવાની મને હોંશ છે માટે અહીં આવ્યો છું.'

'તો તો મોટાભાઈ તરફનું તમારું ઋણ અદા કરવા આવ્યા છો, એમ જ ને?' નાનાભાઈએ જણાવ્યું.

'હા; એમ જ. હું માનું છું મારા અહીં આવવાથી જો કોઈના જીવને વધારે શાંતિ ને આનંદ થયાં હશે તો તે મોટાભાઈના જીવને. મોટાભાઈના આધ્યાત્મિક વારસાને હું પચાવી શકું તો હું મારી જાતને ધન્ય માનું.'

'સમજ્યો.' નાનાભાઈએ પાછા ફરતાં કહ્યું. 'તમને મોટાભાઈના જીવનમાંથી આટલી પ્રેરણા મળી એ જ મારે મન હર્ષની વાત છે. મોટાભાઈ હવે એક વ્યક્તિ નથી પણ આપણી સંસ્થા માટે એક

Idea (આદર્શ) છે. દક્ષિણામૂર્તિની આયાઓ, મહેતાજીઓ, સ્વામીઓ એ બધાં ય કેમ જાણે મોટાભાઈમાંથી જ જન્મતાં હોય એવું લાગ્યા કરે છે.'

'નાનાભાઈ! એ વળી તમારા મનના ઘોડા.' ગિજુભાઈ બોલ્યા. 'મોટાભાઈનાં સર્જનો બધાં એમને મહાપુરુષ જાણે છે, પણ તમે તો એ મોટાભાઈની યે પાછળ ક્યાંય સુધી જોઈ શકો છો. એટલે તમારે મન મોટાભાઈ ધીમે ધીમે Idea થતા જાય છે એ હું જોઈ શકું છું.'

આ પ્રમાણે વાતો કરતા નાનાભાઈ–ગિજુભાઈ તખ્તેશ્વરની ટેકરી નીચે ટહેલતા હતા એવામાં દક્ષિણામૂર્તિનો ઘંટ વાગ્યો અને તેઓ સડક પરથી નીચે ઊતર્યા.

સને ૧૯૧૦ થી ૧૯૩૪ સુધીના પા સદીના લાંબા સમય સુધી દક્ષિણામૂર્તિ એ ગુજરાતની એક સમર્થ શિક્ષણસંસ્થા તરીકે પ્રકાશતી હતી. બૃહદ્ ગુજરાતમાં એની નામના ફેલાયેલી હતી. દક્ષિણામૂર્તિના આદ્ય ચાલકોમાં નાનાભાઈ, ગિજુભાઈ, હરભાઈ એ શિક્ષણત્રિમૂર્તિને સૌ ઓળખે છે. ગુજરાતના સમર્થ કેળવણીકારો તરીકેની તેમની ખ્યાતિ ભારતવ્યાપી બનેલી છે. પરંતુ, નાનાભાઈ–ગિજુભાઈના ઉપરોક્ત સંવાદમાં એ બન્ને વિભૂતિઓએ જેમને પોતાના અને સંસ્થાના આદર્શ પુરુષ લેખ્યા તેમનું નામ અને કામ ગુજરાતને જાણીતું નથી.

આપણા દેશમાં વ્યક્તિગત ત્યાગ કરીને માણસ મહર્ષિ બને છે, સંસ્થાને માટે સમગ્ર જીવન અર્પણ કરીને ફકીર બની શકે છે, પણ આવા પુરુષો હમેશાં અપવાદ રૂપ હોય છે. સમાજની આજની અસમાન અને અન્યાયી કહી શકાય તેવી આર્થિક-સામાજિક વ્યવસ્થામાં એવા જીવનવીરોની આવશ્યકતા રહે છે; પણ એ સ્વાભાવિક સ્થિતિ

નથી. સમાજની સ્વાભાવિક વ્યવસ્થામાં તો માણસ પોતાના કુટુંબ-નિર્વાહ માટે પ્રામાણિક ધંધો કરતાં કરતાં સમાજહિતનાં કાર્યો કરે, એમાં પોતાના જીવનની સાર્થકતા માને, તો એક પ્રજા તરીકે આપણે સંસ્કારી સમાજની રચના કરી શકીએ. એમાં સમાજના મોટા ભાગના લોકો સમાજસેવકો હોય; સમાજહિતૈષી તો લગભગ દરેક હોય. ગિજુભાઈ પોતાને મોટાભાઈના આધ્યાત્મિક વારસ માનતા તેની પાછળ આ વસ્તુ રહેલી હતી. તેઓ વારંવાર કહેતા: 'આપણા દેશમાં એક ગાંધી, એક ટાગોર, એક અરવિંદ હોય તેથી મને સંતોષ નથી. થોડાક ઊંચા મિનારા હોય તેથી શહેર સમૃદ્ધ અને ઊંચું ન કહેવાય. દરેક મકાનો હારબંધ, વ્યવસ્થિત અને સરખાં સાધનસંપન્ન હોય તે જ શહેર સમૃદ્ધિવાન ગણાય. આપણા સમાજનું ઉત્થાન આપણે એ રીતે કરવાનું છે.'

નાનાભાઈ, ગિજુભાઈ, હરભાઈ અને અન્ય આજીવનસભ્યોએ તો સંસ્થાને ચરણે સર્વસ્વ હોમ્યું હતું. પણ જેઓ પોતાની રેલવેની નોકરી બજાવતાં બજાવતાં સંસ્થાની સેવા કરતા હતા, તેમનો વારસો ગિજુભાઈને દીપાવવો હતો. ગિજુભાઈ જેમને પગલે ચાલવા માગતા હતા તેમને વિષે ગિજુભાઈએ એક વાર હૃદયોદ્ગાર કાઢેલા. સંસ્થાને ઊભી કરવામાં, તેના બાલ્યકાળમાં સંસ્થાને પોષવામાં, મોટાભાઈનો ફાળો કેવો ને કેટલો હતો તે ગિજુભાઈના એ ઉદ્ગારોથી જાણી શકાય છે અને ઉપરના સંવાદનું ગાંભીર્ય તથા રહસ્ય પણ સમજી શકાય છે. સંસ્થા ઊભી કરવી, ચલાવવી ને વિકસાવવી એ બધી જવાબદારી સંસ્થાના આજીવન-સેવકોની કે કાર્યકરોની જ છે એવો ભ્રમ આજે સમાજના લગભગ તમામ ક્ષેત્રમાં રૂઢ થતો જાય છે. તેને પરિણામે સંસ્થા પાંગળી બને છે અને સમાજના હૃદયમાં તેનાં મૂળ જામતાં નથી. એ સમયે એક સ્ટેશન માસ્તર પોતાની ફરજ બજાવતાં,

વધારાના સમયમાં દક્ષિણામૂર્તિ જેવી વિશાળ સંસ્થાના મુખ્ય ને આદ્ય સંચાલકનું પદ શી રીતે મેળવી શકે છે તે જાણવું જરૂરી છે. ગિજુભાઈનું જીવન તો એમના મામાના એ પરગજુ જીવનમાંથી જ પોષાઈને પાંગર્યું હતું; એ તેમના ઉદ્ગારો કહી આપે છે.

"એક વખત એવો હતો કે સંસ્થા ગરીબ હતી. તે વખતે આજની સ.હેમી સંસ્થાની પાસે ન હતી. તે વખતે હરગોવિંદદાસભાઈનું ઘર સંસ્થાને ચરણે હતું. સંસ્થાને જે ખપે તે એમને ન ખપે. નાનાભાઈ કહે: 'મોટાભાઈ! પાટલા કરાવવા જોઈએ પણ પૈસા નથી.' મોટાભાઈ કહે: 'અલ્યા માવજી! આ આપણા પાટલા બોર્ડિંગમાં મૂકી આવ.' નાનાભાઈ કહે: 'મોટાભાઈ! રસોયો ભાગી ગયો છે. કેમ કરશું?' મોટાભાઈ કહે: 'અલ્યા મસ્ત! જા, તારી *બાને કહે કે બોર્ડિંગમાં જઈને રસોઈ કરી આપે.*' કોઈ વિદ્યાર્થી બીમાર પડ્યો તો મોટાભાઈ કહે: 'પહોંચાડો આપણે ઘેરથી કાંજી અને દૂધ.' બોર્ડિંગના મહેમાનો એટલે મોટાભાઈના જ મહેમાનો. બોર્ડિંગનો ઉત્સવ એટલે મોટાભાઈનો જ ઉત્સવ. બોર્ડિંગની સુખાકારી એટલે મોટાભાઈની સુખાકારી ને શાંતિ. બોર્ડિંગની બીમારી એટલે મોટાભાઈની ઉપાધિ.

"નાનાભાઈ અને મોટાભાઈ ભેગા થાય એટલે બોર્ડિંગનું જ કરે. રસોયાનું શું, ફંડનું શું, ગૃહપતિનું શું, પાણીવાળીનું શું, વિદ્યાર્થીનું શું, આ પ્રશ્નો બન્ને જણા ઝીણવટથી ચર્ચે અને કંઈ કંઈ અનુભવ ને જ્ઞાનને મેળવી નવા નવા રસ્તા કાઢે. નાનાભાઈની બુદ્ધિ, મોટાભાઈનો અનુભવ.

"નાનાભાઈ વિદ્યાર્થીઓની બુદ્ધિને તીક્ષ્ણ કરે, મોટાભાઈ એમના ચારિત્ર્યને ઉજ્જ્વળ કરે.

"કેટલા યે મહિનાઓ સુધી એમણે રાત્રિનો વખત સંસ્થામાં

જ ગાળેલો. વિદ્યાર્થીઓની નીતિરીતિની, સ્વચ્છતાની, ધાર્મિકતાની, એમણે હદ બહાર કાળજી રાખી.

"સ્ટેશન માસ્તર તરીકેની પોતાની જે વગ, વર્ષો સુધી પોતાને માટે જે કદી પણ નહિ વાપરેલી તે વગ, તેઓ સંસ્થાને માટે ચલાવતા. 'આ તો બોર્ડિંગનું છે. આમાં નહિ ચાલે.' એવું વાક્ય વેપારીને કહેતા ને વધારામાં કહીને શરમાવતા: 'મને આપવું હોય ત્યારે બે પૈસા વધારે લેજો.' બોર્ડિંગને માટે તેઓ નિરંતર ઊભે પગે જ હોય. ગામમાં માલ ખરીદવો હોય તો નાનાભાઈ મોટાભાઈને પૂછે. નાનાભાઈ તો પ્રોફેસર રહ્યા; એમને બજારભાવની કેવી રીતે ખબર પડે? કોઈ મોટા માણસ પાસે ફંડ લેવા જવું હોય તો મોટાભાઈ મોઢા આગળ. નાનાભાઈને તે વખતે કોણ ઓળખતું? પટ્ટણી સાહેબ પાસે વિદ્યાર્થીપરિષદ માટે સગવડ લેવા જવું હોય તો 'ચાલો, મોટાભાઈ! તમે ચાલો.' કોઈ વિદ્યાર્થી માંદો પડ્યો હોય તો બોલાવો મોટાભાઈને કે ઝટઝટ દાક્તરને બોલાવે ને મેડીકલ હોલમાંથી દવા મંગાવે. માંદાની પથારી પાસે મોટાભાઈ અને નાનાભાઈ ખડા ને ખડા. સ્ટેશનનું કામ પૂરું થાય એટલે બોર્ડિંગનું અને બોર્ડિંગનું પૂરું થાય એટલે સ્ટેશનનું.'

"બોર્ડિંગની શાખ એટલે મોટાભાઈની શાખ, બોર્ડિંગની જાહોજલાલી એટલે મોટાભાઈની જાહોજલાલી, બોર્ડિંગનું તેજ એટલે મોટાભાઈનું તેજ. આવાં વર્ષો એક બે નથી ગયાં, પણ વધારે ગયાં છે.

"પોતે પોતાનું બધું સંસ્થાને આપીને અને પોતાનાં બાળકો સુધ્ધાં સંસ્થાને ચરણે ધરીને સંસ્થાની ઉદાત્ત સેવા કરવાની જે વૃત્તિ તેઓ ધરાવતા હતા તેનો અનુભવ તો તેમની પાસે રહેનારાઓને જ છે. એમના એક ભાણેજ (ગિજુભાઈ પોતે) જ્યારે બીજી પ્રવૃત્તિ છોડી સંસ્થામાં જોડાયા ત્યારે તેમણે ઉદ્ગાર કાઢેલા કે 'ખરેખર, આજે

મને આત્મદર્શન થયું છે. મારું પોતાનું જ કોઈ સંસ્થામાં જોડાય તો સારું એવી મારી ભાવના આજે તૃપ્ત થઈ!"

ગિજુભાઈ સંસ્થામાં જોડાયા તે દિવસે મોટાભાઈને આત્મદર્શન જેવી તૃપ્તિ થઈ. એમાં સંસ્થા અને ગિજુભાઈ બન્ને પ્રત્યેનો આત્મીય ભાવ દેખાય છે. નાનાભાઈ અને ગિજુભાઈ જેવા કેળવણીકારોનું ગુરુપદ લેનાર મોટાભાઈનું જીવન જોતાં વઢવાણના પેલા સાધુચરિત દરજી મોતીભાઈ યાદ આવે છે. વઢવાણ કેળવણી મંડળના સંસ્થાપકોનું ગુરુપદ મેળવનાર એ મોટાભાઈ આદર્શ ગૃહસ્થી હતા. હિંદુધર્મની મોટી ખૂબી ગૃહસ્થાશ્રમને વટવૃક્ષ સમો આદર્શ બનાવવામાં રહેલી છે.

મોટાભાઈ જેવા મામાનો વારસો ગિજુભાઈને સાચવવાનો હતો, દીપાવવાનો હતો. એમના જીવનની એ ઉમેદ હતી, આકાંક્ષા હતી. એ એમનું જીવનધ્યેય હતું એમ કહીએ તો ચાલે.

ગિજુભાઈ વગેરે મિત્રો સ્ટેશનના બંગલામાં રહીને ભણતા ત્યારે મોટાભાઈનું ઘર છાત્રાલય હતું; તેમાંથી જ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની કલ્પના આકાર પામી અને તા. ૨૮ ડિસેમ્બર ૧૯૧૦ના શુભ દિને તેની રીતસર સ્થાપના થઈ. મહાત્મા શ્રી નથુરામશર્માના આશીર્વાદથી તેમના શિષ્યોએ સ્થાપેલી સંસ્થાનું નામ તેમના ઇષ્ટદેવ શ્રી દક્ષિણામૂર્તિદેવનું જ નામાભિધાન પામી.

એ દિવસોમાં ભાવનગરમાં છાત્રાલયો બહુ ન હતાં. બહારગામના વિદ્યાર્થીઓને ભણવાની મુશ્કેલી હતી. હાઈસ્કૂલ ને કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓને સગવડ મળે અને સારા સંસ્કાર પડે એ દૃષ્ટિથી છાત્રાલય શરૂ કર્યું. તેમાં મુખ્ય કાર્યકર્તાઓમાં મોટાભાઈ મુખ્ય હતા.

શ્રી. નાનાભાઈ એ વખતે નૃસિંહપ્રસાદ કાલિદાસ ભટ્ટ એમ.એ.,એસ.ટી.સી.ડી., પ્રોફેસર શામળદાસ કૉલેજનો મોભો ધરાવતા. તેઓ

શ્રી મન્નથુરામશર્માના શિષ્ય. મોટાભાઈના ગુરુભાઈ અને મોટાભાઈના પરમ મિત્ર. પ્રોફેસર તરીકે કૉલેજનું કામ કરતાં તેઓ સાથોસાથ છાત્રાલય સંભાળતા. એ વખતે દક્ષિણામૂર્તિ છાત્રાલય સ્ટેશન પાસેની ધર્મશાળામાં ચાલતું. વખત જતાં વિદ્યાર્થીઓ વધવા લાગ્યા અને તેને તખ્તેશ્વર મહાદેવની તળેટીમાં આવેલા 'સાગરકુટિર'ના મકાનમાં ફેરવ્યું. વિદ્યાર્થીઓ વધ્યા તેમ કામ વધ્યું. શુભ સંસ્કારસિંચન અર્થે વિદ્યાર્થીઓ સાથે ચોવીસે કલાક વસવું જોઈએ એમ જાણતાં શ્રી નાનાભાઈ કૉલેજમાંથી છૂટા થયા અને દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી-ભવનમાં જોડાયા. તેઓ તે દિવસથી સંસ્થાના પ્રાણ બન્યા. શ્રી નાનાભાઈ જેવા પ્રતિભાશાળી સુકાની મળતાં સંસ્થાનું રૂપ બંધાવા લાગ્યું. સંસ્થાને માટે જમીન ખરીદાઈ; તેની ઉપર મકાનો બંધાવા લાગ્યાં; સંસ્થાનું રીતસરનું બંધારણ ઘડવાની ઘડી આવી પહોંચી.

કાયદેસર બંધારણ ઘડવા માટે વકીલની જરૂર ઊભી થઈ. મોટાભાઈએ ગિજુભાઈને બોલાવ્યા. ગિજુભાઈ આવ્યા. બંધારણ ઘડયું અને તે દિવસથી (૧૩–૯–૧૯૧૫) તેઓ સંસ્થાના કાયદાના સલાહકાર બન્યા.

દિનપ્રતિદિન સંસ્થા વિકસવા લાગી. નાનાભાઈ એકલે હાથે વધતા જતા કામને માંડ માંડ પહોંચી વળતા. મોટાભાઈએ નાનાભાઈ ઉપરનો હદ ઉપરાંતનો બોજો હળવો કરવા, સંસ્થાને વધારે સંગીન પાયા પર મૂકવા ગિજુભાઈને સાદ કર્યો.

ગિજુભાઈ જાણે એવા 'સાદ'ની રાહ જોઈ રહ્યા હોય તેમ વકીલાત છોડી સંસ્થાને ચરણે આવી બેઠા. (તા. ૧૩–૧૧–૧૯૧૬) એ વખતે ગિજુભાઈની ઉંમર બત્રીસ વર્ષની હતી. તેઓ છાત્રાલયના ગૃહપતિ બન્યા. વઢવાણ કૅમ્પના બાહોશ ધારાશાસ્ત્રી, વીસ પચીસ વિદ્યાર્થીની એક બોર્ડિંગના મદદનીશ ગૃહપતિ બન્યા. આફ્રિકાથી

વળા આવ્યા ત્યારે ઘેર આવ્યાની નિરાંત નહોતી વળી; પણ વઢવાણથી ભાવનગર આવ્યા, વકીલાતના ક્ષેત્રમાંથી શિક્ષણક્ષેત્રમાં પ્રવેશ કર્યો, ત્યારે ગિજુભાઈને પોતાને ઘેર આવ્યા જેવું લાગ્યું. માતાથી વિખૂટું પડેલું બાળક માના ખોળામાં આવે તેવી શાંતિ ને સંતોષ તેમણે અનુભવ્યો. ટોળામાંથી છૂટું પડી ગયેલું ઘેટું જાણે રખડી રઝળીને પાછું પોતાના વાડામાં આવ્યું!

નવાપરામાં ઘર ભાડે રાખ્યું. ગિજુભાઈને મહિને પચાસ પગાર અને પાંચ રૂપિયા ઘરભાડાના મળતા. આખો દિવસ છાત્રાલયમાં વિદ્યાર્થીઓ સાથે જ ગિજુભાઈ ગાળતા. વિદ્યાર્થીઓમાં આજે ગુજરાત-પ્રસિદ્ધ બનેલા શ્રી ગોપાળરાવ વિદ્વાંસ, ભાસ્કરરાવ વિદ્વાંસ અને છેલશંકર વ્યાસ પણ હતા. મોડી રાત સુધી શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકોનું વાંચન ચાલતું. કાયદાનાં થોથાં વળાના મેડા ઉપર રઝોટિયામાં પડ્યાં ધૂળ ખાવા લાગ્યાં; કેળવણીની જુદી જુદી પદ્ધતિઓના પ્રયોગો ને માનસશાસ્ત્રના ગ્રંથો ગિજુભાઈની આલમારી ઉપર દેખાવા લાગ્યા.

છાત્રાલયમાં રહેતા વિદ્યાર્થીઓ શહેરની શાળામાં ભણવા જાય તે દળી દળીને ઢાંકણીમાં ઉધરાવવા જેવું છે એમ નાનાભાઈ-ગિજુભાઈને લાગ્યું અને તેમણે દક્ષિણામૂર્તિની પોતાની શાળા શરૂ કરી. પહેલાં ત્રણ ધોરણ, ત્રણમાંથી ચાર અને પાંચ. વિનયમંદિર શરૂ થતાં તેના આચાર્ય ગિજુભાઈ બન્યા.

પેની સુધી પહોંચતું ધોતિયું, લાંબો કોટ, મોટી મૂછો, ચશ્માં અને માથે સફેદ ફેંટો એવા દેઢમાસ્તરના વાઘામાં ગિજુભાઈને વર્ગો લેતા જોવા, તેમના વર્ગમાં ભણવું, એ એક લહાવો હતો. સમય પૂરા થયાના ડંકા પડયા છતાં ગિજુભાઈ ભણાવવામાં તલ્લીન હોય અને વિદ્યાર્થીઓ રસમાં તરબોળ બની એકચિત્તે સાંભળતા હોય એવાં સુભગ દશ્યો આજે પણ તેમના વિદ્યાર્થીઓ યાદ કરે છે. મુંબઈમાં

કાયદાનું ભણતા ત્યારે શાળામાં શિક્ષણકાર્ય કરેલું, એટલે તેમને માટે અધ્યાપન નવું ન હતું; બલકે એ જ તેમનો ખરા રસનો વિષય હતો.

વિનયમંદિર થતાં ગિજુભાઈની જવાબદારી વધી. ઘરમાં કુટુંબ વધતું જતું હતું. ટૂંકા પગારમાં કામવાળીબાઈ કેમ પોસાય? અને પોસાય તોપણ બાળકોને સાચવવાનું, ઉછેરવાનું તેમણે પોતે જ રાખેલું. એ એમના શોખનો વિષય હતો. સંસ્થામાં ને ઘરમાં ગિજુભાઈનું શિક્ષણકામ એકધારું ચાલતું હતું. બાળકો સૂતા પછી મોડી રાત સુધી શિક્ષણમાં પુસ્તકોનું વાચન ચાલતું. કેળવણીશાસ્ત્ર ઉપર શનિરવિની રજાઓમાં શિક્ષણરસિક ભાઈબહેનોનાં ચર્ચામંડળો ગિજુભાઈ ગોઠવતા. ચર્ચાને અંતે શિક્ષણમાં જે તત્ત્વો દાખલ કરવા જેવાં લાગે તેનો પ્રયોગ બીજા જ દિવસથી શરૂ કરતા.

એ સમય એટલે સને ૧૯૧૯–૨૦ નો કાળ. આજ એ વાતને સાડત્રીસ વર્ષ થયાં. શિક્ષણક્ષેત્રે અવનવા પ્રયોગો શરૂ કરવાની ભૂમિકા હજી રચાઈ ન હતી, તેવે સમયે એક વકીલ પોતાની ધીખતી વકીલાત છોડી, પોતાનું ઊછરતું કુટુંબ લઈ, પોતાની વધતી જતી કમાણીનો મોહ મૂકી, શિક્ષણના ક્ષેત્રમાં આવી પહોંચ્યો. એની પાસે નહોતી શિક્ષણશાસ્ત્રની પારંગતતા કે નહોતી કોઈ શૈક્ષણિક ભારે પદવીઓ કે નહોતાં દેશવિદેશનાં પ્રમાણપત્રો, નહોતો શિક્ષણકાર્યનો બહોળો અનુભવ.

એની પાસે હતી પ્રયોગકારની વૈજ્ઞાનિક દૃષ્ટિ, નવું કંઈક કરી બતાવવાની તમન્ના. શિક્ષણમાં ચાલી રહેલી અંધાધૂંધીમાંથી પ્રકાશ ફેલાવવાની એની પાસે સૂઝ હતી, શ્રદ્ધા હતી.

વિનયમંદિરના વિદ્યાર્થીઓ સમક્ષ વર્ગમાં એ ખડા થતા ત્યારે એમની સામે વિદ્યાર્થીઓ ઘડીભર નીરખ્યા રહેતા. પેની સુધી પહોંચતું લાંબું ધોતિયું, ઘૂંટણ નીચે ઢળકતો લાંબો કોટ, માથે કાઠિ-

ધાવાડી ફેંટો, મોટી મૂછો અને ચશ્માં. આજના જમાનામાં વિચિત્ર લાગે એવો પોશાક પહેરીને તેઓ વર્ગમાં આવતા ત્યારે વિદ્યાર્થીઓ ચૂપ થઈ જતા. તેઓ અધ્યાપક હતા અને આચાર્ય પણ હતા. શિસ્તના તેઓ ભારે આગ્રહી હતા. શાંતિ ને વ્યવસ્થાના ચાહક હતા. સ્વચ્છતા અને સુઘડતાના પાઠ તેઓ પોતાના જીવનથી ભણાવતા હતા. છાત્રાલયના ગૃહપતિ તરીકે પણ તેમણે જ વિદ્યાર્થીઓને તાલીમ આપી હતી. સમાનતાના ગિજુભાઈ હિમાયતી હતા અને સ્વમાન તેમની રગેરગમાં હતું. પટાવાળા, શિક્ષક અને વિદ્યાર્થીઓ, સૌની સાથે તેઓ સમાનતાથી વર્તતા અને સૌનું સરખું સ્વમાન સાચવતા. ચકોર વિદ્યાર્થીઓ આ વસ્તુ જાણતા હતા.

ગિજુભાઈ દરેકની પરીક્ષા કરતા. એક વાર ધૂળની ચપટી બે કબાટ વચ્ચે મૂકી દીધી. ઝાડુ કાઢનારની કસોટી થઈ. અંતે આવીને તેને પાઠ આપ્યો. સફાઈનો આગ્રહ તેવો જ શિસ્તનો. એક વાર એક શિક્ષકે ગિજુભાઈના ટેબલ ઉપરથી હોલ્ડર લીધું અને પછી તેની ઘોડી ઉપર ન મૂકતાં નીચે મૂક્યું. બસ, એટલી નાની વાતમાં તેમને સારો પાઠ ભણાવ્યો! વિદ્યાર્થીઓ આ વસ્તુમાંથી પાઠ ભણતા હતા. ઘરમાં માબાપોના વર્તનથી બાળકો શીખે તેમ આવી નાનીમોટી વાતોથી વિનયમંદિરનું વાતાવરણ એક પ્રયોગશાળા બની ગયું.

ગિજુભાઈ જેટલા પ્રેમળ તેટલા જ તેજ મગજના હતા. 'સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે રમઝમ' એ કહેવતના જમાનામાં પ્રેમભરી સમજાવટથી ભણાવવાનો પ્રયોગ તેમણે શરૂ કર્યો. વર્ગમાં વિદ્યાર્થીઓ કોઈ વાર ટીખળે ચડે ત્યારે તેમની ભારે કસોટી થાય.

ગિજુભાઈએ વિનયમંદિરમાં 'પ્રત્યક્ષ પદ્ધતિ'નો પ્રયોગ દાખલ કર્યો હતો. તેઓ પોતે અંગ્રેજીના વર્ગો લેતા; પાઠમાળાને કોરે મૂકી, સીધેસીધી વાતચીતથી તેઓ અંગ્રેજી શીખવતા. વર્ગમાં વસ્તુઓ રાખી

એક પછી એક વસ્તુ બતાવી વિદ્યાર્થીઓને શીખવવાનું શરૂ કરે :

'This is a ball.'

'This is a bat.'

'This is a stick.'

અને પછી પૂછે : 'What is that?' પોતે જ પાસે જઈ ને જવાબ આપે : 'This is a ball.' અને પછી વિદ્યાર્થીઓને પૂછે : 'What is this?' 'What is that?' વિદ્યાર્થીઓ જવાબ આપે : 'This is a ball; that is a bat.'

પછી વાર્તાલાપ આગળ ચાલે. 'My name is Gijubhai. His name is Chinubhai.' અને પછી પૂછે : 'What is his name?'

આવા વાર્તાલાપો દ્વારા વિદ્યાર્થીઓના અંગ્રેજી શિક્ષણનો પાયો તેમણે નાખ્યો. પ્રત્યક્ષ પદ્ધતિનો પ્રયોગ સફળ કરવા અવનવી રીતો શોધી કાઢી. એક માસિક શરૂ કર્યું; તેમાં બાળવાર્તાઓ અંગ્રેજીમાં લખી : Ghonka ghonki makar Raja, ghonke ame marie, sarawa sad-valo to udi gayo, kaheto kalbal kalbal karie.' વાચીને વિદ્યાર્થીઓ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવે અને મોજ માણે.

પ્રત્યક્ષ પદ્ધતિના પ્રયોગ વખતે વિદ્યાર્થીઓ કોઈ વાર ગમતે ચડે અને ગિજુભાઈની ધીરજની કસોટી થાય. પ્રશ્નોત્તરમાં કોઈ વિદ્યાર્થી કહે : 'Throw your turban outside.' ગિજુભાઈના મગજમાં ખટાકો બોલી જાય. પણ બીજી જ પળે પોતાના તેજ મિજાજને કાબૂમાં રાખી મૂછમાં હસે અને કોઈ નવીન સવાલ કરીને સૌને હસાવે.

એક વાર બે વિદ્યાર્થીઓ અંદરો અંદર લડયા. ઝઘડાનું સ્વરૂપ જરા ઉગ્ર બન્યું એટલે ગિજુભાઈએ બન્નેને સમજાવી શાંત કર્યા અને

બહાર ચોગાનમાં લઈ જઈ એક ખાડો કરાવ્યો અને તેમાં તકરારને દટાવી દીધી. દરેક વિદ્યાર્થીને મનગમતી પ્રવૃત્તિઓ આપી તેઓ શાંત રાખતા અને પ્રગતિને માર્ગે વાળતા.

સૌથી વિશેષ ગિજુભાઈ ધાર્મિક શિક્ષણમાં ખીલી ઊઠતા. એમનું અંતર એમાં તદાકાર બની જતું. સંતો અને ભક્તોનાં ચરિત્રો કહેતાં તેઓ અંદરથી હલી જતા અને કેટલીક વાર વર્ગમાં તેમની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગતી ને વર્ગ છોડી જતા. વિદ્યાર્થીઓ ઉપર એમના આત્મા હૃદયની અદ્દભુત છાપ અંકિત થતી. આગળ જતાં ગિજુભાઈએ લખેલાં ધર્માત્માઓનાં ચરિતો આ ધર્મશિક્ષણનું ફળ હતું.

વિનયમંદિરના તેમના આ પ્રયોગોનું વર્ણન તેઓ 'દક્ષિણામૂર્તિ' નામના હસ્તલિખિત માસિકમાં કરતા અને તેનું એક પુસ્તક પણ લખ્યું અને 'પ્રત્યક્ષ પદ્ધતિ'ને નામે પ્રગટ કર્યું. આમ ગિજુભાઈએ શિક્ષણક્ષેત્રમાં પગ મૂકતાં જ પોતાની હૈયાઉકલતથી નવીન પ્રયોગ શરૂ કર્યા. વિનયમંદિરના આચાર્ય બન્યા છતાં ગિજુભાઈ કેવળ પુસ્તકિયા ભણતરને કેળવણી માનતા ન હતા. પોતાના જીવનમાં જે ગુણો કેળવવા મથતા તે પ્રામાણિકતા, નિયમિતતા, ચોક્કસાઈ, વફાદારી, એકાગ્રતા, સતત ઉદ્યમ જે વડે કેળવાય તે જ સાચી કેળવણી એમ માનતા. અને છાત્રાલયમાં તથા શાળામાં વિદ્યાર્થીઓને એ રીતે ઘડવાનો પ્રયત્ન કરતા. શાંતિ, સ્વચ્છતા અને નિયમિતતાના ગિજુભાઈ ભારે આગ્રહી હતા. શિક્ષકો અને વિદ્યાર્થીઓ પાસે તેનો આગ્રહ રખાવતા અને તેથી તેઓ કડક મનાતા.

સંસ્થા ફાલવાફૂલવા માંડી એટલે ગિજુભાઈએ દોસ્ત મિત્રોને સાદ પાડ્યો: 'જેમને શિક્ષણમાં નવા પ્રયોગ કરવા હોય, જીવનમાં નવી દિશાઓ નિહાળવી હોય, તેઓ આવી પહોંચો. આપણે સૌ

સાથે મળીને કામ કરીએ. કામની ને જીવવાની મજા પડશે.'

ગિજુભાઈના જીવનસાથી હરભાઈ અને ગિરીશભાઈ આવી પહોંચ્યા. બીજા પણ આવવા થનગનવા લાગ્યા.

શિક્ષણશાસ્ત્રનું અવગાહન કરતાં ગિજુભાઈએ જોયું કે દસ-પંદર વર્ષના વિદ્યાર્થીઓને વિનયમંદિરમાં ભણાવવાથી કે છાત્રાલયમાં રાખવાથી કામ કાચું રહે છે; ધૂળ ઉપર લીંપણ થાય છે; રેતીના ઢગલા ઉપર ઇમારત ચણાય છે. બાળપણથી જ સંસ્કારસિંચન થવું જોઈએ. પોતાનાં પુત્રપુત્રી ઉપરના પ્રયોગો એ વસ્તુ ગિજુભાઈને બહુ જરૂરી લાગી હતી. પુસ્તકોનું વાંચન અને અનુભવ એકરૂપ બનતાં ગિજુભાઈના મનમાં એ વિચાર દૃઢ થયો. રાતદિવસ ગિજુભાઈ એની ઉપર ચિંતન કરવા લાગ્યા. જે વસ્તુની માણસને પ્રતીતિ થાય તેનો અમલ થતાં સુધી બીજું કશું સૂઝતું નથી. ગિજુભાઈ જેવા પ્રયોગકારને તો એનો અમલ થાય ત્યારે જ ચેન પડે. તેમણે એ વિચાર નાનાભાઈ પાસે રજૂ કર્યો, મોટાભાઈ પાસે મૂક્યો, સાથીઓને જણાવ્યો.

અને એ વિચારને અમલી સ્વરૂપ આપવા દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનની વિદ્યાસભાની બેઠક મળી. ગિજુભાઈના જીવનપરિવર્તનની એ ધન્યઘડી આવી પહોંચી.

# ૧૦

## બાલમંદિરનું બીજારોપણ

દક્ષિણામૂર્તિના એક સાદા ઓરડામાં વિદ્યાસભાની બેઠક મળી. મોટાભાઈ ચશ્માં ચડાવી તેમની ચોગઠબે ટટ્ટાર બેઠા હતા. ઓધવજીભાઈ એમની વ્યવહારદક્ષ આંખો માંડીને કાગળિયાં જોતા હતા. એક બાજુ નાનાભાઈ, ગિજુભાઈ, હરભાઈ ગોઠવાયા હતા. ઓરડામાં નીરવ શાંતિ પ્રસરી હતી.

મોટાભાઈએ સમાધિમાંથી જાગતા હોય એમ ઊંચું જોઈને નાનાભાઈને પૂછ્યું : 'નાનાભાઈ! તમે બાલમંદિર કાઢવાની વાત લાવ્યા છો પણ આપણે ચલાવી શકશું ?'

'મારે તો એ પૂછવું છે,' ઓધવજીભાઈએ કહ્યું, 'કે આપણે બાલમંદિર કાઢવું જ શા માટે? જે ચાલે છે તેટલું જ સંભાળો ને? આપણે ત્યાં નાનાભાઈ મૅન્યુએટ છે; ગિજુભાઈ વિનયમંદિર ચલાવે છે ને સારું ચલાવે છે; ને આપણા હરભાઈ તો હજી સાવ નવા છે.'

'મોટાભાઈ, ઓધવજીભાઈ!' નાનાભાઈ ટટ્ટાર થતાં, દઢતાપૂર્વક પોતાની અનોખી ઢબે દરેક શબ્દ છૂટો પાડી તેની ઉપર ભાર દેતા બોલ્યા : 'આપણે બાલમંદિર ખોલવું જ જોઈએ. આપણે ગૃહથી શરૂઆત કરીને પછી પ્રયોગવર્ગ શરૂ કર્યો. એ પ્રયોગ આપણને સારો લાગ્યો એટલે આપણે વિનયમંદિર શરૂ કર્યું. આજે ગિજુભાઈએ

વિનયમંદિરને સુંદર સ્થિતિમાં આણી મૂક્યું છે. આપણો વિનયમંદિરનો અનુભવ કહે છે કે આપણે ઠેઠ પાયાથી કેળવણી લેવી જોઈએ. એટલે આપણે આજે બાલમંદિરનો વિચાર કરવા બેઠા છીએ.'

'પણ પૈસા ક્યાંથી લાવશો, પૈસા ?' ઓધવજીભાઈએ પોતાની લાક્ષણિક રીતે પ્રશ્ન કર્યો.

'દક્ષિણામૂર્તિ શરૂ કરી ત્યારે ક્યાંથી લાવ્યા હતા ?' નાનાભાઈએ સામો પ્રશ્ન કર્યો.

'પણ નાનાભાઈ!' મોટાભાઈનો શાંત સત્તાધારી અવાજ ઓરડામાં પડઘા પાડી રહ્યો. 'પૈસાની વાત આપણે બાજુ પર મૂકીએ. આ બાલમંદિર ગિજુભાઈ ચલાવી શકશે ? તમે બાલમંદિર ચલાવવાના હોત તો મને વાંધો ન હતો; પણ ગિજુભાઈ બાલમંદિર ચલાવી શકશે ? અને પછી વિનયમંદિરનું શું ?'

'મોટાભાઈ!' નાનાભાઈ સ્વસ્થતાપૂર્વક બોલ્યા, 'આપની વાત યથાર્થ છે. આપણું વિનયમંદિર જે રીતે ચાલ્યું છે તે પરથી આપને ગિજુભાઈની શક્તિનો તો પરિચય થઈ ગયો છે. આપ ગિજુભાઈના મામા છો એટલે આ પ્રમાણે પૂછો તે પણ હું સમજી શકું છું. પણ મોટાભાઈ! હું તો માત્ર આ સંસ્થાનો સ્થૂલ સ્થાપક છું એમ સમજો. મારો ફાળો તો આ સંસ્થાનો સ્થૂળ દેહ ઘડવામાં છે. આ સંસ્થાનો સૂક્ષ્મ દેહ ઘડવામાં સૌથી મોટો ફાળો ગિજુભાઈનો આવવાનો છે એની ખાતરી રાખજો. એક વાક્ય કહું: I baptize with water; he will baptize with life. મેં સંસ્થાનું ખોખું ઊભું કરવામાં ભાગ ભજવ્યો, ગિજુભાઈ સંસ્થામાં પ્રાણપ્રતિષ્ઠા કરશે.'

'તો પછી મારે બીજું કશું કહેવાનું નથી. ઓધવજીભાઈના કહેવાનો પણ એ જ અર્થ હતો. હવે તમે જો આ રીતે વિચારતા હો તો આપણે બાલમંદિર કાઢવું એ ચોક્કસ ! હવે એની વિગતો તમે

વિચારી જોજો. ગિજુભાઈ પાસેથી વિનયમંદિર ચલાવવાની કૂંચીઓ હરભાઈ જાણી લે.' મોટાભાઈએ આશીર્વાદ આપ્યા.

બાલમંદિર શરૂ કરવાનો નિર્ણય થઈ ચૂક્યો.

નિર્ણય થતાં જ પૂર્વતૈયારીઓ શરૂ થઈ. ઉત્સાહનાં પૂર ઊમટ્યાં. ઑગસ્ટની પહેલી તારીખ (૧૯૨૦) નક્કી થઈ. આઠ જ દિવસની મુદત! પણ નવી બાલશાળા જોવાના ઉમંગી હૈયાને આઠ દિવસની વરધ પણ લાંબી લાગતી હતી.

સૌ પહેલું મકાન શોધી કાઢ્યું. કાળા ગરનાળા પાસે શ્રી આર. કે. મોદીનું મકાન મળ્યું. સુંદર નાજુક મકાન; આસપાસ ફળિયું, નાનો સરખો બાગ પણ ખરો. પાણી પાયખાનાની પણ સગવડ. નાના નાના બેચાર ઓરડા. એ મકાનનું કેવું ભાગ્ય કે બાલયુગની ઉષા પ્રગટાવનાર પ્રથમ બાલમંદિરનું માન તેને પ્રાપ્ત થયું!

મકાન મળ્યું એટલે ચાલ્યા બજારમાં રમકડાં ખરીદવા. મોટાભાઈ, નાનાભાઈ, હરભાઈ ભાવનગરની વોરા બજારમાં પહોંચ્યા. જાત જાતનાં રમકડાં લીધાં. ચકલાં, કબૂતર, બતક, સાપ, દડા, બંગલાના ચોરસ, એવાં એવાં રમકડાં લીધાં. મોટાભાઈ તો લેતાં થાકે જ નહિ. બાલમંદિરમાં બાળકો ને બાળાઓ બંને હશે. મોટાભાઈ કહે: 'માથામાં નાખવાનું સુગંધી તેલ લો; જામનગરી કંકુ ને ચાંદલા લો;' નાના મોટા દાંતિયા ને અરીસા લીધા. વોરાબજારને પૈસા ઠીક ખટાવ્યા. કોઈક ઠેકાણેથી વગર પૈસે પણ મળ્યાં. મોટાભાઈ કહે: 'નાનાં છોકરાંની બાળશાળા કાઢવી છે. એમાં પૈસા લેવાના ન હોય.'

વોરાબજારને નાકે આવ્યા એટલે નાનાભાઈએ કહ્યું: 'હવે થોડોએક દેશી સામાન લઈએ.' બધા ઉપડ્યા સંઘેડિયાને ત્યાં. ત્રીસ ગેડીઓ ને દડાનો ઑર્ડર આપ્યો. મજાની નાની નાની રંગીન ગેડીઓ કરાવી. બે ડઝન લીધાં ભમરડા ને ચકરડીઓ. આમ લાકડ

સામાન એકઠો કર્યો. ત્યાંથી સૌ આવ્યા ગુજરી પાસે. ત્યાંથી ચકલાં, મોર, પોપટ, દેડકાં, ઉંદરડા વગેરે દેશી રમકડાં ખરીદ્યાં. આ રીતે બાળશાળા માટે રમકડાં એકઠાં કર્યાં અને મકાનમાં પહોંચાડયાં.

ગિજુભાઈએ એક પત્રિકા બહાર પાડી. મોટાભાઈ-નાનાભાઈએ બાળશાળાની જાહેરાત કરી. અભ્યાસક્રમ તૈયાર થવા લાગ્યો. ગિજુભાઈએ વિનયમંદિરનો અભ્યાસક્રમ તૈયાર કરેલો તેમાં કશી મુશ્કેલી આવી ન હતી; દક્ષિણામૂર્તિનું બંધારણ ઘડેલું તેમાં ય તેમને કશી મૂંઝવણ થયેલી નહિ. પણ આ નાનકડી બાલશાળાનો અભ્યાસક્રમ ઘડતાં તેમની મતિ મૂંઝાણી. બાલમંદિર શરૂ કરવાનો ઠરાવ પસાર કરાવવાનું સહેલું હતું, તેને માટે મકાન અને સાધનો મેળવવાનું પણ સહેલું હતું, પણ તેને માટે અભ્યાસક્રમ રચવાનું અઘરું હતું. ગિજુભાઈએ એ વખતના પોતાના વિચારો એક લેખમાં રજૂ કરેલા છે તે જોઈએ:

"આજે એ વખતે રચેલો અભ્યાસક્રમ જોતાં એક જાતની મઝા આવે છે. એ વખતે કઈ શિક્ષણપદ્ધતિથી બાલમંદિર ચલાવવું એ બાબતમાં અસ્પષ્ટતા હતી. કિન્ડરગાર્ટન, પાર્ટનરશિપ વગેરે પદ્ધતિઓનું સંમિશ્રણ કરી સારામાં સારી બાળશાળા ચલાવવાનો તે વખતના શરૂઆતના થોડા દિવસો મારેનો ઉદ્દેશ હતો. મોન્ટીસોરી પદ્ધતિમાં મારી શ્રદ્ધા હતી. બીજાઓ પણ જાણતા હતા કે એ પદ્ધતિથી આગળ ઉપર કામ લેવું છે. પરંતુ એ પદ્ધતિનું જે વખતે એક પણ સાહિત્ય ન હતું તે વખતે શાળાનું નામ મોન્ટીસોરી શાળા પાડવું કે તેનો અભ્યાસક્રમ તેના ધોરણે રચવો એ હાસ્યાસ્પદ ગણાય. વળી આગળ જતાં બાળશાળામાં મોન્ટીસોરી પદ્ધતિ ચલાવવા બેસી જવું એમ ન હતું. એ પદ્ધતિ સારી છે એવી માન્યતા અને અનુભવ હતો. પરંતુ શાળામાં તે કેવી રીતે ચાલી

શકશે તેના પ્રયોગો હજી હવે કરવાના હતા. મોન્ટીસોરી પદ્ધતિની યોગ્યાયોગ્યતા જોવાની હતી. એનાં સાધનો અહીંનાં બાળકો વાપરશે કે નહિ તેનો અનુભવ લેવાનો હતો. પરદેશમાં નીકળેલી પદ્ધતિ બીજા દેશોમાં ચાલી શકે કે નહિ, અથવા તેમાં કેવા કેવા ફેરફારો કરી લેવા જોઈએ, એ નક્કી કરવાનું હતું. હજુ મારો પોતાનો એ વિષેનો અભ્યાસ કાચો હતો; અને અનુભવ તો પારીશમાં પહેલી પૂણી જેટલો ય ન હતો. હું પોતે પણ મારી જવાબદારી સંપૂર્ણ સમજીને ચાલવાનો વિચાર રાખતો હતો. એટલે એકાદ પદ્ધતિથી બંધાઈને ઊભા રહેવામાં મુશ્કેલી આવે એવી બીક પણ હતી. બેશક, પહેલી તકે મોન્ટીસોરી પ્રયોગ શરૂ કરવા અને લાગુ પડે તો તે પદ્ધતિને અહીં ઉતારવી એવો તો મારો નિશ્ચય હતો જ. છતાં આ બધા સંજોગોમાં અભ્યાસક્રમની રચના મિશ્ર પદ્ધતિએ અને સિદ્ધાંતો ઉપર રચી હતી. ...મૂળે હું પ્રયોગ કરવાનો શોખીન. 'અખતરાખોર'નું ઉપનામ મેળવવા જેટલો અધિકાર મેં મેળવેલો. મારે મોન્ટીસોરી પદ્ધતિનો અખતરો કરવાનો હતો. એ પદ્ધતિ મને ઈશ્વર રૂપ ન હતી; આજે પણ નથી. કોઈ પદ્ધતિ એક જ ઈશ્વર બની પણ ન શકે. એમ બને ત્યારે એનું ઐશ્વર્ય હણાઈ જાય. એના ઉપાસકો એને એક અને અદ્વિતીય પ્રભુ બનાવીને એની કબર ખોદે છે. હું તટસ્થવૃત્તિ રાખવાવાળો હતો. ઘણી પદ્ધતિઓ મેં તપાસી તેમાં એક વધુ તપાસવાની હતી. મારે બાલશિક્ષણમાં—સૌના શિક્ષણમાં ઉત્તમ પદ્ધતિ કઈ છે, કઈ હોઈ શકે, તે શોધવાનું હતું.

"આથી જ તે વખતે મૂકેલો અભ્યાસક્રમ ચિત્રવિચિત્ર છે. આથી જ રમકડાં અને એવું બધું બાળશાળામાં આવી શક્યું. એને લીધે જ મને ઘણો અનુભવ મળ્યો. એ જ કારણે મોન્ટીસોરી પદ્ધતિ બીજી પદ્ધતિઓની સરખામણીમાં વધારે સારી છે, એમ અનુભવથી

શું જાણી શક્યો, ને તેથી જ આજે તેની હિમાયત કરવાની મારામાં હિંમત છે.

"બાલશિક્ષણની બાબતમાં હજી હું શોધ કરું છું. મોન્ટીસોરી પદ્ધતિને માર્ગે હજી ઘણી શોધો બાકી જ છે. મોન્ટીસોરી પદ્ધતિએ મને કે મારી પ્રવૃત્તિને બાંધી નથી લીધાં. ઊલટું એ પદ્ધતિ જ મને બાલવિકાસના નવા નવા પ્રદેશોમાં જવા પ્રેરે છે એ નવાં નવાં સત્યો મારી આગળ રજૂ કરે છે."

આમ ખુલ્લા મનથી, શુદ્ધ વૈજ્ઞાનિક રીતે ગિજુભાઈએ બાલ-શિક્ષણના ક્ષેત્રમાં એક શકવર્તી પ્રયોગ આદર્યો.

પહેલી ઑગસ્ટ ૧૯૨૦ના શુભ દિને, ભાવનગરમાં કાળા ગરનાળા પાસેના મોદીના મકાનમાં દરબારી તંબૂ તણાયા. વિશાળ શમિયાના નીચે ઉદ્ઘાટન સમારંભ યોજાયો. રાજ્યકાઉન્સીલના અધ્યક્ષ સર પ્રભાશંકર પટ્ટણી અને શ્રીમતી રમાબેન પટ્ટણી તથા શહેરના સંભાવિત ગૃહસ્થો સમારંભમાં હાજર થયા. ચાલીસેક જેટલાં બાળકો અને તેમનાં માબાપો આવી પહોંચ્યાં.

પ્રાર્થનાગીત ગવાયું. કાકાસાહેબ કાલેલકરનાં આશીર્વચનનો સંદેશ વંચાયો. મોટાભાઈએ આ પ્રસંગે દિલ હલી જાય તેવી વાણી વહાવી. નાનાભાઈએ ગંભીર અને મીઠાશભર્યું પ્રવચન કર્યું. પટ્ટણી સાહેબે મંગળબોલ કહ્યા અને શ્રીમતી રમાબેન પટ્ટણીના શુભ હસ્તે બાલમંદિર ખુલ્લું મુકાયું. બાળકોનાં મોં ગળ્યાં કરાવવામાં આવ્યાં. બાળકોનાં માબાપો જાણે આ શાળાનાં બાળકોનાં પોતે માબાપ છે તે કારણે ધન્યતા અનુભવતાં ઘેર ગયાં. નૂતન બાળશાળાની સ્થાપના સૌરાષ્ટ્રને પૂર્વ કિનારે આવેલા ભાવનગર જેવા દૂરના ખૂણામાં થઈ; પણ તેમાં સ્વતંત્ર બાલ-શિક્ષણયુગના ભાવી બાલમંદિરનું બીજારોપણ પણ થયું. દક્ષિણામૂર્તિને આંગણે આ નિમિત્તે ઉત્સવ ઊજવાયો.

ગિજુભાઈને જીવનમાં એ ધન્ય દિવસ હતો.

નવી બાળશાળાના મહો પહેલેથી જ રાજગ્રહો હતા. રાજ્યના કાઉન્સીલર ટયુડર ઓવેન સાહેબે પ્રેમપૂર્વક પોતા પાસેથી જાતજાતનાં કિંમતી રમકડાં, મોટરો, રેલગાડીઓ વગેરે મોકલ્યાં હતાં. રાજ્યમાંથી ચિત્રો અને બીજી ઉપયોગી સામગ્રી મળી હતી. બાળકોને શહેરમાંથી લાવવા મૂકવા માટે સુંદર મજાની દરબારી મોટર મંજૂર કરવામાં આવી હતી. આમ રાજશાહી ઢબથી નૂતન બાળશાળા શરૂ કરવામાં આવી. 'બાલમંદિર' એવું સુંદર, કલાત્મક અને ગરવું નામ હજી કોઈને સૂઝયું ન હતું. પણ પુત્રનાં લક્ષણ પારણામાંથી જણાય તેમ તેના ઉજ્જવળ ભાવીની કેટલીક શુભ નિશાનીઓ જણાતી હતી.

પહેલા ત્રણ દિવસ ખરેખર યાદગાર નીવડયા. બાલશિક્ષણના ઇતિહાસમાં તેમ જ ગિજુભાઈના જીવનમાં એ દિવસો સુવર્ણાક્ષરે લખાય તેવા બન્યા. બાલશિક્ષણના અભ્યાસી, પ્રયોગકારને સારુ એ ઘણી ઉપયોગી વિગતો પૂરી પાડે છે. ગિજુભાઈએ પોતે જ એ દિવસોનું વિગતવાર વર્ણન કર્યું છે. ગિજુભાઈના જીવનમાં એ અગત્યનાં પૃષ્ઠો રમરણીય અને મનનીય છે, ઐતિહાસિક તેમ જ રસિક છે.

એને માટે આપણે જુદું પ્રકરણ પાડીએ.

# ૧૧

## અણમોલ અનુભવ

:૧:

"સવારે આઠ વાગે ભોં ભોં કરતી મોટર આવી પડી. લગભગ ત્રીશથી પાંત્રીશ બાળકો ખડકાયાં હતાં. બાળકો સ્વચ્છ હતાં: કપડાં નવાં હતાં. માથાં ઓળેલાં હતાં. ગળે રૂમાલો બાંધ્યા હતા. ચડ્ડી ને પહેરણ અથવા ઘાઘરી ને ચોળી પહેર્યાં હતાં. બાલમંદિર માટે ઉપર પ્રમાણેનો વેશ નક્કી કરી અગાઉથી માબાપોને સૂચના આપી હતી. દરેક બાળક મોટરમાં બેઠાના આનંદથી હસતું હતું.

"સામે જઈ મેં બાળકોને મોટરમાંથી ઉતાર્યાં. હું તેમને અજાણ્યો, તેઓ મને અજાણ્યાં; મારી પાછળ પાછળ સૌ ચાલ્યાં.

"બાલમંદિરનાં બારણાં ખુલ્લાં હતાં. ખરીદેલો અને ભેટ તરીકે આણેલો સામાન મંદિરના ઓરડામાં આકર્ષક રીતે ગોઠવ્યો હતો. (ચિત્રકાર શ્રી રવિભાઈ રાવળે બાલમંદિરનું સુશોભન ને ગોઠવણી કરી હતી.) દડાઓ એક બાજુએ, મોટરો ને ગાડીનાં રમકડાં બીજી બાજુએ; ચકલી, મોર, પોપટ, હરણ, સસલાં વગેરે લોખંડનાં, કચકડાનાં અને માટીનાં રમકડાં વળી ત્રીજી બાજુએ ગોઠવ્યાં હતાં. ભીંતે દોરીથી લટકાવીને અને બાળકો અડીને લઈ શકે તેટલી ઊંચાઈએ ચિત્રો ટાંગ્યાં હતાં. અવાજનો પરિચય આપવા માટે બાર ટોકરીઓ

અને ત્રાંબા-પિત્તળનાં પંચપાત્રતરભાણાં, ચિત્રો જોવા માટે અત-જાતનાં નાનાં મોટાં પુસ્તકોનો ઘોડો, દૂરબીનો, ગેડીદડાઓ, મહુવાની ડોયલો, એવું એવું કંઈ કંઈ એક સુંદર વ્યવસ્થિત દુકાનમાં ગોઠવેલું હોય તેથી યે વધારે સારી રીતે મૂકેલું હતું. ઓરડા વચ્ચે એક શેતરંજી હતી. એ જગ્યા સૌને બેસીને કામ કરવાની હતી. આ બધું તો હતું. પરંતુ મોન્ટીસોરી શાળામાં ખુદબખુદ મોન્ટીસોરી સાહિત્યો હતાં ? હા, હતાં ખરાં; પણ થોડાંક અને ખોટાં. દટ્ટાની ત્રણ પેટીઓ હતી; મિનારો, પહોળી સીડી અને લાંબી સીડી હતાં; ભૌમિતિક આકૃતિઓને બદલે નવ ખાનાંઓ હતાં કે જેમાં આકૃતિઓ બેસાડવાનાં ચોકઠાં હતાં. આવી રહ્યું, આટલી હતી મોન્ટીસોરી સાહિત્યની સામગ્રી.

"છતાં ઓરડો ચાલીસ છોકરાંઓ માટે અમોન્ટીસોરી હતો. તો-પણ તે સ્વચ્છ હતો. દીવાલો રંગીન મજાની હતી. બાજુમાં બે ઓરડીઓ હતી. ફરતી પડશાળ હતી ને નીચે મોટું એવું ફળિયું હતું. ફળિયામાં સારો એવો બાગ હતો; નળ હતો ને પાસે કૂંડી હતી.

"લગભગ ચાલીસ છોકરાં છૂટયાં."

"ઘરમાંથી છૂટેલાં, શેરીમાંથી છૂટેલાં, ગંદકીમાંથી છૂટેલાં, સંકટ-માંથી છૂટેલાં બાળકો બાલમંદિર ઉપર તૂટી પડયાં. સાધનો (રમકડાં) ઉપર જાણે તીડનો વરસાદ વરસ્યો. જેને જે હાથ આવ્યું તે તેણે ઉપાડયું. કોઈ મોટર લઈને ભાગ્યું, કોઈએ ગેડીદડો લીધો, કોઈએ મોરપીપટ ઉપાડયાં, કોઈ પપુડાં ને એવાં વાજાં લઈને એકકોર ગયા ને વગાડવા માંડયા. પાંચ મિનિટમાં તો મોટું ધમસાણ મચ્યું! સીટીઓ વાગવા માંડી, રમકડાંની ખેંચાખેંચ થવા લાગી; મોટરવાળા મોટરને ચાવી દઈ જમીન પર ચલાવવા લાગ્યા; રબ્બરના દડા આમ-તેમ ઊડવા લાગ્યા. એક ભાઈએ તો ગેડી લઈ બારણા ઉપર ધડા

ખડ પછાડવા માંડી. તેવામાં એક ભાઈ બાર ટોકરીઓને દોરીમાં લટકાવી ટનન ટનન ખખડાવતા ચારેકોર ફરવા લાગ્યા. દીવાલે લટકાવેલાં ચિત્રોને એક નાના વેપારીએ એકઠાં કર્યાં ને ખભે લટકાવી 'લેવાં છે કોઈને ચિત્રો, લેવાં છે કોઈને ચિત્રો!' એમ કહી ચિત્રોની ફેરી કરવા માંડી. પાંચ મિનિટમાં તો આખો ઓરડો અને તેનાં સાધનો રઝળ તડબડ થઈ ગયાં. ઘોંઘાટ તો એટલો થવા લાગ્યો કે કાન પડ્યું સંભળાય નહિ. ઓશરીમાં બેચાર જણાં બાલદીમાં ભરેલા બંગલાના કટકા લઈ બંગલા બાંધતાં હતાં, પણ તેમના બંગલાને મોટર ચલાવનાર વીંખતા હતા.

"હું આ અકલ્પ્ય એવું દશ્ય જોઈ જ રહ્યો. ખડોકાર થઈ ગયો! આ બધું શું ચાલે છે તેની સમજણ જ ન પડે! મારા મનમાં વિચાર આવ્યો: 'આ મોન્ટીસોરી પદ્ધતિ? આ મોન્ટીસોરી પદ્ધતિનું સ્વાતંત્ર્ય?'

"પણ વધારે વિચાર કરવાનો વખત જ ન હતો. ફળિયામાં એક કુંડી હતી, એમાં એક નાનું બાળક પડી ગયું. મારા એક સાથીની તેના તરફ નજર ગઈ ને તેને વખતસર કાઢ્યું, નહિતર કાળી ટીલી આવી જાત, પ્રથમ ગ્રાસે મક્ષિકા થાત, ગામમાં લાંબા વખત સુધી બાલમંદિરનું કોઈ નામ ન લેત! પણ ભગવાનને લાજ રાખવી હતી. આ અકસ્માતથી બચ્યાં, ત્યાં બીજો પણ નાનો એવો અકસ્માત બન્યો. ચિત્રો લેવા માટે ઘોડામાં મૂકેલી ચોપડીઓ લેવા છોકરાંઓ ગયાં, ત્યાં તો ઘોડો તેમના ઉપર, પુસ્તકો તેમના ઉપર ને છોકરાં નીચે! સારે નસીબે તેમને કશી જ ઇજા ન થઈ.

"પહેલો દિવસ હતો. છોકરાંના નામ પણ ન આવડે. કોનુંકોનું નામ દઈને બોલાવવું? કોને નામ લઈને પાસે આવવા કહેવું કે કંઈ સૂચના આપવી? ચાળીસ બાળકોમાંથી બેચાર માંડ માંડ ઓળ

ખતાં હતાં. આ કટક છૂટયું એમાં વ્યવસ્થા શી રીતે લાવવી? એમાં કોની પાસેથી 'રમકડું' આંચકી લેવું ને કોની પાસેથી નહિ? કોઈને વઢાય તો નહિ; કોઈને શિક્ષા તો શેની જ કરાય? સિદ્ધાંતોથી મેં મારા હાથપગ બાંધી લીધા હતા.

"એ દિવસ પહેલાનું મારું વિનયમંદિરના 'આચાર્ય' તરીકેનું કામ હું આ કામ સાથે સરખાવવા લાગ્યો. આ બાળકો શું 'નોટીસ' કાઢવાથી વ્યવસ્થિત થાય? શું આ બાળકોના વર્ગો પાડીને તેમને વર્ગવાર 'શીખવવાનું' છે? આ બાળકોમાંથી એક એકને ડરાવીને કે સમજાવીને ઠેકાણે લાવવાનું છે?

"મને પ્રત્યક્ષ અનુભવ થયો. આચાર્ય તરીકે ખુરશીએ બેસી હુકમ કરવાનું સહેલું હતું; બાળકોને સ્વાતંત્ર્ય આપી શીખવવાનું કામ અઘરું પડશે. પણ આવા વિચારો કે ભાનને પણ વધારે અવકાશ ન હતો. પહેલો દિવસ હતો; કોઈ કોઈ માબાપો આવ્યાં હતાં; કોઈ મુલાકાત લેનારા પણ હતા. કોઈ વળી બાળકો માટે ભેટો લઈને પણ આવ્યાં હતાં.

"નાનાભાઈ ને મોટાભાઈએ બાલમંદિરનો મહિમા તે શરૂ થયા પહેલાં ખૂબ ફેલાવ્યો હતો એટલે આમ જ બને ના?

"મોટાભાઈ પણ આવ્યા હતા.

"સૌ બાળકોનું સ્વાતંત્ર્ય જોઈ પરમ સંતોષ પામતા હતા. 'અહા કેવી સ્વતંત્ર શાળા! છે કોઈ બાળકને જરા પણ રોકનાર? અહીં મારનું કે ભયનું તો નામ જ શેનું હોય! ભાંગી તોડી નાખે તો યે શું? ગિજુભાઈથી વચ્ચે ન જ અવાય ના? ખરેખર, ધન્ય છે દક્ષિણામૂર્તિવાળાને! બાલસ્વાતંત્ર્યના એમણે આજે પાયા નાખ્યાં.' આવા અવ્યક્ત ઉદ્‌ગારો જોવા આવનારના મનમાંથી ઝરતા હતા. પણ મારું મન તો મૂંઝાતું હતું. હું એકલો જાણતો હતો કે 'આમાં

નથી મોન્ટીસોરી ને નથી ક્યાંઈ સ્વાતંત્ર્ય. આ તો નરી અંધાધૂધી છે.'

"પણ હવે કરવું શું? મોટર તો પાછી અગિયાર વાગે આવવાની હતી. સામાન ભાંગી તોડી નાખનાર બાળકોને મારે કોઈ રીતે રસ્તે તો લાવવાં જ જોઈએ ના? અને તે પણ સખતાઈ વિના.

"મેં લોકરમત કાઢી. એમ કર્યે જ છૂટકો હતો. વાતો કહું, પણ હું કહી શકું તેવી સ્થિતિ જ ન હતી! વાર્તા માંડું તો ધ્યાન કોણ આપવાનું હતું? મારી પાસે કોઈ બેસવા આવે તો ને? મને ઓળખતું પણ કોણ હતું? લોકરમત ઉપાડી.

'છોકરાં રે!'

'છોકરાંઓએ ઝીલ્યું: હો રે!'

'છોકરાં રે!' 'હો રે!' 'છોકરાં રે! 'હો રે!'

"ત્યાં તો કટક મારા તરફ વળ્યું. 'છોકરાં રે' ને 'હોરે' નો તો મોટો શોરબકોર મચ્યો. મેં તો ચલાવ્યું: 'છોકરાં રે!' 'હો રે!'

'વેરો આવ્યો.' 'શું શું લાવ્યો?'

'ડાબલી લાવ્યો, ડુબલી લાવ્યો...જેનાં ભાઈબાપ વહાલા હોય તે મને અડી જાય.'

"કૂદતાં કૂદતાં છોકરાં મને અડવા આવ્યાં. હું ભાગ્યો. મારી પાછળ છોકરાં ને હું એમની આગળ. આમ રમત ચાલી. વળી પાછું 'છોકરાં રે!' 'હો રે!' અને 'જેના ભાઈબાપ વહાલા હોય તે ફલાણે અડી આવો.' એમ ચાલ્યું. છોકરાંની જાત ને શેરીની જાણીતી રમત, પછી શું પૂછવું? રમકડાં-બમકડાં મૂકીને બધાં છોકરાં ફળિયામાં આવ્યાં.

"કામવાળી વહુબાઈને મેં કહી રાખ્યું હતું કે 'છોકરાં બહાર જાય એટલે તુરત ઓરડાનાં બારણાં બંધ કરી દેજે.' જેમતેમ કરીને

અગિયાર વાગ્યા સુધી રમત ચલાવી. અને રમત રાજીખુશીથી ચાલી પણ ખરી.

"અગિયારે મોટર આવી. માણસ સાથે છોકરાંને વળાવ્યાં. હાશ, એક દિવસ પૂરો થયો. ત્રણ કલાક પછી શ્વાસ હેઠે બેઠો.

"અકળામણ દૂર કરી મનમાં વિચાર્યું: 'આજે ને આજે મોટો ફેરફાર કરવો જોઈએ. આજે ને આજે મોન્ટીસોરી સાધનો માટે વ્યવસ્થા કરવી જોઈએ.'

"વજુભાઈને બોલાવી. ફળિયામાં નાખી દીધેલો સામાન એકઠો કરાવ્યો. સદ્‌ભાગ્યે લગભગ કશું જ ખોવાયું ન હતું, પણ બધી ચીજો ઓરડીમાંથી પ્રવાસે તો ગઈ જ હતી.

"ઘેર ગયો. જમીને વિચાર કરતો સૂતો: 'શા ફેરફાર કરવા? બસ, રમકડાંનું નામ ન જોઈએ. ગેડીદડાઓ માત્ર રમવા વખતે જ દેવા. પહેલેથી બારણાં ખુલ્લાં રાખવાં નહિ. દરેકેદરેક બાળકનાં નામ જાણી લેવાં. વાર્તા ને સંગીત શરૂ કરવાં. મોન્ટીસોરીનાં છે તેટલાં સાધનોને વાપરવા મૂકવાં. ચોપડીઓ ઘોડાના નીચલા ખાનામાં રાખવી. વગેરે વગેરે ફેરફારોને લગતા આવા કેટલા યે વિચારો સૂઝ્યા.

"બાલમંદિર કાઢતી વખતે પ્રગટ કરેલી પત્રિકામાં લખેલા ઉદ્દેશો સાંભર્યા. હમણાં જ સવારે વ્યતીત થયેલી પ્રવૃત્તિઓ આંખ આગળ આવી. મન ફરી વિચારે ચડ્યું: 'પદ્ધતિનો અભ્યાસ ફરી કરવો જોઈએ.' 'શિક્ષક કેવો જોઈએ?' 'વાતાવરણ કેવું જોઈએ?' એ પ્રકરણો ઉપર નજર નાખી ગયો, તેમ જ વ્યવસ્થાનાં પ્રકરણનાં પાનાં ફેરવી ગયો. દદા વગેરે જે સાધનો હાજર હતાં તેનો ઉપયોગ વાંચી ગયો ને આવતી કાલને માટે હિંમત ભરી.

"સાંજે જ બાલમંદિર ઊપડ્યો.

"તે દિવસનું બાલમંદિર એટલે રતિલાલભાઈ મોદીનો કાળા

ઝરનાળા પાસેનો બંગલો. રમકડાં સંતાડયાં, રબ્બરના સાપ મૂકી દીધા ને ઓરડો ચોખ્ખો કરી નાખ્યો. મોન્ટીસોરી સાધનોને લઈ શકાય તેમ નીચે ગોઠવ્યાં. રમવા માટે એક મોટી શેતરંજી ઓરડામાં પાથરી. વાર્તાનું સ્થળ નક્કી કર્યું. સંગીતની પેટી મંગાવીને એક ઓરડામાં મુકાવી. કાચિયા કાગળના અક્ષરો, સીસાના અક્ષરો,. બંગલાનાં સાધનો એવું એવું ઠીક કરીને ગોઠવ્યું. મોડી રાત સુધી કામ કર્યું. બાળકોને ગળે બાંધવાના પાસ પણ તૈયાર કરાવ્યા. તેમાં શાળાનું નામ, ઠેકાણું અને બાલમંદિર, એટલું લખાવ્યું. ઠરાવ પણ બહાર પાડયો કે બાળકને દાખલ કરતી વખતે દરેક માબાપને પાસ આપવો.

"રાત્રિ વીતી ગઈ. સવાર થયું."

: ૨ :

"મોટર ઘરર ઘરર કરતી આવી. ફૂલનાં પારસલ જેવાં છોકરાં નીચે ઊતર્યાં; ઓરડા તરફ દોડયાં. ઓરડો બંધ! ચારે કોર ફરી વળ્યાં. મેં પાસે બોલાવ્યાં, ને રમત માંડી:

'ગણગણ બોશલો, તેલ તેલ પળી, ઊડ રે લાલિયા ઝૂંપડી બળી;
બળતી હોય તો બળવા દેજે, ઠરતી હોય તો ઠરવા દેજે;
આવ રે કાગડા કઢી પીવા!'

"બાળકોને આ રમત બહુ ગમી. તેઓ મારી નજીક આવ્યાં. પછી મેં બારણું ઉઘાડયું. પણ ત્યાં તો પાછી પડાપડી. પણ બાળકો આજે સાશ્ચર્ય ઊભાં રહ્યાં. મોટર ગોતે પણ હાથ ન આવે; સાપ શોધે પણ જડે નહિ. દડા તો મેં સાચવીને રાખેલા. પપૂડાં–બપૂડાં મુકાઈ ગયેલાં; દૂરબીનો, છીપલાં, શંખલાં ને એવું એવું તો મેં ગૃહમાં મોકલી દીધેલું.

"મેં દદ્દાની પેટીઓ આપી. ઝટપટ કાઢીને નાખી બતાવી. ઘુસપુસ જેવું પાઠ આપવાનું કામ (Presentation) કર્યું. ભૌમિતિક આકૃતિઓનાં ખાનાંઓ એક એક પકડાવી દીધાં, મિનારો આપ્યો. પહોળી સીડી મૂકીને કામ ચલાવ્યું.

"પણ એમ કેમ ચાલે?

"કોઈએ પેટીઓ થોડી વાર વાપરી; કોઈએ મિનારો ત્યાં ને ત્યાં જ મૂકી રુખસદ લીધી; કોઈએ લાંબી સીડીનો ઘોડો કર્યો.

"છતાં બેપાંચ બાળકો ગંભીરતાથી કામ કરવા લાગ્યાં હતાં. ભગવાનલાલ, પોપટલાલ, કનૈયાલાલ ને એક સોનીભાઈ બંગલા બનાવતા હતા. ગમે તેવો કઢંગો બંગલો હતો છતાં તેઓ એકાગ્ર હતા, પોતાના કામમાં મચ્યા હતા, રાજીરાજી હતા.

"નાનાં તારાબેનને મેં અક્ષર શીખવવાની શરૂઆત કરી. અક્ષરો અત્યંત ખડબચડા હતા. તે કેવી રીતે સફાઈથી ઘૂંટવા તે હું બતાવી ન શક્યો. તે જોરથી આંગળાંઓ ફેરવવા લાગ્યાં; તેમની આંગળીએ લોહી નીકળ્યું ને રડવા લાગ્યાં.

"એક બાજુની ઓરડીમાં અક્ષરોને સરખાવીને રમવાની રમત કાઢી હતી. ક જેવો અક્ષર લાવો, ગ જેવો અક્ષર લાવો એમ બાળકોને મેં તે બતાવ્યું ને દૂર ગયો; પણ ત્યાં તો ત્યાં અક્ષરોનો ગોટાળો થયો ને રમત બંધ પડી. પેલા ગઈ કાલના વાઝિયાએ આજે પણ ચિત્રોની ફેરી કરવાનું શરૂ કર્યું.

"એ જ ઓરડામાં હું આંખો બંધ કરી મિનારો કેમ બનાવવો તે બતાવતો હતો. ત્યાં કોઈએ આવીને મારી આંખો દાબી; કોઈ મારા ઉપર ભાવથી ચડી બેઠું ને ગૂંદાગૂંદી ચાલી. હું સાવધાનીથી નીકળી છટકો.

"આ ઓરડામાં ઘોંઘાટ ખૂબ વધ્યો હતો. હું પણ એ ઘોંઘાટમાં

જોડાયો. મેં કહ્યું: 'કૂદો.' છોકરાંઓ ખૂબ કૂદ્યાં; 'નાચો.' નાચ્યાં; 'ખડખડ દાંત કાઢો.' ખડખડ દાંત કાઢવા લાગ્યાં; 'બૂમો પાડો.' બૂમો પાડી; 'દોડો.' દોડયાં.

"ત્યાંથી હું બહાર આવ્યો. મને થયું: 'આજે પણ ઠેકાણું તો નથી.' ટાકરી વગાડી પણ કોણ આવે ? વળી પાછું 'છોકરાં રે!' 'હો રે' ચલાવ્યું. મેળો ભરાણો. સૌ મારી ફરતાં વીંટળાઈ. વળ્યાં; ખૂબ રમાડયાં. પછી છેલ્લે કીધું: 'જેને ભાઈબાપ વહાલા હોય એ મારી પાછળ પાછળ આવો ને હું બેસું ત્યાં બેસો.'

"હું મોટા આગળ અને બાળકો પાછળ. બે ઓરડા વટાવી ત્રીજા ઓરડામાં આવ્યો ને ત્યાં બેઠો; સૌ બેઠાં. હું અત્યંત ચૂપ હતો; ખૂબ શાંત હતો. બાળકો પણ શાંત હતાં. અગાઉથી સૂચના આપ્યા પ્રમાણે અમે અંદર આવ્યાં હતાં તે બારણું બંધ થયું. બાળકોને બહાર જવાનો માર્ગ જાણી જોઈને ન રાખ્યો.

"હળવેથી મેં વાર્તા ઉપાડી: 'એક હતો કાગડો ને એક હતી કાબર...'

"વાર્તામાં ભારે રસ જાગ્યો. હું જાણતો જ હતો કે વાર્તા જાદુની લાકડી છે. બાળકો સ્તબ્ધ થઈ સાંભળતાં હતાં, વાર્તા આગળ ચાલી. મારી સામે તેમની આંખો ચોંટી હતી. તેમની ચંચળતા સ્થિર થઈ ગઈ હતી. તેઓ મારી સાથે મનમાં, ને કોઈ હોઠ ઉપર ગણગણતાં હતાં: 'કાગે મારું મોતી લીધું, મારું હું પણ આપું નહિ.'

"વ્યવસ્થાને માટે મને વાર્તાની ચાવી જડી.

"એટલામાં અગાઉથી નક્કી કર્યા પ્રમાણે વાજું વાગ્યું. સૌના કાન ચમક્યા. છોકરાંને ગીત સંભળાવ્યું. તેઓ ખુશી થયાં. (મારા સંગીતના પ્રયોગ વિષે વિસ્તારથી અન્યત્ર લખેલું છે.) પણ તે દિવસે

બાળકોએ પ્રથમ સંગીન સાંભળ્યું. એટલું જ નહિ, કેટલાંએકે તો તેમાં રસ લીધો.

"બાળકોએ ફરી પાછી લોકરમતો માગી. મારું નામ ઘણાને આવડ્યું હતું. આજે હું જ તેમની મોઢા આગળ આવ્યો હતો. રમાડવામાં હું હતો, કુદાવવામાં હું હતો, વાર્તામાં હું હતો, સંગીતમાં પણ હું હાજર હતો. મને તેઓએ ઓળખ્યો હતો; મારા ઉપર જરા અવલંબ્યાં હતાં.

"સાત ટાપલીઓ દાવ ચાલ્યો. દોડાદોડ થઈ પડી. ખૂબ ઉત્સાહ ને ગમ્મત ચાલી. નાનાં નાનાં બાળકોને દડા ને ગેડીઓ આપી હતી, એટલે તેઓ તેનાથી રમતાં હતાં. બીજાં કેટલાંએક બાળકો અમારી ને જરા મોટાં બાળકોની રમતો જોતાં હતાં. પરસેવો નીતરતો હતો. રમતમાં આનંદ પડવાથી રમનારામાં પ્રેમ વધતો હતો. મારાં તેઓ વધારે ને વધારે ભાઈબંધ થતાં હતાં. હું તેમનાં નામો ય ધીમે ધીમે જાણવા લાગ્યો હતો.

"મોટર આવી ને કટક ઊપડ્યું. મેં મોટર ઉપર જઈને બાળકોને નમસ્કાર કર્યા. બાળકોએ 'ગિજુભાઈ! જે જે.' એમ કહ્યું. પહેલા જ દિવસથી મેં નમસ્કારવિધિ મારે માટે તો દાખલ કરી દીધો જ હતો. આ વિધિ બાળકોને ગમ્યો હતો. વિધિ ગમ્યો હતો એમ નહિ પણ અમે એકબીજાને ગમ્યાં હતાં, તેથી તે કરવો અમને ગમતો હતો. આગળ ઉપર આ વિધિ ખૂબ વધ્યો હતો. બાળકો જ્યાં મળે ત્યાં એકબીજાને નમસ્કાર કરે; આપણને રસ્તે મળે ત્યારે તો નમસ્કાર કરે જ, પણ રસ્તે તેઓ દંગલ ખેલતાં હોય ને આપણે નીકળવા હોઈએ તોપણ 'ગિજુભાઈ જે જે' અગર 'નમસ્કાર' કરવાનું તો ચૂકે જ નહિ. માબાપોને પણ આ સંસ્કાર ગમતો હતો. માબાપોને આ તફાવત સ્પષ્ટ નજરે આવતો હતો.

:..

"ગાડી ગઈ. હું અને વજી નાખી દીધેલા દરા શોધવા લાગ્યાં. આજે વધારે મહેનત ન પડી. આજે ઓછો હતાશ હતો. આજે આશાના અંકુરો ફૂટયા હતા. આજે કાંઈક ઠીક થયું એમ મનને લાગ્યું હતું. પણ હજી ઘણું બાકી જ હતું. સાધનો બાકી હતાં, શાંતિ બાકી હતી, મારા ઉપર અવલંબન રાખ્યા વિના પોતાની મેળે કામ કરે એ બાકી હતું. અમુક જાતની યુક્તિ કે આકર્ષણ વિના જ કામકાજ ચાલ્યા કરે એ બાકી હતું. અર્થાત્ મોન્ટીસોરી પદ્ધતિની દૃષ્ટિએ બધું જ બાકી હતું.

"હા, એક વાત ખરી હતી. ગામમાંથી આવનારાં બાળકો શાળાની સખતાઈમાંથી, શાળાના અંધારા અને ગંદવાડમાંથી અહીં મુક્ત હતાં. તેમને માટે સુંદર ઓરડો હતો; સ્વચ્છ હવા હતી; રમવાનો બાગ હતો; સાંભળવાને વાર્તા હતી અને સંગીત હતું. કોઈ વઢનાર કે પરાણે ભણાવનાર ન હતું. બાળકોને માટે તો એ આનંદસ્થાન હતું. બાળકો બરાબર વખતસર મોટરના મથકે હાજર રહેતાં. ગળે રૂમાલ બાંધી લાવતાં. હસતાં હસતાં મોટરમાંથી ઊતરતાં ને જે રમવાનું મળતું તેનાથી રમતાં. અવ્યવસ્થા થતી, ઘોંઘાટ થતો, સાધનો ક્રમ પ્રમાણે નહોતાં વપરાતાં, એ બધાં માટે તો હું જવાબદાર હતો; નહિ કે બાળકો.

"આજનો દિવસ એકંદરે સારો ગયો. ઘેર ગયો અને ત્રીજા દિવસની તૈયારીનો વિચાર કરવા લાગ્યો. વિનય મંદિરના આચાર્યને હતું તેટલા કલાકનું કામ તો અહીં ન હતું, પણ તેને હતી તેથી કેટલા ચે ગણી ચંતાનો અનુભવ તો સ્પષ્ટ રીતે જ થયો.

"સાધનો ક્યાંથી મંગાવવાં? મોન્ટીસોરી પદ્ધતિમાં જે ખરી વ્યવસ્થા, ખરો વિકાસ વગેરે આવે છે તે શી રીતે આવે? એકાદ મદદગાર વિના નહિ ચાલે; વાજું નકામું છે; રમતો અને વાર્તા ઉપર

ન જ ચલાવાય, વગેરે વગેરે પ્રશ્નો ઊભા થયા.

"વિચારો કરતો સૂઈ ગયો ને ત્રીજી સવાર પડી."

: ૩ :

"મોટર આવી. બાળકો ઊતર્યાં. બાગમાં ફરવા લાગ્યાં. ઓરડાનું બારણું ઊઘડવાની રાહ જોવા લાગ્યાં. મેં ઓશરીમાં એક શેતરંજી બિછાવી રાખી હતી. હું એકલો એના ઉપર બેઠો હતો. મેં આંખો મીંચી, અધમીંચી રાખી પ્રાર્થના ગાઈ:

'અમે ચેલા બધા ઘેલા; પ્રભુની પાઠશાળાના;
અમે ચેલા અને ઘેલા, પ્રભુની પાઠશાળાના.'

"કોઈ બાળકો પાસે આવી જોવા લાગ્યાં, કોઈ એકાદ બે પાસે બેઠાં, કોઈ આજુબાજુમાં ખિસકોલાં જેમ દોડાદોડ કરતાં હતાં.

"મારી પ્રાર્થનામાં પ્રભુ ન હતો. એમાં તો મારાં બાળકો હતાં. એમાં એમની વ્યવસ્થા, શાંતિ, વગેરે એકંદર મોન્ટીસોરી પદ્ધતિના પ્રશ્નો હતા. મારી તે પ્રાર્થના તે દિવસે ઉત્તમ હતી.

"બાળકો પાસે આવ્યાં ને ધીમે ધીમે તેમાં જોડાયાં. બેચાર મોટાં બાળકોએ સૂચના પકડી લીધી ને પ્રાર્થનાનું કામ રસ્તે પડ્યું.

"બાળકો પ્રભુને ભજતાં હતાં એમ ન હતું, તેમ તેઓ પ્રભુને ભજે છે એમ હું સમજાવતો ન હતો. તેમની સામે પ્રાર્થના એટલે શાંતિથી અને સ્વસ્થ શરીરે બેસવું, આંખો બંધ રાખવી અને સાથે ગાવું એટલું આવતું હતું; ને એટલું જ હતું–એટલું જ હોઈ શકે. મારે માટે કેટલું હતું તે હું આગળ કહી ગયો.

"જ્યારે હર્ષદરાય ગાતાં ગાતાં પાછળ રહી જતા ને સીટી બોલાઈ રહે ત્યારે પાછળથી 'અમે-ચેલા બધાય ઘેલા' એમ બોલે ત્યારે સૌની સાથે હું પણ હસી પડતો.

"પણ પ્રાર્થનાથી સ્વસ્થ બેસવાનો આચાર આવ્યો. મારા પ્રત્યે બાળકોની અભિમુખતા આવી. કામ ઉપર જતા પહેલાં બાળકમાં જે શાંતિની જરૂર છે તે પણ કંઈક આવી.

"બાળકો પદાર્થો વગેરેને પછાડતાં, ફેંકતાં ને હેઠે ચડાવતાં હતાં તે બાબતમાં મેં વ્યવહારની ક્રિયા કરીને જ તેમનું ધ્યાન ખેંચ્યું. અર્થાત્ મોન્ટીસોરી જેને પાંચ મિનિટનો પાઠ કહે છે તે આપ્યો. બાળકોને બેસાર્યાં. મેં સાહિત્ય ધીમેથી કાળજીપૂર્વક બરાબર પકડીને લીધું. 'આમ લઉં છું. બરાબર પકડયું છે.' પછી નીચે મૂક્યું ને બોલ્યો: 'ખડખડાટ ન થયો. સારું મૂક્યું. આમ મુકાય. સરસ!' પછી પાછું મૂકી કહ્યું: 'લ્યો જોઈએ, કોને લેવું છે? હાથ ઊંચા કરો.' પછી વારાફરતી નામ બોલ્યો ને બાળકોએ તે પ્રમાણે લીધું ને મૂક્યું. મેં કીધું: 'એમ રોજ મુકાય ને લેવાય.' પછી કીધું: 'હવે બધા એક સાથે ગમે તે લ્યો ને પાછું મૂકો. જેને જે રમવું હોય તે.' બધાં લેવા દોડયાં. મેં તે જોયા કર્યું. સાધનો બરાબર લીધાં ને મૂક્યાં. મેં જોયું કે તેઓ એક વાત સમજ્યાં છે પણ દોડીને લેવાને બદલે તેમને સફાઈથી ચાલીને સાધનો કેમ લેવાય તે બતાવવું જોઈએ. તે બતાવ્યું એટલે તેઓએ બતાવ્યા પ્રમાણે ખખડાટ કર્યા વિના, દોડયા વિના, સાધનો લીધાં, વાપર્યાં ને મૂક્યાં.

"એવી જ રીતે મેં તેમને બહાર જતા આવતાં, બેસતાં ઊઠતાં, વાતો કરતા, હરતા ફરતાં બનાવ્યું. આવું આવું જે બધું એક રીતે સંસ્કારિતાનું અંગ છે ને સામાજિક જીવન માટે આવશ્યક છે, તે બાળકોને ગમે છે. કારણ કે બાળકને તેના સર્વતોમુખી વિકાસમાં તે પણ સાધવું છે. તે વ્યક્તિની પરિપૂર્ણતા તરફ જાય છે તેની સાથે જ સહજીવનમાં આગળ ચડવા માગે છે. માટે જ સંસ્કારિતા અને આચરતું વાતાવરણ તેનો વિકાસક ખોરાક છે. તે ધરતા તે લઈ

લે છે.

"આ રીતે બાલમંદિરમાં બેસવા ઊઠવાની, વાતચીત કરવા-મૂકવા લેવાની, વગેરે જાતની વ્યવસ્થા આવી. એક વાર વ્યવસ્થા વાતાવરણ તૈયાર થયું, પછી તો વ્યવસ્થામાંથી વ્યવસ્થા ઊભી થા એમ એક સપ્તાહ પૂરું થયું."

દિનપ્રતિદિન બાળકો વ્યવસ્થિત થવા લાગ્યાં, નવાં નવાંને પલોટવા લાગ્યાં. અવ્યવસ્થાના દિવસો પૂરા થયા. શાંતિ અને સ્વસ તાના દિવસો શરૂ થયા. અવ્યવસ્થામાંથી વ્યવસ્થા જોતાં મનને આનંદ થાય છે તે તો અનુભવી જ જાણે છે. તેમાં શ્રમની સાર્થ કતા લાગે છે. તે વખતે આત્મા પ્રસન્ન શાંતિ અનુભવે છે.

દિવસે દિવસે બાળકો ગિજુભાઈ તરફ અભિમુખ બનતા લાગ્યાં સાધનો પ્રત્યે વળવા લાગ્યાં. બાળશાળા તરફ તેમને મમત્વ બંધાયું માબાપો પણ દૂર ઊભાં બાળકોની પ્રવૃત્તિમય શાંતિ નિહાળી આનંદા શ્ચર્ય અનુભવવા લાગ્યાં.

માબાપો 'ગિજુભાઈ! તમે તો જાદુ કર્યું!' કહી પોતાની કૃતજ્ઞ વ્યક્ત કરવા લાગ્યાં. ગજુભાઈએ તેમને શાંતિથી જવાબ વાળ્યો: 'હજી તો પારણામાં પડેલી પૂણી છે.'

ગિજુભાઈને એક મદદનીશની જરૂર હતી, અને જોઈએ તેવા મદદનીશ મળી રહ્યા.

એક દિવસ સવારમાં ગિજુભાઈ પોતાના ઘરમાં બેઠા હતા એ વખતે એક આશાભર્યા જુવાન બે હાથ જોડી નમસ્કાર કરી સામે ઊભા રહ્યા. તેમને બાલશિક્ષણ ઉપર પ્રેમ હતો. પ્રાથમિક શાળાની જૂની પ્રથાથી તેઓ કંટાળ્યા હતા. નવું જાણવાની તેમને જિજ્ઞાસા હતી. તેમણે એક સૈનિકની અદાથી કહ્યું: 'ગિજુભાઈ! મારે તમારા હાથ નીચે કામ કરવું છે.'

ગિજુભાઈએ સેનાપતિના રુઆબથી જવાબ આપ્યો: 'ભલે; [illegible] જાઓ!'

તે જ આપણી બાલશિક્ષણ-સેનાના સાચા અને પ્રથમ સિપાહી [illegible]ાઈ મોરારજી ભટ.

તેમની ઇચ્છાનુસાર ભાવનગર રાજ્યમાંથી તેમની નોકરી સંસ્થાને ઉછીની લેવામાં આવી.

ગિજુભાઈએ તેમને તરત જ કામે લગાડ્યા.

તેમને મોન્ટીસોરી પદ્ધતિનો સ્વતંત્રતાનો એક જ સિદ્ધાંત પહેલાં [illegible]વી દીધો.

નવી બાલશાળામાં કેટલાંક છ વર્ષનાં અને મંદબુદ્ધિનાં બાળકો [illegible]; કોઈ કોઈ શેરીના 'વા'માં સપડાયેલાં હતાં. એવાં બાળકોની [illegible] મંડળી કરી મનુભાઈને સોંપી.

બાલશાળાનું મકાન સરિયામ રસ્તા ઉપર હતું, એટલે વાહનની [illegible]રજવર બહુ રહેતી. મોટરગાડી નીકળી તેવાં જ વર્ગમાંથી છોકરાં [illegible]ર જોવા દોડ્યાં. વર્ગમાં ઘોંઘાટ ને અવ્યવસ્થા થઈ પડી. મનુ[illegible] ગિજુભાઈ પાસે પહોંચ્યા. પૂછ્યું: 'આવાં બાળકો માટે શું [illegible]? તેમને શિક્ષા કરવી કે નહિ?'

ગિજુભાઈ બાળકો વચ્ચે બેઠા હતા. બોલ્યા: 'તમારું ભેજું [illegible]રો.'

મનુભાઈની તાલીમ શરૂ થઈ. મનુભાઈ પોતે જ વિચારવા [illegible]યા. સ્વતંત્રતાના સિદ્ધાંતને હરકત ન આવે તેવો રસ્તો પોતાના [illegible]થી શોધવા લાગ્યા. એ શોધમાં તેમની તાલીમ હતી.

મનુભાઈ પછી એક બહેન આવ્યાં: શ્રીમતી નર્મદાબેન રાવળ, [illegible]કાર શ્રી રવિભાઈ રાવળનાં બહેન. તેઓ બાળકોના સહવાસમાં [illegible]નનો આનંદ શોધવા આવ્યાં હતાં. ગિજુભાઈની પાસે રહીને

મોન્ટીસોરીના શિક્ષણ સિદ્ધાંતો સમજવાની તેમની જિજ્ઞાસા હતી.

બન્ને મદદનીશોને બાલશિક્ષણ સિદ્ધાંતોની સમજ આપવાની જરૂર હતી. ગિજુભાઈ જાણતા હતા કે 'પેગડે પગ ને બ્રહ્મ-ઉપદેશ' જેવું એ હતું, પણ બીજો ઉપાય ન હતો.

રોજ સાંજે ગિજુભાઈ બન્ને સાથીઓને એક કલાક આપવા લાગ્યા. એ વિષે ગિજુભાઈ લખે છે: "અધ્યાપનમંદિરની શરૂઆત ત્યારથી થઈ. એમ કરવાથી મને પણ ઘણો ફાયદો થયો. મારું વાચન વધ્યું; વિચારો વધારે ચોખ્ખા થયા અને વ્યવહાર સાથે તત્ત્વનો મેળ કેમ મેળવતા જવું તેની સ્પષ્ટતા આવતી ગઈ. મિત્રોને પણ પદ્ધતિમાં ખૂબ ઊંડે ઊતરવા જેવું છે, દૃષ્ટિ કેળવવા જેવું છે, હથરોટી બેસાડયા વિના નહિ ચાલી શકે, તેની ખાતરી થઈ."

દરેકદરેક પ્રશ્ન ઉપર ગિજુભાઈ ચર્ચા કરતા. ઉદાહરણ તરીકે મનુભાઈને ચાલતા બાલમંદિરે ઉત્તર તો આપ્યો: પણ સાંજે એના ઉપર ગંભીરપણે ચર્ચા કરી. કોઈ પણ સંજોગોમાં શિક્ષા ન જ કરવી એવા નિર્ણય ઉપર આવ્યા. ગિજુભાઈએ કહ્યું: 'એક વાર શિક્ષા કરશું એટલે તેટલી પચી જશે ને વધારે કરવી પડશે. તે પચતાં તેથી ય વધારે કરવી પડશે ને આખરે આપણે હારશું. બાળકોને મોટર જોવી ગમે છે; તેઓ ભલે જોવા દોડે. તેમાં તેમને રસ છે તે પૂરો થતાં કામે લાગવાં જ જોઈએ. જો સ્વયંરસ ઉપર આપણું શિક્ષણ ચલાવવું છે, તો તો આપણે બાળકના રસને અનુસરીએ.' આખરે શ્રદ્ધાએ એમને સિદ્ધાંતોનો સાક્ષાત્કાર કરાવ્યો. મોટરનો રસ પૂરો થયો ને બાળકો પાછાં કામે ચડયાં જ. એ પ્રસંગને અનુલક્ષીને ગિજુભાઈએ લખ્યું છે: "મનુભાઈ સીનિયર એટલે શિક્ષણશાસ્ત્ર ભણીને આવેલા. હું સીનિયર નહિ એટલે મારો પ્રયત્ન શાસ્ત્ર ભૂલવાનો હતો. આખરે તેમણે મને શીખવ્યું ને હું તેમને શીખવી શકયો."

ગિજુભાઈને મન સાથીઓ જેટલાં જ અગત્યનાં માબાપો હતાં. બાલમંદિરનાં બાળકો જેમની પાસે ઓગણી કલાક રહે છે તેમને આ વસ્તુ સમજાવવી જોઈએ. ગિજુભાઈએ બે સભાઓ ગોઠવી; એક પિતાઓની ને બીજી માતાઓની. નૂતન બાલશાળાનું રહસ્ય તેમને વિસ્તારથી સમજાવ્યું. બાળકો સાથે કેમ વર્તવું તે આગ્રહપૂર્વક જણાવ્યું. ગિજુભાઈના ભાષણની ધારી અસર થઈ. માતાઓએ સામેથી કહ્યું : 'ગિજુભાઈ! તમારી વાત સાચી છે. પણ રહેવાય નહિ ત્યારે શું કરીએ? પેટનાં છોકરાંને મારવું તે કાંઈ ગમે ખરું? પણ છોકરાં બહુ કનડે ત્યારે એમ થઈ જાય છે.'

આમ ઘણાં ખરાં બાળકો મારમાંથી ને બીકમાંથી ઊગરવા લાગ્યાં. ગિજુભાઈ બાળકોના વકીલ ને ન્યાયાધીશ બન્યા.

એક વાર એક બાળકે આવી ગિજુભાઈ પાસે ફરિયાદ કરી : 'મારી બાએ મને માર્યું.' ગિજુભાઈએ તેની સાથે જ ચિઠ્ઠી લખી મોકલી : 'હવેથી મારશો નહિ.'

ગિજુભાઈની ચિઠ્ઠી એટલે રાજ્યના હુકમથી ચડે! માતા બિચારી શરમાઈ ગઈ. હાથ જોડીને ગિજુભાઈને કહ્યું : 'બાપુ! ઈ તમારાથી આટલાં બધાં છોકરાં સચવાય. અમે તો કાયર કાયર થઈ જઈએ છીએ. માર્યા વિના છોકરાં રાખવાં બહુ આકરાં છે.'

એ દિવસોની પોતાની મનઃસ્થિતિનું તાદૃશ ચિત્ર ગિજુભાઈએ આપ્યું છે. ગિજુભાઈ પોતાના સ્વભાવ પ્રમાણે બાલમંદિર સાથે તદાકાર બની ગયા હતા.

"મારા મનમાં એક તેમનું જ રટણ અને ચિંતન હતું. રાત્રે દરેક બાળકનો વિચાર ચાલતો. દરેકને માટે કાલે શું કરવાનું છે તે નક્કી કરતો. ટૂંકમાં હું દરેકમાં જીવતો. તે વખતે એ મારી એક જ ઉપાસના હતી. હું ઘણી વાર બાળકોના ધ્યાનમાં મારી અન્ય પ્રવૃત્તિએ

જેવી કે ખાવુંપીવું વગેરે યંત્રવત્ કરતો; મને તે માટે ઠપકો મળતો. કોઈ વાર વિચારમાં ને વિચારમાં બીજાને સરખો જવાબ ન આપતો; તે માટે સામાને અપમાન લાગતું. પણ હું એક વસ્તુની પાછળ પડ્યો હતો. પાછળ પડવું એટલે પડવું, એ મય થઈ જવું, એને પોતાનો પ્રણુ બનાવવો, એનું નામ ઉપાસના.

"શિક્ષણમાં કે હરકોઈ સાધનામાં હું ઉપાસનાને માનું છું. એમાં વિક્ષેપો આવે, કસોટીઓ થાય, ભ્રમ પેદા થાય, એ બધું વટાવી જવું પડે. જાતજાતનાં બાળકો, પદ્ધતિની નવી અજમાયેશ, સમાજ અને રૂઢ શાળાના પરંપરાગત આચારવિચારોનો સીધો આડકતરો વિરોધ, સાધનોની અપૂર્ણતા અને મારી પોતાની શક્તિની મર્યાદા : આ બધું સામે હોવા છતાં મનુષ્યે પાર પડવા નીકળવું હોય તો એ માટે ભારે શ્રમ ઉઠાવવો પડે; બધું ભૂલવું ને જરૂર પડે તો ત્યજવું જોઈએ.

"બાળકોએ મને પ્રેમ આપી નવો કર્યો, નવું જીવન આપ્યું. તેમને શીખવવામાં ખરું તો હું જ શીખ્યો. તેમને અવલોકવામાંથી જાતને અવલોકવાનું મળ્યું. તેમને નીચેથી મુક્ત કરી ઊંચે લઈ જતાં સાથેસાથે હું પણ ઊંચે ચડતો ચાલ્યો. તેમનો ગુરુ થતાં મેં તેમનું ગુરુપણું સમજી લીધું.

"આ કાવ્ય નથી; આ બધું હાથમાં હોય એવું સ્પષ્ટ અનુભવ-કથન છે."

મહાસાગરનાં અતાગ નીરમાં મોતી લેવા પડેલો મરજીવો જેમ જેમ ઊંડો જાય છે તેમ તેમ તેને સાચાં ને અણમોલ મોતી પ્રાપ્ત થાય છે; જેમ જેમ એવાં કિંમતી મોતી મળતાં જાય છે તેમ એ વધુ ને વધુ ઊંડા જળમાં ઊતરતો જાય છે, વિજ્ઞાનશાસ્ત્રી જેમ જેમ પ્રયોગની સફળતા નીરખતો જાય છે, તેમ તેમ તેનો રસ વધતો જાય છે; પોતાના પ્રયોગોની સફળતા-નિષ્ફળતા જગત સમક્ષ ધરવા કે

અધીરો પણ બને છે.

બાલમંદિરના પ્રથમ ત્રણ માસના અનુભવોની વાત કરતાં તેમણે એક આદર્શ બાલશિક્ષકની પ્રેરક આત્મકથા આલેખી છે. ગિજુભાઈના જીવનનો પ્રાણ-ધબકાર એમાં સંભળાય છે. અને ગિજુભાઈ અને બાલશિક્ષણ તદ્રુપ છે, એક અને અદ્વિતીય છે, તો તેમાં પ્રત્યેક બાલપ્રેમીના અંતરને ઢંઢોળીને જાગ્રત કરવાની અમોઘ શક્તિ રહેલી છે.

"બાળકની સાથે કામ પાડવું જેટલું પ્રાણદાયક છે તેટલું જ કઠિન છે. બાલસ્વભાવનું જ્ઞાન, તેના પ્રત્યે ઊંડી લાગણી અને સન્માન, તેના વ્યક્તિત્વમાં શ્રદ્ધા અને તેના પર અન્તરનો પ્રેમ ખરેખર પ્રાપ્ત કરતાં નેવાનાં પાણી મોભે જાય છે. બાળક પ્રત્યે કરેલી પ્રત્યેક ભૂલ માટે મન દુઃખી થાય નહિ, ત્યાં સુધી આપણે બાલશિક્ષણ માટે લાયક ન થઈએ, અને ત્યાં સુધી આપણે બાળકનું શ્રેય ન કરી શકીએ. બાળકોને સુખરૂપ થયાનું સુખ મને સાંભરે છે તેના કરતાં તેમને જ્યારે જ્યારે દુઃખરૂપ થયો હોઈશ ત્યારે ત્યારે મનમાં આવેલી દર્દમય સ્થિતિ વધારે સાંભરે છે. પરાર્થે દુઃખ એ કદાચ મનુષ્યનું એક પરમ સુખ પણ હોય!

"મને એના દાખલાઓ યાદ છે. લાયક ન હોય એવા એકાદ બાળકને હું પેન્સિલ ન આપું, મારે ન જ આપવી હોય અને ન જ આપી શકાય તેમ હોય, ને બાળક અભિમુખ મટી પાછું ગયું હોય, મારા તરફથી પોતાની પ્રેમભરી નજર પાછી લઈ લીધી હોય, ત્યારે મારા હૃદયમાં તીર લાગ્યાની વેદના ચાલતી. હું એને શી રીતે પ્રસન્ન કરું? પેન્સિલ તો ન જ અપાય. તેમ કરું તો તેને ફાયદો જ નથી; ભા બાપા કરીને મનાવું પણ નહિ; લાડ પણ ન લડાવું; બીજી રીતે સ્તુતિ પણ ન કરું. તે બધું તો ઇનામસ્તુતિમાં જાય બાળકને સંકોચાયેલું ભાળું ને મારું મન પીડાય!

જેવી કે ખાવુંપીવું વગેરે યંત્રવત્ કરતો; મને તે માટે ઠપકો મળતો. કોઈ વાર વિચારમાં ને વિચારમાં બીજાને સરખો જવાબ ન આપતો; તે માટે સામાને અપમાન લાગતું. પણ હું એક વસ્તુની પાછળ પડ્યો હતો. પાછળ પડવું એટલે પડવું, એ મય થઈ જવું, એને પોતાનો પ્રભુ બનાવવો, એનું નામ ઉપાસના.

"શિક્ષણમાં કે હરકોઈ સાધનામાં હું ઉપાસનાને માનું છું. એમાં વિક્ષેપો આવે, કસોટીઓ થાય, ભ્રમ પેદા થાય, એ બધું વટાવી જવું પડે. જાતજાતનાં બાળકો, પદ્ધતિની નવી અજમાયેશ, સમાજ અને રૂઢ શાળાના પરંપરાગત આચારવિચારોનો સીધો આડકતરો વિરોધ, સાધનોની અપૂર્ણતા અને મારી પોતાની શક્તિની મર્યાદા : આ બધું સામે હોવા છતાં મનુષ્યે પાર પડવા નીકળવું હોય તો એ માટે ભારે શ્રમ ઉઠાવવો પડે; બધું ભૂલવું ને જરૂર પડે તો ત્યજવું જોઈએ.

"બાળકોએ મને પ્રેમ આપી નવો કર્યો, નવું જીવન આપ્યું. તેમને શીખવવામાં ખરું તો હું જ શીખ્યો. તેમને અવલોકવામાંથી જાતને અવલોકવાનું મળ્યું. તેમને નીચેથી મુક્ત કરી ઊંચે લઈ જતાં સાથેસાથે હું પણ ઊંચે ચડતો ચાલ્યો. તેમનો ગુરુ થતાં મેં તેમનું ગુરુપણું સમજી લીધું.

"આ કાવ્ય નથી; આ બધું હાથમાં હોય એવું સ્પષ્ટ અનુભવ-કથન છે."

મહાસાગરનાં અતાગ નીરમાં મોતી લેવા પડેલો મરજીવો જેમ જેમ ઊંડો જાય છે તેમ તેમ તેને સાચાં ને અણમોલ મોતી પ્રાપ્ત થાય છે; જેમ જેમ એવાં કિંમતી મોતી મળતાં જાય છે તેમ એ વધુ ને વધુ ઊંડા જળમાં ઊતરતો જાય છે, વિજ્ઞાનશાસ્ત્રી જેમ જેમ પ્રયોગની સફળતા નીરખતો જાય છે, તેમ તેમ તેનો રસ વધતો જાય છે; પોતાના પ્રયોગોની સફળતા-નિષ્ફળતા જગત સમક્ષ ધરવા એ

અધીરો પણ બને છે.

બાલમંદિરના પ્રથમ ત્રણ માસના અનુભવોની વાત કરતાં તેમણે એક આદર્શ બાલશિક્ષકની પ્રેરક આત્મકથા આલેખી છે. ગિજુભાઈના જીવનનો પ્રાણ-ધબકાર એમાં સંભળાય છે. અને ગિજુભાઈ અને બાલશિક્ષણ તદ્રુપ છે, એક અને અદ્વિતીય છે, તો તેમાં પ્રત્યેક બાલપ્રેમીના અંતરને ઢંઢોળીને જાગ્રત કરવાની અમોઘ શક્તિ રહેલી છે.

"બાળકની સાથે કામ પાડવું જેટલું આનંદદાયક છે તેટલું જ કઠિન છે. બાલસ્વભાવનું જ્ઞાન, તેના પ્રત્યે ઊંડી લાગણી અને સન્માન, તેના વ્યક્તિત્વમાં શ્રદ્ધા અને તેના પર અન્તરનો પ્રેમ ખરેખર પ્રાપ્ત કરતાં નેવાનાં પાણી મોભે જાય છે. બાળક પ્રત્યે કરેલી પ્રત્યેક ભૂલ માટે મન દુઃખી થાય નહિ, ત્યાં સુધી આપણે બાલશિક્ષણ માટે લાયક ન થઈએ, અને ત્યાં સુધી આપણે બાળકનું શ્રેય ન કરી શકીએ. બાળકોને સુખરૂપ થયાનું સુખ મને સાંભરે છે તેના કરતાં તેમને જ્યારે જ્યારે દુઃખરૂપ થયો હોઈશ ત્યારે ત્યારે મનમાં આવેલી દર્દમય સ્થિતિ વધારે સાંભરે છે. પરાર્થે દુઃખ એ કદાચ મનુષ્યનું એક પરમ સુખ પણ હોય!

"મને એના દાખલાઓ યાદ છે. લાયક ન હોય એવા એકાદ બાળકને હું પેન્સિલ ન આપું, મારે ન જ આપવી હોય અને ન જ આપી શકાય તેમ હોય, ને બાળક અભિમુખ મટી પાછું ગયું હોય, મારા તરફથી પોતાની પ્રેમભરી નજર પાછી લઈ લીધી હોય, ત્યારે મારા હૃદયમાં તીર લાગ્યાની વેદના ચાલતી. હું એને શી રીતે પ્રસન્ન કરું? પેન્સિલ તો ન જ અપાય. તેમ કરું તો તેને ફાયદો જ નથી; ભા બાપા કરીને મનાવું પણ નહિ; લાડ પણ ન લડાવું; બીજી રીતે સ્તુતિ પણ ન કરું. તે બધું તો ઇનામસ્તુતિમાં જાય બાળકને સંકોચાયેલું ભાળું ને મારું મન પીડાય!

"આખરે સાંજે રજા પડે. બાળક બોલ્યા વિના ઘેર જાય. મારાથી ન રહેવાય ન સહેવાય. કાંઈક બહાનું લઈ બાળકને ઘેર જાઉં. બાળકને મળું, તેની સાથે વાતો કરું; તેનું મન મારી સાથે જોડાયેલું ભાળું ને તેથી આનંદી થાઉં, ને પછી હેઠે હૈયે ઘેર આવું. આવો મારો સ્વભાવ. બાળકોને હું ગમું નહિ એવું કરું તો પણ તેઓ મને ચાહે છે; એનું કારણ મારું મનનું પોચાપણું નહિ પણ હૃદયનું આર્દ્રપણું.

"પણ આ તો મેં મારું પ્રથક્કરણું કર્યું. પણ આ મારું એટલે એક અદના બાલશિક્ષકનું છે, એક અનુભવીનું છે, તેથી કોઈને જાણવા જેવું થશે એમ ધારી ધર્યું છે.

"બાળકોના સહવાસનાં આ બધાં વર્ષો એક રીતે ખરેખર અણમોલ છે. જો હું જીવનની વિશેષ સાર્થકતાનો લોભી ન હોત તો હું કહું છું કે બાલશિક્ષણમાં મેં જીવનની સાર્થકતા અનુભવી છે. પણ છતાં સાર્થકતાનો અંશાનુભવ મને થઈ શક્યો છે એમ હું ચોક્કસ કહી શકું. આપણે કોઈ પણ કામ કરીએ, પાછળ પડીને કરીએ, શિર સાટે કરીએ, તો મારી દૃઢ માન્યતા છે કે આખરે આપણને વિજયશ્રી વરવાની જ. માત્ર આપણા અંતરમાં શ્રદ્ધા અને દીનતા (પ્રભુ સામે) બે વસ્તુ જોઈએ."

અને ગિજુભાઈની આ જીવંતશ્રદ્ધા ફળવાનાં સુચિહ્નો સ્પષ્ટ અને નક્કર જણાવા લાગ્યાં. બાળકોનો વિશ્વાસ વધવા લાગ્યો, માબાપોની શ્રદ્ધા વધવા લાગી, મદદનીશ સાથીઓ મળી ગયા. મોદીનું મકાન અગવડભરેલું જણાતાં વિદ્યાર્થીભવનના દવાખાનાના ઓરડામાં બાલમંદિર લઈ આવ્યા. પણ ત્યાં યે મકાનની ભારે મુશ્કેલી હતી. ગિજુભાઈ નવાપરાના મકાનમાંથી વિદ્યાર્થીભવનનાં પિંજરિયાં જેવાં મકાનોમાં આવી રહ્યા હતા. તેમને ત્યાં બીજી પુત્રી ચિ. દિવ્યાબહેનનો



શ્રીદક્ષિણામૂર્તિ આત્મમંદિર, ભાવનગર

જન્મ થયો હતો, એટલે તેમને પણ ઘરની અગવડ હતી જ.

સંસ્થાનું પોતાનું એવું સરસ સગવડવાળું બાલમંદિરનું મકાન હોય અને ત્યાં જ બાલમંદિરના કાર્યવાહકોનો નિવાસ હોય એવી યોજના અને મહેચ્છા ચાલકોની હતી. ઈશ્વરકૃપાથી એ ઇચ્છા સવેળા પૂરી થઈ.

સંસ્થાના–સંચાલકોના પરમ મિત્ર, બાલહિતૈષી શેઠ હીરાલાલ અમૃતલાલ શાહે બાલમંદિરના મકાન માટે સંસ્થાને રૂા. ૨૦,૦૦૦) વીસ હજાર દાનમાં આપ્યાં.

આજે તખ્તેશ્વર મહાદેવની સરસાઈ કરતું બાલમંદિરનું સુંદર મકાન ઊભું છે. તે સ્થળે એ વખતે લગભગ જંગલ હતું. આસપાસ ખડના દંગાઓ અને વાડીઓ હતાં. એ સ્થળે મકાનનું ખાતમુહૂર્ત થતાં જંગલમાં મંગલ થવાનાં મીઠાં ચોઘડિયાં વાગવા લાગ્યાં.

# ૧૨

## સોનામાં સુગંધ

બાલમંદિરિયું, બાલમંદિરિયું, અમારું સુંદર સોહાય,
વહાલું મારું બાલમંદિરિયું.
ટેકરીને શિખરે મંદિર અમારું, દેરાની બાજે પલાશ-વહાલું૦
સવારે સૂરજ સોનલાં રે વેરતા, સાંજે ગુલાલ ઢોળી જાય,
વહાલું મારું બાલમંદિરિયું.

—જુગતરામ દવે

સામે દૂર ક્ષિતિજ ઉપર આસમાની સમુદ્રકિનાર, એક બાજુ દૃષ્ટિમર્યાદાને રોકતી ખોખરાના ડુંગરની હારમાળા, બીજી બાજુ તખ્તેશ્વરે મહાદેવ; વચ્ચે નાનકડી મનોરમ ટેકરી ઉપર બાલદેવતાની ધજા સરીખું બાલમંદિરિયું શોભી રહ્યું.

પ્રાતઃસ્મરણીય પૂ. કસ્તૂરબા ગાંધીના વરદ હસ્તે બાલમંદિર ખુલ્લું મૂકવામાં આવ્યું. સવંત ૧૯૭૮ના વૈશાખ સુદ ૮ ગુરુવારે તા. ૪-૫-૧૯૨૨ના શુભ દિને ઉદ્‌ઘાટનની મંગલવિધિ થઈ. બાળકોએ મીઠાં ગીતો ગાયાં. મોટેરાંએ આશીર્વચન ઉચ્ચાર્યાં. માબાપો અને સંસ્થાના સંચાલકોએ આનંદઉત્સવ ઊજવ્યો.

ગિજુભાઈનું અંતર પ્રભુપ્રસાદથી કૃતાર્થતા અનુભવી રહ્યું, કારણ કે એ જમાનામાં મહાવિદ્યાલયો માટે આલિશાન ભવનો બંધાતાં,

વિનયમંદિરો સારુ પણ વિશાળ ઇમારતો રચવામાં આવતી, કુમાર-મંદિરોને માટે પણ કોઈ કોઈ મકાનો સુંદર બનતાં; પણ નાનાં બાળકો માટે તો ઘોડાના તબેલા જેવાં ભંડકિયાં જ હતાં.

એવે સમયે ગિજુભાઈની બાલમંદિરની ભવ્ય કલ્પનાને ઝીલનાર એક શ્રીમંત મિત્ર નીકળ્યો. ભાવીના ગર્ભમાં છુપાયેલાં બાલમંદિરોની. આગાહી એ કરી શક્યો. તબેલા જેવી ધૂળી નિશાળમાં સબડતાં લાખો બાળકોની આહ એણે સાંભળી અને તેણે ટેકરીશિખરે બાલમંદિરની આલેશાન ઇમારત રચીને સમસ્ત ગુજરાતનાં ભાવી બાલમંદિરોના રચનારાની કલ્પનાને ઉત્તેજના આપી. ટેકરીને શિખરે બાલસ્વાતંત્ર્યના ધ્વજસમા બાલમંદિરને નીરખી, નવા યુગને પારખનારાં, આવકારનારાં, દીર્ઘદર્શી સ્ત્રીપુરુષો એને ભાવી પેઢીના વિકાસનું શુભચિહ્ન ગણી અંતરથી પ્રસન્નતા અનુભવવા લાગ્યાં.

જૂના શિક્ષકસમાજમાં પણ નૂતન દૃષ્ટિ ધરાવનાર એવા કોઈ કોઈ આજન્મ શિક્ષકો જિજ્ઞાસાભાવથી આ પ્રયોગને નિહાળી રહ્યા. તેવાઓના પ્રતિનિધિ રૂપ હતા ભાવનગરના એક પીઢ, વિદ્વાન શિક્ષક શ્રી વિઠ્ઠલરાય યજ્ઞેશ્વર આવસત્થી. તેઓ ઉંમરમાં ગિજુભાઈથી દસેક વર્ષ મોટા હતા; શિક્ષણક્ષેત્રે અને સાહિત્યક્ષેત્રે સવિશેષ અનુભવી હતા.. છતાં તેઓ શિષ્યભાવે ગિજુભાઈ પાસે આવ્યા.

તેઓ દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં માનદ કાર્યકર તરીકે ગુજરાતી શીખવતા. વિનયમંદિરના આચાર્ય તરીકે ગિજુભાઈ સાથે તેમને સારો સંબંધ બંધાયો હતો. શહેરમાં પ્લેગનો ઉપદ્રવ આવ્યો ત્યારે ગિજુભાઈએ તેમને પોતાના ઘરમાં સાથે જ રહેવા આમંત્રણ આપ્યું; રહેવા ખાવાનું પણ સાથે જ. તેઓ પોતાના સાલસ, મિલનસાર સ્વભાવને લીધે સૌની સાથે ભળી ગયેલા. ગિજુભાઈનાં બાળકો તેમના. ખોળામાં મીઠી વાતો સાંભળતાં પોઢી જતાં. આમ તેમનું હૃદય.



ગૃહપતિ તરીકે [illegible] પ્રવાસમાં : ૧૯૧૭

જાણવા જેવું હોય તે જોઈ લેતા. આ રીતે અમે લગભગ પંદર-સત્તર દિવસે વિકટર પહોંચેલા. તે વેળા મહુવા કે વિકટર સુધી રેલવે લાઈન થઈ નહોતી. તેથી અમે બધા ચાલતા કુંડલા ગામે આવ્યા અને વિદ્યાર્થીઓને ટ્રેઈનમાં બેસાડીને બે શિક્ષકો સાથે ભાવનગર મોકલી દીધા.

"પછી ત્યાંથી ગિજુભાઈ, હું અને વેણીભાઈ પરભાર્યા નર્મદાનાં તીર્થસ્થાનોમાં પાવન થવા સિધાવ્યા. નર્મદાના પાવન જળમાં અમે પનાઈમાં બેસીને પંચતીર્થી કરી હતી. ત્યાંથી વળતાં અમારી ત્રિપુટી શ્રી ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમનો અનુભવ લેવા અમદાવાદ ઊતરી. આશ્રમવાસી તરીકે અમે ત્યાં ત્રણ દિવસ રહ્યા અને સૌની સાથે, સૌની માફક અમારે ભાગે પડતું કામકાજ પણ કરેલું.

"આ બધા સમય દરમિયાન સ્વર્ગસ્થ શ્રી ગિજુભાઈનો સરળ અને સ્નેહાળ સ્વભાવ, નિર્મમત્વ અને નિરહંકાર, અડગ ત્યાગ અને એકલક્ષતા, નિર્લેપ અને નિખાલસ દિલ, એવા ઊંચા ગુણો મને વારંવાર પ્રત્યક્ષ થયેલા.

"મુસાફરીનો જે કાર્યક્રમ નક્કી કરેલ હતો તે બધો બારીકાઈથી તેઓ પળેપળ પ્રમાણે પાળતા; અને 'સૌ તૈયાર' એવો સાદ પડે કે તુરત ઊભા થઈને તેઓ મોખરે ચાલવા માંડતા. તેમની ઝોળી ક્યાંય ટાંગેલી હોય, ધોતિયું રાતનું વળગણીએ સુકાતું હોય; તે કાંઈ સંભાળી લેવાની પરવા જ ન કરતા. કેટલીક વાર તો પગરખાં પહેરવાં પણ ભૂલી જતા. હું તે બધું સંભાળી લેતો; અને કોઈ વિદ્યાર્થી પણ કાંઈ ચીજવસ્તુ ભૂલી ગયા હોય તેની તપાસ કરીને હું સૌની પાછળ ચાલતો. એક વખત ગિજુભાઈને આ બાબત મેં કહ્યું: 'આમ તમે દરેક સ્થળે કંઈ કંઈ વસ્તુ ભૂલશો તો મુસાફરીને અંતે તમારે બધો સરસામાન ખોવાથી લંગોટીભેર ઘેર પહોંચવું પડશે.'

તેના ઉત્તરમાં તેમણે ઠરેલ કલેજે મને કહેલું: 'હું મારા કાર્યક્રમમાં અને એકંદર યોજનામાં જરા ય ભૂલ થવા દેતો નથી; તે બરાબર સાચવું છું. અને દેશનાં બાળકો ખાતર મેં લંગોટી તો ક્યારની વાળેલી જ છે. વળી, એવી ચીજવસ્તુ મારી વતી તમે સંભાળનાર છો, એટલે હું એમાં વધારે ભુલકણો થઈ ગયો છું.'

'બાલમંદિર' નામ કેમ પડ્યું તે વિષે શ્રી આવસથી લખે છે:

"અમે બંનેએ મળીને તેનું (બાળશાળાનું) નામ 'બાલમંદિર' નક્કી કર્યું, કેમકે તેમાં આવનારાં બાળકોને શિક્ષકે મારવા, વઢવા કે ધમકાવવાનું બિલકુલ નહિ, પણ તેણે તો તટસ્થ રહીને કેવળ સ્નેહ-ભાવે માન અને મમતાથી બાળકને માર્ગદર્શન કરાવવાનું હોય. માટે એનું નામ અમે 'બાલમંદિર' પાડ્યું હતું."

શરૂઆતના દિવસોમાં ગિજુભાઈ બાલમંદિરનો સંદેશો શી રીતે ફેલાવતા તેની કેટલીક વિગતો શ્રી. આવસથીની સ્મરણપોથીમાંથી સાંપડે છે:

"બાલમંદિરના પ્રચારની એમને તીવ્ર ધગશ હતી. તેથી ગામમાં લોકોને અનુકૂળ પડતાં સ્થળોએ બાળકોના માવતર, ને વડીલોને ભેગાં કરી તેમણે અનેક વ્યાખ્યાનો આપ્યાં હતાં. તદ ભાવનગરના શિક્ષકોને પણ ભેગા કરીને ઘણાં વ્યાખ્યાનો આપેલાં. તેમાં 'શિક્ષક કેવો હોવો જોઈએ' 'બાળકો પ્રત્યે કેમ વર્તવું' 'શિક્ષણવિતરણ કેમ કરવું' વગેરે ઘણી ઘણી બાબતોની સમજૂત આપીને શિક્ષકોને નવી દૃષ્ટિ પ્રાપ્ત કરાવવા તેમણે ખૂબ પ્રયત્નો કરેલા. આ બધા પ્રસંગે હું એમના સાગરીત તરીકે સાથે રહેતો અને એમનાં વ્યાખ્યાનોની બને તેટલી અક્ષરશઃ નોંધ લઈ સાફ લખીને એમને સોંપતો. તે નોંધો પછી પત્રિકારૂપે છપાવીને બહાર પાડવામાં આવતી હતી."

ગિજુભાઈના પહેલા સાગરીતમાંના એક તરીકે પોતાને 'પટ

શિષ્ય'નું બિરુદ કેમ મળ્યું તેની હકીકત આપતાં શ્રી આવસત્થી લખે છે :

"દક્ષિણામૂર્તિ સ્તોત્રમાં એક શ્લોક છે—

चित्रं वटतरोर्मूले वृद्धाशिष्या गुरुर्युवा।
गुरोस्तु मौनं व्याख्यानं शिष्यास्तु छिन्नसंशयाः॥

"સ્વર્ગસ્થ શ્રી ગિજુભાઈ કરતાં હું ઉમ્મરે દશબાર વર્ષ મોટો હતો, તોપણ હું એમને મારા ગુરુ કહેતો. મેં જોકે પેનપાટી લઈને એમની પાસે કક્કો ઘૂંટ્યો નહોતો, તેમ જ એમનાં વ્યાખ્યાનોના વર્ગમાં અભ્યાસ અર્થે નોંધપોથી લઈ ને હાજરી આપી નહોતી; પણ માત્ર એમના સહવાસ અને પરિચયથી કેળવણીના સંસ્કારો ઝીલેલા અને તેથી એમને મારા ગુરુ લેખતો. તેમણે પણ મને પોતાના 'પટ્ટશિષ્ય' તરીકેનું મહિમાવાન બિરુદ બક્ષેલું. એટલે એમની પાસેથી તાલીમ લઈ જનારાંઓમાં હું કાંઈ સર્વશ્રેષ્ઠ નહોતો, પણ એમના શિક્ષણવિષયક પ્રારંભમાં હું એમનો પહેલો સાગરીત હતો. એમની એ પ્રવૃત્તિમાંથી તથા એમના એકંદર જીવનના અવલોકનમાંથી હું વ્યાખ્યાનો વગર પણ તાલીમ મેળવી શકેલો અને કેળવણીની નવી દૃષ્ટિ પ્રાપ્ત કરી શકેલો. તેથી ઉપર ટાંકેલો શ્લોક ઘણી વાર કહેતો."

ગિજુભાઈના નામની અને કામની સુવાસ સૌરાષ્ટ્રને સીમાડે વઢવાણ પહોંચી. એ વખતે વઢવાણ કેળવણી મંડળ અને તેની રાષ્ટ્રીય શાળા દક્ષિણામૂર્તિની પેઠે જ શૈક્ષણિક ક્ષેત્રમાં ગુજરાતપ્રસિદ્ધ ગણાતાં. તેના બે અધ્યાપકો શ્રી વજુભાઈ દવે (હાલમાં અમદાવાદ શારદામંદિરના આચાર્ય) અને શ્રી ભોગીભાઈ પારેખ (હાલ વઢવાણ કેળવણી મંડળ, ઘરશાળાના સંચાલક) ગિજુભાઈ પાસે બાલશિક્ષણની તાલીમ લેવા આવ્યા. તેવી જ રીતે ગુજરાતમાંથી શ્રી ગોવિંદભાઈ ઠાકર, રણછોડજી નાયક પણ આવી પહોંચ્યા. રીતસરનું

અધ્યાપનમંદિર શરૂ થયું નહોતું. ગિજુભાઈ સવારથી સાંજ સુધી બાલમંદિર અને અન્ય કામમાં રોકાયેલા રહેતા. તેથી વહેલી સવારે વ્યાખ્યાનો ચાલતાં. શિયાળાની ઠંડીમાં ગિજુભાઈ પ્રાતઃકાલે ઊઠી ગોદડું ઓઢી વ્યાખ્યાનો આપતા અને શ્રી વજુભાઈ વગેરે ભાઈઓ ધાબળા ઓઢી સાંભળતા. તેથી આ પ્રાથમિક વર્ગને 'ગોદડા અધ્યાપનમંદિર' એવું બહુમાન મળેલું. એ અવિધિસરના અધ્યાપનમંદિરમાં *ગિજુભાઈની સામે ગોદડાં ઓઢીને બાલશિક્ષણની દીક્ષા* લેનારા ગુજરાતના સમર્થ બાલકેળવણીકારો બન્યા. તેમણે બાલમંદિરો ઊભાં કર્યાં; બાલશિક્ષણના કાર્યને પોતાનું જીવન અર્પણ કર્યું.

અને એક દિવસ ગિજુભાઈએ બાલવિધવા બનેલાં પોતાનાં ભત્રીજી શ્રી મોંઘીબેનને સાદ કર્યો. બાલદેવની ઉપાસનામાં વૈધવ્ય દીપાવવાની, જીવન સાર્થક કરવાની ગિજુભાઈએ તેમને હાકલ કરી, અને તેઓ આવી પહોંચ્યાં. બહુ થોડું ભણેલાં, બહારની દુનિયાનાં અજાણ એવાં શ્રી મોંઘીબેનની અનેક શક્તિઓને ગિજુભાઈએ બહાર ખેંચી કાઢી. તેમનાં લોકગીત અને ભજનોથી બાલમંદિરનું વાતાવરણ ગુંજવા લાગ્યું; તેમની વાર્તાઓ અને બાલરમતોથી બાળકો મુગ્ધ બન્યાં. શ્રી મોંઘીબેન બંગાળી શીખ્યાં અને ગુજરાતી ભાષામાં બાલરામાયણ, શકુંતલા વગેરે સુંદર બાલસાહિત્ય ઉતાર્યું. ગિજુભાઈના કામનો અનેકવિધ બોજો ઉઠાવવામાં તેઓ આજીવન સહાયક બની રહ્યાં.

પણ ગિજુભાઈનાં સૌથી સમર્થ સાથી શ્રી તારાબેન મોડક આવ્યાં એટલે સોનામાં સુગંધ મળી. બાલશિક્ષણનાં કાર્યમાં તેઓ ગિજુભાઈ સાથે એવાં તદ્રુપ બન્યાં કે ગુજરાતમાં વર્ષો સુધી બન્ને નામ પર્યાય જેવાં બની રહ્યાં. 'શિક્ષણ પત્રિકા'માં આવતી તંત્રી નોંધ નીચે મુકાતા મિતાક્ષર 'ગિ૦ તા૦' ઉપરથી 'શિક્ષણ પત્રિકા'



શિક્ષકો અને અધ્યાપનમંદિર : ૧૯૨૪

બાલશિક્ષણની 'ગીતા' મનાવા લાગી. પોતાના માતૃસહજ બાલ-પ્રેમથી, પોતાની તલસ્પર્શી વિશદ દૃષ્ટિથી, સેવાભાવ અને ત્યાગ-શક્તિથી તેઓ ગિજુભાઈનું પ્રેરક બળ બની રહ્યાં.

શ્રી તારાબેનના આગમનથી ગિજુભાઈનું કાર્ય બમણા વેગથી આગળ વધ્યું. બાલમંદિર, અધ્યાપનમંદિર, નૂતન બાલશિક્ષણ સંઘ, શિક્ષણપત્રિકા અને બાલસાહિત્ય પ્રકાશન, એમ એક પછી એક કામો શરૂ થતાં ગયાં અને તે દરેકમાં શ્રી તારાબેન ગિજુભાઈની બીજી પાંખ સમા બની રહ્યાં.

અને બાલશિક્ષણનું વિહંગ અતલ અવકાશમાં ઊંચે ને ઊંચે ઉડ્ડયન કરવા લાગ્યું.

ગિજુભાઈ પોતાના બાળકનો વિચાર આવતાં વસો ગયા અને ત્યાંથી મોન્ટીસોરીનો મંત્ર લઈ આવ્યા અને પરિણામે સમસ્ત બાલ-જગતના કલ્યાણ અર્થે જીવન અર્પણ કર્યું. લગભગ એવું જ શ્રી તારાબેનને બન્યું. રાજકોટમાં તેઓ ફિમેલ ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિ-પાલ પદે હતાં; એ જમાનામાં સ્ત્રી ગ્રેજ્યુએટ વિરલ હતાં. એ કારણે એમનું સ્થાન ઊંચું ને અગત્યનું હતું. એવામાં તેમની પુત્રીના શિક્ષણનો પ્રશ્ન આવીને ઉપસ્થિત થયો અને તેમની નજર ભાવનગર બાલમંદિર તરફ ઠરી. તેઓ ભાવનગર આવ્યાં, ગિજુભાઈ પાસેથી બાલશિક્ષણનો મંત્ર લીધો અને એ કાર્યને જીવનસમર્પણ કર્યું.

ગિજુભાઈના સમાગમમાં શ્રી તારાબેન શી રીતે આવ્યાં, અને તેમના સહવાસમાં રહી કેવી રીતે તેમણે પ્રેરણા મેળવી, એ બાલ-શિક્ષણક્ષેત્રે યુગપ્રવર્તક કહી શકાય તેવા પ્રસંગોનું હૃદયસ્પર્શી તથા ઉત્સાહપ્રેરક વર્ણન આપણે શ્રી તારાબેનના પોતાના જ શબ્દોમાં વાંચીએ.

"મારા જીવનની એક ધન્ય પળે મેં ભાવનગરમાં પગ મૂક્યો

અને ટેકરી ઉપરનું બાલમંદિર જોવા ગઈ.

"તે વખતે હું પોતાનો વિચાર કરતી ન હતી. હું તો માત્ર મારી દીકરીના શિક્ષણનો વિચાર કરતી હતી, શિક્ષણપદ્ધતિનો વિચાર કરતી હતી. હવાઈ જેવા લાગતા સિદ્ધાંતો વ્યવહારમાં કેવી રીતે મૂકી શકાય તેનો વિચાર કરતી હતી. તે વખતે મને તો ખ્યાલ સરખો યે ન હતો કે આ બાલમંદિરના આચાર્ય મારા જીવનગુરુ થવાના છે, અહીંથી મને જીવનદિશા મળવાની છે, ને અહીંથી જ મને જીવનકાર્ય મળવાનું છે!

"હું ભાવનગર ગઈ. મારી દીકરીને એક સારી શાળા મળી એ જ આનંદમાં હું હતી. મને શિક્ષણનો અભ્યાસ કરવાની તક મળી તેથી હું ખુશ થઈ હતી. પૂ. નાનાભાઈ અને ગિજુભાઈ જેવાનો સત્સંગ મળવો તે પણ મારા હર્ષનું કારણ હતું.

"હું ત્યાં રહીને અભ્યાસ કરવા લાગી. શિક્ષણના સિદ્ધાંતોની ચર્ચામાં ઊંડી ઊતરવા લાગી. નૂતન બાલશિક્ષણના તમામ સિદ્ધાંતો એકાએક ગળે ઊતરે તેવા નથી ને તેમાં ય મારું મહારાષ્ટ્રીય મગજ. ભાવનાથી માની લેવાની કે સ્વીકારી લેવાની મારી તૈયારી ન હતી; એટલે રોજ ને રોજ વાચન, મનન અને ચર્ચા ખૂબ ચાલતાં.

"ડૉ. મોન્ટીસોરીના શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતોના જીવનવ્યક્તિત્વનું દર્શન મને તે વખતે થયું. શિક્ષણના નવા સિદ્ધાંતોની વિશાળતા દેખાઈ. મારા કેટલા યે અસ્પષ્ટ વિચારો સ્પષ્ટ થયા, અધૂરા વિચારો પૂરા થયા, ઉપરછલ્લા વિચારો છોડી હું ઊંડાણથી વિચાર કરતી થઈ.

"પૂ. ગિજુભાઈ માનતા કે ડૉ. મોન્ટીસોરીના સિદ્ધાંતો જ એવા છે કે તેને બરાબર સમજીએ તો મનુષ્ય બદલાઈ જ જાય. ગિજુભાઈ પોતે જેવા ડૉ. મોન્ટીસોરીના અનન્ય ભક્ત હતા તેવી તેમણે મને બનાવી. અને અમો બાલમંદિરનાં કામો જોસભેર વધા-

રવા લાગ્યાં, વિસ્તારવા લાગ્યાં, ઘેલાં થઈને તેમની પાછળ મંડી પડયાં. ગિજુભાઈ પોતે ઘેલા બનેલા ને તેઓ તેમની પાસે જે કોઈ આવે તેમને પોતાની જેમ ઘેલા બનાવી દેતા. મને પણ તેમણે ચેપ લગાડયો તેમાં નવાઈ ન હતી.

"પણ તેમણે તો મને એક કાયમી – કદી ન મટે એવો – રોગ લગાડયો હતો. તેમણે જીવનહેતુ આપ્યો, મને જીવનકાર્ય આપ્યું કે જે મારી સાથે નિરંતર રહ્યું છે.

"આઠનવ વર્ષ ઉપર મેં ભાવનગર છોડયું; આ કાર્યપ્રદેશ જ છોડવાનો પ્રયત્ન કર્યો. અનેક વલખાં મારીને પાછી શિશુવિહારમાં આવી પડી. મરાઠી શિક્ષણપત્રિકા જ લઈને બેઠી. મેં હરિજનકાર્ય લીધું, સ્ત્રીજાતિનું કાર્ય ઉપાડયું અને પરિસ્થિતિને કારણે દ્રવ્યોપાર્જનને માર્ગે પણ ચડી. કયાંયે મનની શાંતિ ન મળી. આખરે નૂતન બાલશિક્ષણમાં આવી પડી ને તેમાં સ્થિર થઈ. તે ઘડીએ ખાતરી થઈ કે ગિજુભાઈએ પાકી દીક્ષા આપી હતી.

"પૂ. ગિજુભાઈ મારફત મેં જેમ ડૉ. મોન્ટીસોરીના સિદ્ધાંતોનું રહસ્ય જાણ્યું અને પરિણામે એક જીવનવ્યાપી દૃષ્ટિ મેળવી, તેમ જ બીજું રહસ્ય જાણ્યું પૂ. મહાત્માજીના સિદ્ધાંતોનું.

"તે વખતે 'નવજીવન' ચાલતું. દર અઠવાડિયે બાપુજી કોઈ કોઈ પ્રશ્ન ઉપર કંઈક કંઈક વિચારો પ્રગટ કરતા અને અમારે ત્યાં એના ઉપર ચર્ચા થતી.

"બાપુજીના વિચારોની અને કાર્યની મહત્તા મને ગિજુભાઈએ દેખાડી. ન દેખાય ત્યાં સુધી કોણ જાણે કેમ મારી શ્રદ્ધા બેસતી જ નથી. તે બાબતમાં પણ મારું મગજ અસલ મહારાષ્ટ્રી, પૂરેપૂરું અશ્રદ્ધાવાન! ખાદી શું કે અપરિગ્રહવાદ શું? અહિંસાવાદ પણ પહેલાં તો સો ટકા ગળે ઊતરેલો નહિ. સંયમ આદિ અનેક વાતોનું

બરાબર રહસ્ય ન સમજાય. દેશાભિમાન હતું, પણ બાપુજીની વાતો તો મોન્ટીસોરીની જેમ જ તદ્દન જુદી જ લાગે. જોકે ૧૯૨૦ની સાલની નાગપૂર કૉંગ્રેસના વખતથી જ મહાત્માજીનું રાજકીય નેતૃત્વ મેં સ્વીકારેલું અને તેમનાં ભાષણો ને લખાણ ઉપર મુગ્ધ બની ગયેલી હતી; પણ અંદરથી ખરેખરની રંગાયેલી નહિ. તે રંગ મને ગિજુભાઈએ લગાડચો.

"આ રીતે આજની બે મહાન વિભૂતિઓની ફિલસૂફી તત્ત્વજ્ઞાનનું રહસ્ય સમજાવી દીક્ષા દેનાર ગુરુ ગિજુભાઈ હતા. તેથી જ તેમને જીવનગુરુ કહું છું.

"હું વિલાયત ગઈ હોત, શિક્ષણની ડિગ્રી લઈને આવી હોત, અમે તેટલું શિક્ષણનું કાર્ય કર્યું હોત, કદાચ શિક્ષણકાર્યની ખાતર અમુક હદે સ્વાર્થત્યાગ પણ કર્યો હોત તોપણ આ ગુરુના મંત્ર વગર વિચાર-આચારની સ્થિરતા અને સળંગતેલપણું ન મેળવી શકી હોત એટલું નક્કી છે. કારણ ગિજુભાઈએ જ્ઞાન આપ્યું તે માત્ર ચર્ચા કે વ્યાખ્યાનથી નહિ, પણ તેમના જીવનથી. અમે કેટલી યે વાર ચર્ચા કરી કરીને થાકી જતાં; મને બરાબર ન સમજાય ત્યાં સુધી હું હા ન કહું. ગિજુભાઈ સખેદ વાત છોડી દેતા. હું પણ દુઃખી થતી કે મને કેમ વાત નહિ સમજાતી હોય? અથવા મારી વાત સાચી હોય તો હું કેમ ગિજુભાઈને સમજાવી શકતી નથી? આખરે અમે વાત છોડી દેતાં ને કોઈ વાર તેમના કોઈ આચરણથી, કોઈ કૃતિથી, કોઈ પ્રસંગથી, મને વાત આપોઆપ સમજાઈ જતી.

"આમ ગિજુભાઈનો નિકટ સહવાસ અને સદ્કાર્યનો જે મને અમૂલ્ય લાભ મળ્યો તે મારે માટે તો જીવનપલટો કરાવનાર અને જીવન હેતુ આપનાર નીવડ્યો."

ગિજુભાઈ પોતાના જીવનકાર્યમાં એવા રંગાયેલા હતા કે તેઓ

પોતાના સહવાસમાં આવનારને એ રંગમાં રંગી દેતા.

'તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે, તો તું વૈષ્ણવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, તહાં લગી તું કાચો.'

એ ભક્તકવિ દયારામની પંક્તિઓ ગિજુભાઈને અક્ષરશઃ લાગુ પડતી. તેમણે પોતાના સહવાસમાં આવનાર સાથીઓને બાલશિક્ષણનો રંગ લગાડયો.

અને જોતજોતામાં સમસ્ત ગુજરાતને તેમણે એ રંગમાં કેવું ને કેવી રીતે રંગી નાખ્યું તે આપણે જોઈએ.

## ૧૩

## અપૂર્વ અને અનોખો બાલશિક્ષક

તપ વિના સિદ્ધિ નથી એ ગિજુભાઈનો જીવનમંત્ર હતો. એ મંત્ર તેમની જીભે ન હતો પણ તેમના જીવનમાં વણાયેલો હતો.

વળાથી અભ્યાસ અર્થે ભાવનગર આવ્યા ત્યારે કેવળ શ્રદ્ધા જ તેમનું ભાતું હતી. પગમાં બૂટ કે ચંપલ નહિ, કોટ નીચે પહેરણ નહિ, એ રીતે ભણવા. આફ્રિકામાં પણ એ જ રીતે અનેક મુશ્કેલીઓ સામે ઝઝૂમ્યા. દેશમાં આવી વકીલાતનું ભણવા ગયા ત્યાં પણ એ વસ્તુનું જ પુનરાવર્તન. અને વઢવાણમાં વકીલ બન્યા ત્યારે પણ પૈસા કરતાં જીવન તરફ વધુ નજર. ઉપર ઉપરથી જોતાં લાગે કે પૈસા ખાતર, આજીવિકા માટે જ તેમની મહેનત હતી; પણ સહેજ ઊંડા ઊતરીને જોતાં તરત જણાઈ આવે કે કુટુંબનિર્વાહ માટે પૈસાની તેમને જરૂર હતી; તેઓ પૈસા મેળવતા પણ ખરા, પણ તે ગમે તે રીતે નહિ; આદર્શને નેવે મૂકીને કમાવા તેઓ તૈયાર ન હતા. તેમનું અંદરનું કાંડું આધ્યાત્મિક હતું. એ ધ્યેય તરફ તેઓ અચૂક ગતિએ જઈ રહ્યા હતા. ભણતર એ સાધન હતું; આફ્રિકાગમન સાધન હતું, વકીલાત સાધન હતું, તેવી જ રીતે શિક્ષણકાર્ય પણ એક સાધન હતું.

શ્રી બચુભાઈનો જન્મ થયો ત્યારે કબીરની પેઠે તેમનું અંતર બોલી ઊઠ્યું :

અહદ્ મુસાફિર પહૂના આયા, કોઈ મંગળ થાલ!'

પોતાને આંગણે આવેલા મોંઘેરા મહેમાનના સ્વાગત માટે તત્પર બન્યા. અંદરની આધ્યાત્મિક વૃત્તિએ એ તક ઝડપી લીધી. વકીલ મટી શિક્ષક થયા.

દક્ષિણામૂર્તિમાં જોડાયા ત્યારે મદદનીશ ગૃહપતિ હતા. તેમાંથી વિનયમંદિરના પ્રયોગકાર આચાર્ય બન્યા. કશી પૂર્વયોજના ન હતી; પણ કોઈ અગમ્ય એવી આંતરપ્રેરણાથી તેઓ જીવનમાં આગળ વધી રહ્યા હતા. કાર્ય એ કેવળ સાધન હતું. સાધનનો ઉપયોગ પોતાની આંતરસૂઝથી કરતા. એટલે તેઓ જ્યાં જતા ત્યાં નવી ભાત પાડતા. જે કામ હાથમાં લેતા તેમાં તેઓ સફળ થતા.

ગિજુભાઈના જીવનસાથી શ્રી હરભાઈના શબ્દોમાં કહીએ તો "ગિજુભાઈ એક જિનિયસ હતા. તેમની આંતરસૂઝ જબરી હતી. શિક્ષણના ક્ષેત્રમાં તેઓ પડચા એટલે તેમની એ શક્તિનું મૂલ્યાંકન જોઈએ તેવું ન થયું. બાકી, રાજકીય ક્ષેત્રમાં હોત તો એ પોતાની આંતરસૂઝથી મહાન વિભૂતિ ગણાયા હોત."

અને એ વાત કેટલી બધી સાચી છે! બાલમંદિરનો પ્રયોગ શરૂ થતાં જ ગિજુભાઈની એ આંતરસૂઝ સોળે કળાએ ખીલી નીકળી. તેમનામાં બેઠેલો વિજ્ઞાન પુરુષ જાગી ઊઠચો. દરેક વિચારને, દરેક કાર્યને, દરેક સંવેદનને તેઓ વૈજ્ઞાનિક દૃષ્ટિએ નિહાળવા ને ચકાસવા લાગ્યા અને તેમાંથી માર્ગ કાઢવા લાગ્યા.

યુરોપના ઇટાલિ જેવા આગળ પડતા દેશમાં, શરીરવિજ્ઞાન, મનોવિજ્ઞાન અને વૈદ્યવિદ્યાવિજ્ઞાનમાં નિષ્ણાત મેડમ મોન્ટીસોરીએ કરેલા પ્રયોગ સાથે ગિજુભાઈના પ્રયોગની સરખામણી કરતાં આપણને તેનું રહસ્ય અને ગાંભીર્ય સમજાય છે. કયાં યુરોપનું વાતાવરણ અને કયાં આપણા દેશનું એ સમયનું વાતાવરણ.

ગિજુભાઈએ વિલાયતનું ઝાડવું ય જોયું ન હતું. મહાવિદ્યાલયને પહેલે પગથિયેથી પાછા વળ્યા હતા. આફ્રિકામાં કારકુની કરેલી; વકીલાત પણ દેશી ઢબે ચલાવતા. છતાં, તેમની અંદરની સૂઝ જબરી હતી.

'क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे।'

એમની અંદરનું સત્ત્વ જોરાવર હતું. તેઓ નાનામાં નાની વસ્તુને આરપાર જોઈ લેતા. દરેક વસ્તુને જોવાની તેમની એક અનોખી ઢબ હતી તેનો ઉકેલ શોધવાની જુદી જ પદ્ધતિ હતી અને તે વૈજ્ઞાનિક હતી.

મોદીના મકાનમાં તેમણે પ્રથમ પ્રયોગ શરૂ કર્યો. બાળકોને જુદી દૃષ્ટિએ નિહાળ્યાં. ધાર્યા કરતાં જુદી જ પરિસ્થિતિ ઊભી થઈ. ગિજુભાઈની આપસૂઝમાંથી ઉકેલ નીકળ્યો. એ વૈજ્ઞાનિક હતો. લોકમત અને લોકવાર્તાઃ બાલશિક્ષણમાં એનું ચોક્કસ સ્થાન અનાદિ કાળથી નક્કી થયેલું હતું; ગિજુભાઈએ શાસ્ત્ર રચીને તેની વૈજ્ઞાનિક ભૂમિકા સિદ્ધ કરી આપી.

ગિજુભાઈના સમગ્ર જીવન ઉપર નજર ફેંકતાં આપણને એક મહાકવિની ઉક્તિની યાદ આવે છે:

'ऋषीणां पुनराद्यानां वाचमर्थोऽनुधावति।'

ગિજુભાઈને જે પદ્ધતિ સૂઝતી તે વૈજ્ઞાનિક ઠરતી; તેનું તેઓ પોતે શાસ્ત્ર રચતા.

મોદીના મકાનમાં દવાખાનામાં કેટલાએક પ્રયોગો કર્યા. આખરે તપ ફળ્યું અને એક સિદ્ધિ પ્રાપ્ત થઈ.

બાલપુષ્પોને ખીલવા, વિકસવા અને વિહરવા ઉપવન સમું સ્થાન મળ્યું. એવું જ હવાઉજાસ ને સાધનસગવડવાળું મકાન મળ્યું. બાલપ્રેમથી આકર્ષાઈને આવેલાં મનગમતાં સાથીદારો મળ્યાં.

ટેકરીને શિખરે ઊભા થયેલા બાલમંદિરમાં બાલદેવની ઉપાસના શરૂ થઈ. ગિજુભાઈ એક આદર્શ બાલશિક્ષક તરીકે નૂતન બાલશિક્ષણનો પ્રયોગ કરવા લાગ્યા.

બાલમંદિરના ઊંચા પગથાર પર ઊભેલા ગિજુભાઈએ ટેકરી પર પતંગિયાં પેઠે ઊડતાં આવતાં બાળકોને હેતથી આવકાર્યાં. બે હાથ જોડી, નમ્રતા અને પ્રેમપૂર્વક સામસામાં નમસ્કારવિધિ થાય. ગિજુભાઈ બધાના હાથ, નખ, આંખ, કાન, વાળ, દાંત તપાસે. ઓરડામાં ગિજુભાઈ સામે બાળકો હારબંધ ગોઠવાય અને ઘરની વાતો ચાલે. એક એક બાળકના અંતરમાં ગિજુભાઈ ડોકિયું કરે. બાળકો સાથેના સામાન્ય પ્રશ્નોના સામાન્ય જવાબોમાંથી ગિજુભાઈના અંતરમાં અસામાન્ય સંવેદન જાગી ઊઠે. દરેક બાળકની વિકાસ ભૂમિનો ગિજુભાઈ તાગ મેળવે અને ત્યાંથી તેને આગળ વધવાના માર્ગો વિચારે. વહાલસોઈ માતાની પેઠે ગિજુભાઈ અધૂરાં ને અણવિકસ્યાં, દુભાયેલાં ને તરછોડાયેલાં, ચિમળાયેલાં ને કરમાયેલાં બાળકોને પોતાની સોડમાં લે અને તેને ખબર પણ ન પડે તેવી રીતે તેની બિડાયેલી આંતર કળીઓને વિકસાવવાનો માર્ગ મોકળો કરે. ગિજુભાઈ વાતચીતમાં એવા લડે કે સૌનાં હૈયાં એમની આગળ આપમેળે ઊઘડી જાય. બાળકોનાં અંતરમાં પ્રવેશવાની ગિજુભાઈની રીત જીવનવિજ્ઞાનના જાણકારની સાચી રીત હતી. મનોવૈજ્ઞાનિકની શાસ્ત્રશુદ્ધ દૃષ્ટિ ગિજુભાઈને ઊંડા આત્મમંથન અને આત્મવિચારમાંથી પ્રાપ્ત થઈ હતી. શિક્ષણશાસ્ત્ર તેમને ટેકો ને પ્રોત્સાહન આપતું હતું. ઉઘાડા પુસ્તકસમાં પ્રત્યક્ષ બાળકો તેમની શ્રદ્ધાને દૃઢ કરતાં હતાં.

સંગીતના ઓરડામાં બાળકો કીડીઓની પેઠે હારબંધ ગોઠવાઈ જાય. સામે સંગીતશાસ્ત્રી ચુનીભાઈ દિલરૂબા લઈને બેસે; એક બાજુ તાબલચી અને બીજી બાજુ ગિજુભાઈ. વાતાવરણ શાંત, સ્વસ્થ, નીરવ.

ગિજુભાઈ ટટ્ટાર બેસે; હાથ બન્ને ઘૂંટણ પર મૂકે એટલે બાળકો પણ ટટ્ટાર અને હાથ ઘૂંટણ પર. 'गुरोस्तु मौनं व्याख्यानम्।'

અને ગિજુભાઈ ગીત શરૂ કરે.

'બિલ્લી વાઘ તણી માસી, જોઈને ઉંદર જાય નાસી...' હાવભાવ સામે બાળકો નીરખ્યા રહે. ગિજુભાઈની આંખો, ચહેરો, હાથ, પગ બધું જાણે ગીત સાથે એકાકાર થઈ જાય. અને પછી બાળકો પણ તેમાં ભળે.

પછી તો બાળકોનો વારો; ચુનીભાઈ અને મોંઘીબેનનો વારો; છેવટે 'ગિજુભાઈ હોડો.' બાળકોની માગણી શરૂ થાય. બાળારાજાનો હુકમ માથે ચડાવી ગિજુભાઈ હોડાનું ગીત ચલાવે.

'વા વા હોડો કેવો મીઠો મીઠો લાગે,
મન ભાવે, મસ્ત બનાવે......'

ગિજુભાઈ અને બાળકો મસ્ત બની જાય. ગાનાર અને સાંભળનારનો ભેદ ભુંસાઈ જાય. પછી કૂચ. ગિજુભાઈ એક દાંડિયો ખંભે મૂકી આગળ ચાલે, પગ પછાડતા જાય ને ગવડાવતા જાય—

'ચાલો સૌએ રણમેદાન, ભારતના સંતાન,
શૂરા સાથી, જુસ્સાથી, છોડાવો હિંદુસ્તાન!'

અને પછી

'રંગીલા ઉમંગી સિપાઈ, નાનડિયા અમે સૌ ભાઈ.'

લાકડાની તલવારે લડાઈ ચાલે.' ગિજુભાઈ જાણે ઊંચાઈમાં પણ બાળક જેવડા બની જાય.

'સંગીત ખલ્લાસ ' કહેતાં તો ટપોટપ લાકડીઓ મૂકીને બાળકો યંત્રની પેઠે પોતપોતાના રમતના ઓરડામાં પહોંચી જાય.

સાધનના ઓરડામાં ગિજુભાઈનું સ્વરૂપ અશોકવાટિકાના હનુમાનજી જેવું અતિ સૂક્ષ્મ બની જાય. ગિજુભાઈ ધીમે પગલે ચાલી

બાલમંદિરમાં બાળકો વચ્ચે



આસન લાવે, આસન પાથરે, સાધન લાવી મૂકે, સાધન વાપરે, બાળકોને તેમ કરવા પ્રેરે અને પોતે અવલોકન કરે; દરેક ક્રિયામાં જાણે ગિજુભાઈ ઓરડામાં હાજર જ નથી એમ ભાસ થાય. મોટી મૂછોવાળા, ગંભીર ચહેરાવાળા, ભારે જ્ઞાનથી ભરેલા ગિજુભાઈ જાણે છે જ નહિ; ઓરડામાં બાળકો જ મુખ્ય છે. બાળકોના વ્યક્તિત્વ પાછળ લુપ્ત થવાની ગિજુભાઈ કળા અદ્દભુત હતી, અપૂર્વ હતી.

ઇંદ્રિયવિકાસ, ભાષા, ગણિત વગેરે દરેક બાબતમાં વૈજ્ઞાનિક ઢબે ગિજુભાઈના પ્રયોગ શરૂ થયા. જૂની ધૂળી નિશાળમાં ચિમળાતાં કુમળાં બાળકોનું સર્વાંગી શિક્ષણ ગિજુભાઈ જેવા કુશળ શિક્ષકના હાથે થવા લાગ્યું અને બાલશિક્ષણની એક નવી જ દિશા ખૂલી.

સાધનના ઓરડામાં બાળકોને જાણે રમતના ખંડમાં હોય તેવો જ ભાસ થતો. સાધનોની રમતમાં શિક્ષણ ઓતપ્રોત બની જતું.

અને વાર્તામાં ? વાર્તાનાં પાત્રો ઊપસતાં આવે તેમ વાર્તા મુખ્ય બને. પાત્રો બાળકોની સામે ખડાં થાય. ગિજુભાઈ હાવભાવથી, શબ્દરચનાથી પાત્રોને એવાં સજીવ બનાવી દે કે દરેક બાળક એ પાત્રનું નાટક ભજવતું થઈ જાય. ગિજુભાઈ અને બાળકોની જગ્યાએ વાર્તાનું નાટક ભજવાતું લાગે. વાર્તા પૂરી થાય પછી જ બાળકોને ગિજુભાઈ દેખાય, ગિજુભાઈ ને બાળકો દેખાય !

અને ખરેખરું નાટક થાય ત્યારે ?

દર રવિવારે બાલમંદિર ઉપર રંગભૂમિનો પડદો પડે. ગિજુભાઈએ બાલનાટકોની રંગભૂમિ રચીને બાલશિક્ષણની દુનિયામાં એક નવીન ભાત પાડી છે. બાળકોનાં નાટકો, બાળકો માટે નાટકો, બાલમંદિરમાં નાટકો, અને નાનામોટાં સૌ ભજવી બતાવે. આ બધી જ વસ્તુ એ જમાનામાં નવીન હતી, અજાણી હતી. એટલું જ નહિ, આસમાનનાં પુષ્પો સમાન અશક્ય હતી. ગિજુભાઈએ પોતાની આપ-

સૂઝથી, વૈજ્ઞાનિક ઢબે બાલનાટકો રચ્યાં, તેના શણગાર સજ્યા, અને જાતે રંગભૂમિ ઉપર ઊતરીને આકાશનાં ફૂલ પૃથ્વી પર લાવી બતાવ્યાં.

એ બાલરંગભૂમિનો શણગાર? માત્ર એકબે છબીઓ, ફૂલદાની, લીલો પડદો, સાદી રંગભૂમિ અને રોજિંદી વપરાશની ચીજોમાંથી કરેલું વેશપરિધાન. બાલમંદિરનાં બાળકો, અધ્યાપકો અને કોઈ વાર મહેમાનોથી ખીચોખીચ ભરેલો ઓરડો. ગિજુભાઈ નાટ્યપ્રયોગમાં ઊતરે. મંજરાનો અવાજ અને ખર્ર્ર્ર્ પડદો ખેંચાય.

પિંડી સુધી પહોંચતી લૂંગી, કાબરચીતરો હાફકોટ, ભેટમાં દાંડિયા ને દાંતિયાના જમૈયા, માથે ચટાપટાવાળો સાફો, ચાઉસ વલીમામદ જાનનો વળાવિયો બનીને જાય. ઘૂઘરિયાળી વેલોના ધમકાર દૂર સંભળાય છે; પોતે જરા પાછળ રહી ગયો છે. મન સાથે થવા દોડે છે પણ પગ કહ્યું કરતા નથી. ચાઉસ ઘણું ઘણું સમજાવે પણ પગ માનતા નથી. આખરે ચાઉસ કટાર કાઢે, પગ સામે ઉગામીને બોલેઃ 'ઘી ખાયા, ગુડ ખાયા, ઔર સાલે ચલતે ક્યું નહીં?'

નકલ ચાઉસ અસલ રૂપે દેખાય અને પિંડીમાં છરાની અણી પેસે તે પહેલાં મંજીરાં વાગે ને પડદો ખેંચાયઃ ખર્ર્ર્ર્!

ગિજુભાઈ કૂદીને રંગભૂમિમાંથી પાછલા ઓરડામાં જાય, અને બાળકોનાં હાસ્ય અને તાળીઓના અવાજથી ઓરડો ગાજી ઊઠે.

એવી જ રીતે દલા તરવાડી, મિયાં ફુસકી, સસાભાઈ સાંકળિયા, બાપા કાગડો, એમ નાટ્યપ્રયોગો ભજવાય. હાસ્યના ફુવારા વચ્ચે, આનંદસાગરની લહરીઓ વચ્ચે ગિજુભાઈ બાળકો ઉપર થતી નાટ્યપ્રયોગોની સૂક્ષ્મ અસરો ઝીલતા જાય અને તેમાંથી અવનવા પ્રયોગો ઉપજાવતા જાય. ઘરગથ્થુ વેશપરિધાનથી, બાલસહજ નાટકોમાં આબાદ પાત્રો ભજવતા, દરેક અભિનયમાં સમરસ બનતા છતાં નિર્લેપ રહી તેની સૂક્ષ્મ અસરો ઝીલતા ગિજુભાઈ એક મહાન પ્રયોગકાર તરીકે

આજે ય નજરે તરે છે.

નાસ્તો-ઉપાહાર એ શરીરની ભૂખ ભાંગવાનું સાધન માત્ર નથી પણ એક સામાજિક સંસ્કાર છે, એ બાલમંદિરના નાસ્તાના પ્રયોગે આજની દુનિયા જાણીતી થઈ છે. ગિજુભાઈએ નાસ્તાને વખતે જાતજાતની ઉપપ્રવૃત્તિઓ શોધી કાઢી. સામાજિક તાલીમની દૃષ્ટિએ એક આર્યસંસ્કાર તરીકે તેમણે બાળકો ઉપર પ્રયોગો આદર્યા. બાલમંદિરનાં બે ફેફસાં જેવાં બન્ને બાજુનાં ભંડક ધ્યાનની રમત તથા નાસ્તાના શાંત એકાન્ત ખંડ તરીકે વપરાતા. ગિજુભાઈ ધ્યાનમાં અને નાસ્તામાં મૂક પ્રયોગકાર તરીકે બાળકો વચ્ચે રોજ રોજ રજૂ થતા અને તેમની અજબ જેવી હૈયાઉકલતથી નવા નવા કિમિયા કાઢતા. તેમાં બાળકોનો આનંદ અને વિકાસ હતો, અધ્યાપકોનું શિક્ષણ હતું.

ઢળે પહોરે બાલમંદિરના બાગમાં નાની પાવડીઓ, નાની કોદાળીઓ, નાની ડોલ ને નાનકડી ઝારીઓ સાથે બાળકો કામ કરતાં. ગિજુભાઈ કુશળ માળીની પેઠે બેવડા બાગવાન બની જતા. ફૂલછોડને ફૂટતા કોંટા અને ઊઘડતી કળીઓ નિહાળતાં બાળકો સામે ગિજુભાઈ નીરખી રહેતા. પુષ્પકળી અને બાલડૈયાના વિકાસને નીરખી તેઓ હરખાતા. બન્ને બાગ માટે તેઓ સરખી કાળજી લેતા; બલકે બાલપુષ્પોને ખીલવા અને બાલપતંગોને વિહરવા તેમણે બાલમંદિરનો બાગ નિર્માણ કર્યો હતો.

સાંજે ઘેર જવા માટે ગાડીઓ આવે અને મંજીરાં વાગે. ગિજુભાઈ ઊંચા પગથારે ઊભા રહે. જે જગ્યાએ સવારે આવકાર આપ્યો તે જ સ્થળે, તેવા જ ભાવથી ગિજુભાઈ બાળકોને વિદાય આપે. 'નમસ્કાર ગિજુભાઈ' 'ગિજુભાઈ નમસ્કાર'ના અવાજ સાથે નાનકડા હાથ જોડાય અને નાનાં બાલમસ્તક નમી રહે. સામા ગિજુભાઈ હાથ જોડી નમસ્કાર ઝીલે અને વિદાય આપે. એ દૃશ્ય રોજનું હતાં.

ભાવગમ્ય, હૃદયંગમ બને. સરજનહારના સંસારની ઘટમાળની પેઠે એ દશ્ય ચિરંતન અને વિયોગની કરુણતાભર્યું છતાં સંયોગની પૂર્વભૂમિકા રૂપ રમણીય અને આશ્વાસક બને. ગિજુભાઈ બાળકોને વળાવી બાલમંદિરની ઓસરીમાં સહકાર્યકરો સાથે બેસે. આખા દિવસના કામનો, બાળકોનાં અવલોકનનો તાળો મેળવે, પોતાના અને સાથીઓના અનુભવોની આપલે કરે, તેનું તારણ કાઢે અને બીજા દિવસની પૂર્વતૈયારીની યોજના ઘડે. બાળકોનાં સામાન્ય લાગતાં હલનચલન, ક્રિયાપ્રક્રિયાને સૂક્ષ્મ રીતે છણે, તેનું પ્રથક્કરણ કરે, અને તેને આગળ લેવાના ઉપાયો શોધે. કોઈ રસાયણશાસ્ત્રી રસાયણનાં મિશ્રણનું અવલોકન કરે, તેનાં પરિણામો તપાસે, પ્રયોગની સફળતા માટે જુદાં જુદાં મિશ્રણો તૈયાર કરે, તેમ તેવી જ સંશોધનવૃત્તિથી, સંશોધકની વૈજ્ઞાનિક દૃષ્ટિથી ગિજુભાઈ નૂતન બાલશિક્ષણનો પ્રયોગ બાલમંદિરની ટેકરી પર કરી રહ્યા હતા.

ઉપલક રીતે જોનારને ગિજુભાઈ હાસ્યવિનોદ કરતા, ગેલ કરતા લાગે; પણ ગિજુભાઈને મન એ એક જીવનની સાધના હતી. તેમને બાળકો પ્રત્યે જોવાની શિક્ષકો અને માબાપોની દૃષ્ટિ બદલાવવી હતી. બાલજીવન તરફ સૌમાં પ્રેમ અને સહાનુભૂતિ પ્રગટાવવાં હતાં. બાલવિકાસને રૂંધનારી દીવાલો તેમને ભેદવી હતી. શ્રી જુગતરામભાઈ દવેના શબ્દોમાં કહીએ તો 'એ વિચાર તેમની પ્રત્યેક ક્રિયામાં અને શબ્દમાં હાજર હતો. તેથી તેમના મુખમાં હોકાતું ગીત ઉપનિષદના કાવ્યસમું બની જતું અને ચુપડકથી રાજા કોઈ રામાયણમહાભારતની કથા સમો બની જતો.'

ગિજુભાઈના એ અદ્ભુત પ્રયોગનાં પરિણામો જોવા ને જાણવા ગુજરાત ઉત્સુક બન્યું.

# ૧૪

## જીવન-અધ્યાપનમંદિર

ગિજુભાઈના બાલશિક્ષણના પ્રયોગોની વાતો ગુજરાતને સીમાડે પહોંચી. ગુજરાતભરમાં એનો પડઘો પડ્યો. ગિજુભાઈના હૃદયમાં ગુજરાતનાં બાળકોની માંગનો પ્રતિશબ્દ ઊઠ્યો. તેમના મનઃચક્ષુ સમીપ સમસ્ત ગુજરાતનાં લાખો બાળકો તરવા લાગ્યાં. પોતે જે પચાસ બાળકો ઉપર પ્રયોગ કરી રહ્યા હતા તેને ગુજરાતવ્યાપી બનાવવાની અંતરેચ્છા ગિજુભાઈના દિલમાં જાગી. નૂતન બાલશિક્ષણનો પ્રયોગ વ્યાપક બને અને તેનો લાભ હજારો બાળકોને મળે એવી ઇચ્છામાંથી ગિજુભાઈને અધ્યાપનમંદિરનો વિચાર સ્ફૂર્યો.

આફ્રિકાથી દેશમાં આવવાનો અને વકીલાતમાંથી દક્ષિણામૂર્તિમાં આવવાના વિચાર જેવો જ એ સહજ અને સ્વાભાવિક હતો. ગંગોત્રીમાંથી નીકળેલું પાવનકારી ભાગરથીનું સ્રોત હરદ્વાર પાસે આવતાં માર્ગે માર્ગે, વ્યાપક થવા ચાહે, તેમ ગિજુભાઈનો પ્રયોગ વિશાળ ક્ષેત્ર માગી રહ્યો હતો. અને સામેથી ગુજરાતની એ વિચારને ઝીલવાની એટલી જ તમન્ના હતી.

ગિજુભાઈએ અધ્યાપનમંદિરનો વિચાર શ્રી નાનાભાઈ પાસે મૂક્યો; શ્રી નાનાભાઈએ વિદ્યાસભા સમક્ષ મૂક્યો અને તે સર્વાનુમતે પસાર થયો. રીતસરની જાહેરાત આપવામાં આવી અને તેના જવાબ-

માં ચાલીસેક જેટલાં ભાઈબહેનો અધ્યાપનમંદિરમાં તાલીમ લેવા આવી પહોંચ્યાં.

એ જમાનામાં (સને ૧૯૨૪–૨૫) રાજકોટમાં પ્રાથમિક શિક્ષણ માટેનાં બે અધ્યાપનમંદિરો–ઉંટર મેઈલ ટ્રેનિંગ કોલેજ અને બાર્ટન ફિમેઈલ ટ્રેનિંગ કોલેજ–ચાલતાં હતાં. તેના પ્રિન્સીપાલો ઉચ્ચ શિક્ષણ પામેલા પદવીધરો હતા; અધ્યાપકો પણ એવા જ વિદ્વાન હતા.

પણ ગિજુભાઈનું બાલશિક્ષણ અધ્યાપનમંદિર કોઈ બીજામાં ગોઠવાય તેમ ન હતું. . . .

ગિજુભાઈનું બાલશિક્ષણ મુખ્યત્વે જીવનશિક્ષણ હતું; તેમની શિક્ષણપદ્ધતિ જીવનપદ્ધતિ હતી, તેમનું વિજ્ઞાન જીવનવિજ્ઞાન હતું– તેથી તેમનું અધ્યાપનમંદિર પણ જીવન અધ્યાપનમંદિર બન્યું. તેની નાની એવી શરૂઆત તેમણે ગોઠડા અધ્યાપનથી કરેલી. પ્રથમ અધ્યાપનમંદિર એ તેની રીતસરની શરૂઆત હતી.

ગિજુભાઈએ આખો અભ્યાસક્રમ જીવનઘડતરની દૃષ્ટિએ ગોઠવ્યો. બાલશિક્ષણના પાયાના સિદ્ધાંતો ઉપર તેની રચના કરવામાં આવી. એ અભ્યાસક્રમ પ્રમાણે માત્ર વ્યાખ્યાનો સાંભળવાનાં ન હતાં, માત્ર નોંધો કરવાની ન હતી, માત્ર અવલોકન કરવાનું ન હતું; પણ વ્યાખ્યાનો, નોંધો અને અવલોકનો પ્રમાણે પ્રત્યક્ષ જીવન જીવવાનું હતું; એ જીવનની તાલીમ હતી. અભ્યાસક્રમમાં સંગીત અને ચિત્રકલાને અગત્યનું સ્થાન હતું; પરંતુ જીવનકલા એ પ્રથમ અને શ્રેષ્ઠ કલા મનાતી. દરેકને સમાન અગત્ય મળતી પણ કોઈ વાર ઓછ મળતો તો તે નરી શાસ્ત્રીયતા કરતાં જીવનઘડતરને વિશેષ મળતો. કારણ કે શાસ્ત્રમાંથી જીવન નીપજતું નથી, પણ જીવનમાંથી શાસ્ત્રો ઊભાં થઈ શકે છે, એવી ગિજુભાઈની માન્યતા હતી. અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓ આ વસ્તુ ગિજુભાઈનાં વ્યાખ્યાનોમાંથી નહિ

પણ તેમના પ્રત્યક્ષ જીવનમાંથી શીખતા. ગિજુભાઈનું સમગ્ર જીવન એક જમત વૈજ્ઞાનિકની ઢબે સળંગસૂત્ર, એકધારું, પાણીના નિર્મળ વહેતા ઝરણાની પેઠે વહી રહ્યું હતું. તેમાંથી વિદ્યાર્થીઓને જોઈતી પ્રેરણા મળી રહેતી.

ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી ચાલીસ જેટલાં ભાઈબહેનો પ્રથમ અધ્યાપનમંદિરમાં જોડાયાં. ગિજુભાઈ આચાર્ય, શ્રી તારાબેન ઉપાચાર્ય અને ગૃહમાતા. વહેલી સવારથી મોડી રાત સુધી અધ્યાપનમંદિર અને બાલમંદિરનાં કામોથી વાતાવરણ ગુંજવા લાગ્યું. ગિજુભાઈના જીવનકાળમાં એ દિવસો સૌથી વધારે ભર્યાભાદર્યા હતા.

વિદ્યાર્થીઓ દાખલ થવા આવે તેવા જ ગિજુભાઈ તેનું પાણી માપી લેતા. તેમની દાખલ કરવાની રીત પણ કોઈ વાર વિદ્યાર્થીની ખાસિયત જોઈને અનોખી બનતી.

સવારમાં ચાપાણી પીને ગિજુભાઈ હજામત બનાવતા હતા; તે વખતે પાલણપુરથી એક વિદ્યાર્થી આવ્યા. તેમનું લાંબું અચકન, કચ્છો મારેલું ધોતિયું, ટેડી ટોપી, અને ઊભા રહેવાની ઢબ બધું નવીન ઢબનું હતું. બારણામાં ઊભા રહી તેમણે ગિજુભાઈને સલામ કરી.

ગિજુભાઈએ પગથી માથા સુધી નજર કરીને પૂછ્યું: 'ક્યાંથી આવો છો ?'

'પાલણપુરથી. ઉમિયાશંકર જોષી.'

'કેમ, હજામત આવડે છે ?'

'મારી પોતાની આવડે છે.'

'બહોત અચ્છા! જાઓ. નાહીધોઈ, પરવારી, તારાબેનને મળો, ટેકરી ઉપર આવો.'

ભાઈ ઉમિયાશંકર નાહીધોઈ પરવારી ઉપર આવ્યા. ગિજુભાઈએ

હુકમ છોડયો: 'આ બાલમંદિરનાં બારણાં ઘસી ઘસીને સાફ કરો. બાળકોના ચંપલબૂટ ગોઠવી નાખો. બાળકો શૌચ જાય તેની નોંધ રાખો; તેમની સાફસૂફીમાં મદદ કરો. અને બાલમંદિર પૂરું થયે મારા ચંપલ સંધાવી લાવજો.'

શ્રી ઊમિયાશંકર જોષીનો અભ્યાસ શરૂ થયો.

અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓના કામની વહેંચણી કરવામાં પણ ગિજુભાઈની ઝીણી નજર કામ કરતી. દરેક વિદ્યાર્થીને જીવનની તાલીમ મળવી જોઈએ એ મુખ્ય હેતુ હતો. ભવિષ્યમાં બાલમંદિર ચલાવવામાં કે જીવનના હરકોઈ ક્ષેત્રમાં એ તાલીમનો ઉપયોગ થવો જોઈએ. કામની યાદી સામે નામાવલિ બોલાવા લાગી. એકાએક ગિજુભાઈ વચ્ચે પડયા. વિદ્યાપીઠની પદવી મેળવેલા બે ભાઈઓને પોતાના ઉચ્ચ શિક્ષણનો જરા ફાંકો હતો. કોણ જાણે કયાંથી પણ ગિજુભાઈના ધ્યાનમાં એ વસ્તુ આવી ગઈ. તેમણે બેમાંથી એકને બાલમંદિરના ઓરડામાંથી કબૂતરની ચરક સાફ કરવાનું અને બીજાને બાળકોનાં બાજરૂ ઉપર માટી નાખવાનું તથા નવા ખાડા બનાવવાનું કામ સોંપ્યું.

આથી બન્ને ભાઈઓ કોચવાયા; તેમના ચહેરા ઉપર એ ભાવ દેખાયો એટલું જ નહિ પણ એક જણથી ગિજુભાઈ સાંભળે તેમ બોલી જવાયું: 'આ તે ભણવાનું કે ગુલામી!'

તરત જ ગિજુભાઈએ સાફ શબ્દોમાં તેમને કહી દીધું: 'તમારે આ કામ ન કરવું હોય તો અહીં મારી પાસે બીજું શીખવાનું નથી. આજે રાતે જ ગાડી પકડો. હું વળાવવા આવીશ. નાનાભાઈને કહેવડાવો કે ભાતું મોકલાવે.' આ શબ્દો સાંભળતાં જ બન્ને ભાઈઓ ચૂપ થઈ ગયા. કાર્યવહેંચણી પૂરી થતાં સૌ વિખરાયા, છતાં એ બન્ને બાલમંદિરની ઓસરીમાં માનભંગની લાગણી અનુભવતા મૂંગા

થઈ બેસી રહ્યા.

થોડી વારે ગિજુભાઈ ધીમે પગલે તેમની પાસે ગયા. તેમને ખભે હાથ મૂકી બોલ્યા: 'મિત્રો! મૂંઝાઓ છો શા માટે? મને પણ તમારા દુઃખમાં ભાગીદાર ગણો. તમારા જેવા વિદ્યાર્થી ખોવા મને ગમતા હશે? આજે તો સેંકડો શિક્ષકોની જરૂર છે, ત્યાં તમારા જેવા આગુવાન ઓછા અહીં આવે છે. આ કામમાંથી તમને બાલશિક્ષકની સાચી તાલીમ આપોઆપ મળશે એવી મારી શ્રદ્ધા છે. તમારે બાલ-શિક્ષક બનતાં માતા થવું પડશે. બાપનો જ્ઞાનદીપ તમારી પાસે છે, માતાની શ્રદ્ધા નથી; તે આવા કામમાંથી મળી જશે. બાકી પુસ્તકો, વ્યાખ્યાનો, પદાર્થપાઠો બધું ય છે; તે આપણે પ્રયત્ને મેળવી પારંગત થઈ શકીએ, પણ શ્રદ્ધા વિના સર્વ ધૂળ છે...'

બસ, ગિજુભાઈના શબ્દો અને તેની પાછળ રહેલો વાત્સલ્ય-ભાવ બન્નેનાં દિલ પર ઘેરી અસર કરી ગયો. બંને ભાઈઓ રહ્યા ત્યાં સુધી હોંશભેર એવાં અનેક કાર્યો કરતા રહ્યા. એની પાછળનું સૌથી મોટું કારણ એવાં કામોમાં ગિજુભાઈ હમેશા તેમની સાથે જ રહેતા એ હતું.

હરકોઈ કામ પ્રત્યેનો ગમો-અણગમો એ માણસની કાર્યકુશળતાની આડે આવે છે, એના આંતરવિકાસને રૂંધે છે. ગિજુભાઈ એ વસ્તુ તરત પારખી લેતા. એક વાર બાલુ બાલમંદિરે એક બાળકને ઝાડો થઈ; શ્રી તારાબેન ભારતી એ જોઈ રહ્યાં હતાં. તેઓ જરા આઝાદ પ્રકૃતિનાં વિદ્યાર્થિની હતાં. ગિજુભાઈએ તરત જ તેમને હુકમ કર્યો: 'તારાબેન! એ સાફ કરી નાખો.' બાજુમાં કામ કરનાર બહેન હતાં, બીજા વિદ્યાર્થી ભાઈબહેનો હાજર હતાં, છતાં તારાબેનને જ આ કામ સોંપ્યું. ગિજુભાઈનું અનુમાન તદ્દન ખરું હતું. તારાબેને વિનય-

કહ્યું એટલે તેઓ રડવા જેવા અવાજે બોલ્યા : 'પણ ગિજુભાઈ! મને ઊલટી થઈ જાય!'

બસ, તરત જ ગિજુભાઈ સૂપડી-સાવરણી લઈ આવ્યા અને જાતે સાફ કરવા લાગ્યા. તારાબેન ઊચક મને જોઈ રહ્યાં. આખરે તેમનાથી ન રહેવાયું અને દોડીને ગિજુભાઈના હાથમાંથી સૂપડી-સાવરણી લઈ લીધાં; બરાબર સાફ કરી, નાખી આવ્યાં.

આવા બેએક પ્રસંગો બન્યા એટલે ગિજુભાઈ ગંભીર બન્યા. તેમણે એની ઉપર ઊંડું ચિંતન કર્યું. અસ્વચ્છતા એ આપણી રાષ્ટ્રીય કુટેવ છે. જાતે સફાઈકામ કરવું તેમાં સુશિક્ષિત અને સંસ્કારી મનાતાં ભાઈબહેનો સૂગાય છે, સફાઈ કામ કરનાર તરફ તુચ્છભાવ દર્શાવે છે. બાલશિક્ષણના પાયાની આ વસ્તુ છે. તે જ દિવસે સાંજે તેમણે અધ્યાપનમંદિરનાં વ્યાખ્યાન પછી સમૂહસફાઈનો કાર્યક્રમ જોડ્યો.

અધ્યાપનમંદિર અને શિક્ષકમંડળનાં ભાઈબહેનો ટોપલા, તગારાં, પાવડા, કોદાળી, સાવરણા લઈ મેદાનમાં હાજર થયાં. એકબીજાની સામે જુએ છે: કોણ વધારે કારીગર દેખાય છે? કમળાબેને સુરતી ઢબે કચ્છો બીડ્યો; મોંઘીબેને કણબણની જેમ ઓઢો વાળ્યો; હેમુભાઈએ ઘૂંટણ સુધી ધોતિયું બેવડું કરીને બન્ને કોદાળી લીધી; હરિહરભાઈએ સાફ-કરાવેલ માથા પર તગારું મૂક્યું. મુકાદમ આવી પહોંચ્યા. પંચિયાની છૂટી પાટલીનો છેડો પાછળ ખોસ્યો, તૂટેલાં ચશ્માની દાંડી સરખી કરી, હાથમાં સાવરણો લઈને બોલ્યા: 'જુઓ, સાંભળો! આપણો બાપુ છે તે આશ્રમમાં પહેલવહેલા આવનારને ભંગીકામ સોંપે છે. ભલભલા મીરની મીરાત ઉતારી નાખવાનો એ કીમિયો છે. આપણા મનમાં કુલાભિમાનનો ફાંકો છે, પૈસાનો અને પદવીનો ગર્વ છે, એ ખોટી વસ્તુ છે. જગતના સર્વ જીવો સાથે,

બાળકો સાથે પણ, એ આપણને એકતા સાધના દેતી નથી. માટે આજે આપણે સ્વેચ્છાએ ભંગી બન્યા છીએ. વળી પોતાનાં દરેક કામ જાતે કરવામાં મનુષ્યનો સર્વાંગી વિકાસ છે, એ નૂતન બાલશિક્ષણનો મૂળ સિદ્ધાંત છે. એ દૃષ્ટિએ આજનો આપણો આ કાર્યક્રમ છે. ચાલો, હોશિયાર! એક, દો, તીન...'

પૂરા એક કલાક સુધી સફાઈકામ ચાલ્યું. ફરી મુકાદમની સીટી વાગી. સૌ ટેકરી ઉપર બાલમંદિરના ચોગાનમાં હાજરી પુરાવવા આવી પહોંચ્યું. કપડાં અને મોં ધૂળથી ભર્યાં છે.

કોઈ ટાપલા ઉપર તો કોઈ તગારાં ઉપર બેઠાં.

મંત્રી ચંદ્રશંકર હાજરી પૂરવા લાગ્યા—

'હેમશંકર શામજી રાજ્યગોર;' 'ગૌરીશંકર કાશીરામ...'

એકાએક ગિજુભાઈ વચ્ચે પડ્યા. 'ઊભા રહો; એમ નહિ. હું કહું એમ લખોઃ શામલાનો હેમલો; કેહલાનો ગોરલો. પહેલું બાપનું નામ હોય. પહેલો બાપ કે દીકરો?' સૌ ચૂપ થઈ ગયા.

નવી ઢબે હાજરી ચાલી.

'પરાણિયાનો હરિયો; નાગલાનો રામલો, કલિયાની કમી.'

સૌ મીઠું મીઠું હસે છે, મરકે છે, એવામાં ચંદ્રશંકર કહેઃ 'ગિજુભાઈ! આપ લખાવો.'

'લખો, ભગલાનો ગિગલો.'

સૌ ખડખડાટ હસી પડ્યા.

'તારાબેન! આપના પિતાશ્રીનું નામ?' ચંદ્રશંકરે પૂછ્યું.

'સદાશિવ.'

ચંદ્રશંકર સંકોચ પામી જોઈ રહ્યા એટલે ગિજુભાઈ કહેઃ 'લખો, શીદીઆની તારકી.'

ફરી અટ્ટહાસ્યથી બાલમંદિરનો ફરજો ગાજી ઊઠ્યો.

હાજરી પૂરી થઈ. ગિજુભાઈ હાથમાં નાની આકડાની સોટી લઈ આગળ આવ્યા. ઇશારતથી સૌને શાંત કરી ગંભીરતાથી બોલ્યા: ' જુઓ, આપણે શ્રમજીવી વર્ગથી કેટલાં દૂર પડી ગયાં છીએ? એના જેવાં કામ કરવામાં તો નાનમ માનીએ છીએ; તેમના જેવાં નામ બોલવામાં યે હલકાઈ લાગે છે. તોછડા નામમાં શિષ્ટતા નથી, સંસ્કારિતા નથી, સ્વમાનહાનિ છે, એનો અનુભવ આપણે લીધો. એ વર્ગ સાથે ભળી જઈને, તેમને સંસ્કારી શિષ્ટ નામે બોલાવી, તેમનાં બાળકોને સ્વમાન અને સંસ્કારિતાનું શિક્ષણ આપી, એક શિક્ષક તરીકે આપણે સાચા સંસ્કારી અને સ્વમાનપ્રિય માનવી બનવાનું છે. કહેવાતા શિષ્ટ સમાજના, બુદ્ધિજીવી વર્ગના શ્રમજીવી પ્રત્યેના તુચ્છભાવના એક કટાક્ષ રૂપે આજની હાજરી હતી. એમાં રહેલો બોધપાઠ તમે ઘટનો વિનોદ બાદ કરી ગ્રહણ કરજો. જાઓ, હવે છુટ્ટી. કાલ વખતસર હાજર થજો, નહિતર ચામડાં ફાટી જશે!' આમ કહી સોટી ઓટલા પર પછાડી. ભદ્રલોકના મિથ્યાભિમાનની પેઠે તેના બે કકડા થઈ ગયા.

* * *

રોજની જેમ ગિજુભાઈ વહેલી સવારે જાગીને લખી રહ્યા છે. પશુપંખી હજી પોઢયાં છે. ચાકીસની આંખ પણ મળી ગઈ છે; અધ્યાપનમંદિરના છાત્રવાસો પણ ઊંઘે છે. એવે સમયે બાલમંદિરની અગાસીમાંથી ગિજુભાઈને કાને અવાજ સંભળાયો. મોટા પહાડી સૂરે કોઈ ગાય છે. કલમ હેઠે મૂકીને ગિજુભાઈ ઊભા થયા. ધીમે રહીને જાળી ઉઘાડી બહાર નીકળ્યા. ટેકરી ઉપર આવીને જુએ તો ચાર-પાંચ જણ બેઠા બેઠા પ્રાર્થના કરે છે.

સાબરમતી આશ્રમમાંથી ગણિતના પ્રયોગ માટે ખાસ તેડાવેલા શ્રી હરિહરભાઈ ગાઈ રહ્યા છે: "અબ તો કાના, બતલા દે તેરા પ્યારા વદન!" ગિજુભાઈ સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા. ભજન પૂરું

થયું. સૌ આંખો ઉઘાડીને જુએ તો ગિજુભાઈ!

'તમે સાંભળી ગયા ગિજુભાઈ!' હરિહરભાઈ એકદમ હસી પડીને બોલ્યા.

પણ ગિજુભાઈ મૂંગા રહ્યા. તેમના મનમાં અનેક વિચારો ચાલી રહ્યા હતા. આપસૂઝથી તેમણે નિર્ણય કરી લીધો.

'હરિહરભાઈ! કાલથી આપણે સૌ અહીં પ્રાર્થના કરશું.'

'બહુ સારું.'

'અને કાલને માટે એક ભજન તૈયાર કરજો.'

'તૈયાર જ છે.'

શ્રી હરિહરભાઈ ગણિતશાસ્ત્રી અને જ્યોતિષશાસ્ત્રી; વરસો સુધી બાપુના આશ્રમમાં રહેલા. તેઓ બાલમંદિરમાં આવ્યા. ગિજુભાઈના સહવાસે તેમની કાવ્યકલા ખીલી. તેમના જીવનમાં રસિકતા અને પ્રસન્નતા ઝળકી. નવીન કાવ્યની સરવાણીઓ ફૂટવા લાગી.

ગિજુભાઈની સૂચનાનુસાર પાટિયા ઉપર જાહેરાત ચડી ગઈ. અધ્યાપનમંદિરનું એક નવું અંગ: જીવનમંદિર; સમય: સવારના પાંચ; સ્થળ: બાલમંદિરની આગલી ઓસરી.

બીજે દિવસે સવારે ઠરાવેલા સમયે અધ્યાપનમંદિર તથા બાલમંદિરનાં મકાનોમાં રહેતા કાર્યકર્તાઓ ટેકરી ઉપર આવી પહોંચ્યાં. સવારના પાંચ વાગ્યાનો ચિત્તને પ્રસન્ન કરનારો ખુશનુમા વાયુ વાઈ રહ્યો હતો. લાંબી ઓસરીમાં પચાસેક ભાઈબહેનો હારબંધ બેસી ગયાં. તેમની આંખો ઢળેલી હતી; જગત તરફથી પાછાં વળીને મન આંતરગુહામાં પ્રવેશ્યાં હતા; સામે બેઠા હતા ગિજુભાઈ, તારાબેન અને હરિહરભાઈ.

મંજીરાનો રણકાર થયો, શાંતિમંત્ર બોલાયો, અને પછી ભજન શરૂ થયું:

'એક જ દે ચિનગારી, મહાનલ! એક જ દે ચિનગારી.'

ભજનના સ્વરોએ વાતાવરણ ભરી દીધું. ભજન પૂરું થયા પછી પણ એના પડઘા અંતરમાં ગુંજી રહ્યા. આખરે ગિજુભાઈએ નિસ્તબ્ધ શાંતિને હળવી કરતાં કહ્યું: 'આજે આપણે અધ્યાપન-મંદિરના કાર્યક્રમમાં સૌથી મહત્ત્વનું અંગ "જીવનમંદિર" ઉમેરીએ છીએ. તમે સૌ બાલશિક્ષણની તાલીમ લેવા આવ્યાં છો તેમાં સૌથી અગત્યની હૃદયની તાલીમ છે. આજના જગતમાં આપણા બાપુ પરમ આસ્તિક પુરુષ છે. ડૉ. મોન્ટીસોરી પણ મહાન આસ્તિક છે. એણે નિર્દોષ બાળકમાં ઈશ્વરનાં દર્શન કર્યાં. આપણે પણ એ બાલદેવ પ્રત્યે નમ્ર ભક્તિભાવ દાખવવાનો છે; આપણે બાળકોને પ્રભુ માની તેમની સેવામાં ધન્યતા અનુભવવાની છે. હમણાં આપણે ભજન સાંભળ્યું તે મારી બાજુમાં બેઠેલા શ્રી હરિહરભાઈએ તાજું જ બનાવેલું છે. તેઓ આપણે ત્યાં ગણિતના પ્રયોગો કરવા આવ્યા છે; તેમની પાસેથી આપણે ગણિતશાસ્ત્ર તો શીખશું જ; પણ જીવનશાસ્ત્ર વિના બીજાં શાસ્ત્રો નકામાં છે. તેમણે ગાયેલા ભજનની "એક જ ચિનગારી" આપણને લાગી જાય તો તેમનું કાવ્ય, મારું પ્રવચન અને તમારું આગમન સફળ બને.'

બે મિનિટ ગંભીર શાંતિ પ્રસરી રહી. અને પછી એ મૌનના આનંદમાં સૌ એક પછી એક ઊઠી ટેકરી પરથી નીચે ઊતર્યાં.

* * *

બાલમંદિર અને અધ્યાપનમંદિરની પ્રવૃત્તિઓ દિનપ્રતિદિન પાંગરતી ચાલી. બાળકોના જીવનમાં, વિદ્યાર્થીઓ અને શિક્ષકોના જીવનમાં, જ્યાં ને જ્યારે જે વસ્તુની જરૂર જણાઈ, ગિજુભાઈ તે ઉમેરતા ગયા. ગિજુભાઈની સૂક્ષ્મ વિજ્ઞાનદૃષ્ટિ એ જરૂરિયાત પારખી લેતી અને તેમની આંતરસૂઝ તે પૂરી કરતી. તેનાથી સમગ્ર વાતા-

વરણુ પરિપૂર્ણ અને ઉલ્લસિત બનતું.

ગિજુભાઈ દરેક વિદ્યાર્થીના અંગત જીવનની ખબર રાખતા. કોને શાની જરૂર છે તે કળી જતા અને વગર કહ્યે સમજી તેનો ઉકેલ કાઢતા. રોજ સવારે તેઓ છાત્રવાસમાં ચક્કર લગાવતા; દરેકની ખબર અંતર પૂછતા. રોજિંદી રોનમાં નીકળેલા ગિજુભાઈ દરેકની ઓરડી, ચીજવસ્તુ, તપાસતા આગળ ચાલ્યા. જેલના સુપરિન્ટેન્ડન્ટની અદાથી, એટલી જ કડકાઈથી ગિજુભાઈની તપાસ ચાલતી. એક ચીજ અ-વ્યવસ્થિત ન જોઈએ; બારીબારણાની પાછળ પણ રજ ન જોઈએ; ટીપટોપ, સુઘડ ને સ્વચ્છ જોઈએ.

આગળ ચાલતાં ગિજુભાઈ એકદમ અટકી ગયા. પોતાની ઓરડી ગોઠવી, નાહી ધોઈ તૈયાર રહેલા નામલેભાઈ બહાર નીકળે તે પહેલાં અવાજ સંભળાયો :

'ગુડ મોર્નિંગ, મિ. નામલે! કાય વગ આહે ના?'

'ગુડ મોર્નિંગ.' નામલેભાઈનો સ્વર જરા ચિંતાર્દ્ર હતો.

'શાની ચિંતા કરો છો?' ગિજુભાઈ બોલ્યા.

'ચિંતા? ના ના. અહીં શાની ચિંતા હોય?' અંદર અકસ્માત લાગેલો ધક્કો છુપાવતાં નામલે બોલ્યા.

'સારું. તમારી સત્રફીના પંચાવન રૂપિયા કાલે ભરાઈ જશે. વાંચવા લાગો. નિશ્ચંત મને કામે લાગો.' આશ્ચર્યનો એક આંચકો આપી ગિજુભાઈ બીજી ઓરડીઓ તરફ ચાલ્યા.

આપણા નૂતન બાલશિક્ષણસંઘના મહામંત્રી શ્રી. નામલેભાઈ છેક નાગપૂરથી આવ્યા હતા. તેમની ભાવના અને ઉત્સાહ ગિજુભાઈ જોઈ શકયા હતા. સાથોસાથ તેમની આર્થિક મુશ્કેલીનો ખ્યાલ ગિજુ-ભાઈને અચાનક તેમની એક ટપાલમાંથી મળી ગયો, અને ગિજુ-ભાઈએ સાવ સહજ રીતે તેનો ઉકેલ આપ્યો.

આખો દિવસ ગિજુભાઈના આ અનપેક્ષિત પગલા વિષે વિસ્મય અનુભવતા નામલેભાઈને સાંજે ગિજુભાઈએ કહ્યું: 'ચાલો, નામલે! ફરવા આવશો?'

ઝટ તૈયાર થઈ તેઓ સાથે થયા.

'કેમ, બરાબર ઓળખી ને તમારા મનની વાત?' ચાલતાં ગિજુભાઈ બોલ્યા.

'આપે કેમ જાણ્યું તેનું મને આશ્ચર્ય થાય છે. બાકી, ખરેખર છેલ્લા બેચાર દિવસથી હું બહુ અસ્થિર બની ગયો હતો. આપનો ઉપકાર હું કદી ભૂલીશ નહિ.'

'ઉપકાર કોણ કોના ઉપર કરે છે? બધું ઈશ્વરની કૃપાથી થાય છે.'

આમ અધ્યાપનમંદિર પૂરબહારમાં ચાલતું હતું ત્યારે દક્ષિણામૂર્તિ બાલમંદિરને આંગણે પ્રથમ મોન્ટીસોરી સંમેલન બોલાવવાનો વિચાર ગિજુભાઈના મનમાં ઉદ્‌ભવ્યો. બાલમંદિરનો પ્રયોગ સમસ્ત ગુજરાતનાં બાલશિક્ષણપ્રેમી ભાઈબહેનો નજરે જુએ, તેની ઉપર ચર્ચાવિચારણા કરે અને તેમાંથી નવો પ્રકાશ સાંપડે, એ હેતુથી સંમેલન ભરવાનું નક્કી કર્યું. શ્રી નાનાભાઈ, શ્રી હરભાઈ વગેરે મિત્રોએ ગિજુભાઈના એ વિચારને વધાવી લીધો. અને સંમેલનની તડામાર તૈયારીઓ ચાલવા લાગી.

## ૧૫

## બાલસાહિત્યનો પ્રશ્ન

ગિજુભાઈની સાધનાનાં પાંચ વર્ષ પૂરાં થયાં. બાલશિક્ષણનો નવ સંદેશ ગુજરાતભરમાં ગુંજવા લાગ્યો. નવી દૃષ્ટિ અને નવો પ્રકાશ ઝીલવા તત્પર એવા બાલશિક્ષણ પ્રેમીઓને ગિજુભાઈએ સાદ કર્યો. દક્ષિણામૂર્તિ બાલમંદિર ને આંગણે પ્રથમ મોન્ટીસોરી સંમેલન (નવેંબર ૧૯૨૫) ભરાયું.

શ્રી સરલાદેવી સારાભાઈ અધ્યક્ષપદે સ્થાપિત થયાં. મેડમ મોન્ટીસોરીના શિક્ષણસિદ્ધાંતોની તેમની ઊંડી સમજ, પોતાનાં બાળકોને એ પદ્ધતિ પ્રમાણે કેળવ્યાનો તેમનો પાકટ અનુભવ, અને નવા બાલયુગ પ્રત્યેની તેમની અખૂટ શ્રદ્ધાથી તેઓએ એ સ્થાન શોભાવ્યું.

નૂતન બાલશિક્ષણનો પ્રયોગ જોવા, જાણવા અને સમજવાની જિજ્ઞાસાથી સેંકડો સ્ત્રીપુરુષો દક્ષિણામૂર્તિને આંગણે એકત્ર થયાં. શ્રી નાનાભાઈએ તેમનું ભાવભર્યું સ્વાગત કર્યું. અધ્યક્ષશ્રીએ પોતાના વક્તવ્યમાં મોન્ટીસોરી સિદ્ધાંતોનો તલસ્પર્શી અભ્યાસ અને સ્વાનુભવનો નિચોડ આપ્યો. બાલમંદિરના રોજબરોજના કાર્યનો પ્રત્યક્ષ ખ્યાલ આપવામાં આવ્યો. સંમેલન એ પ્રચાર પરિષદ નહોતી તેમ નહોતું ઔપચારિક મિલન. એમાં હાજર થયેલા શિક્ષણપ્રેમીઓએ વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ નવા પ્રયોગની છણાવટ કરી. બહુ થોડાઃ

ઠરાવો કરવામાં આવ્યા. બાલશિક્ષણના કાર્યને આગળ ધપાવવા નૂતન બાલશિક્ષણ સંઘની સ્થાપના કરવામાં આવી. તેનાં પ્રમુખ શ્રી સરલા-દેવી સારાભાઈ, ઉપપ્રમુખ શ્રી નાનાભાઈ ભટ, મંત્રીઓ શ્રી ગિજુભાઈ અને શ્રી તારાબેન મોડક. સંઘના મુખપત્ર તરીકે 'શિક્ષણ-પત્રિકા' માસિક કાઢવાનું ઠરાવવામાં આવ્યું જેના તંત્રીઓ પણ શ્રી ગિજુભાઈ અને શ્રી તારાબેન નક્કી થયાં.

પણ સંમેલનની સફળતા અને સબળતા દર્શાવતું સૌથી અગત્યનું પ્રેરણાત્મક કાર્ય તો બાલસાહિત્ય સર્જનની યોજનાનું હતું. એ કાર્ય અગત્યનું હતું તેમ ભગીરથ હતું.

ગિજુભાઈએ પોતાની પાંચ વર્ષની સાધનાનો સાર આપતાં અંતરથી હલી જઈને ભારે પ્રેરક ઉદ્‌ગારો કાઢ્યા. ગિજુભાઈએ કરેલાં અસંખ્ય ઉદ્‌બોધનોમાં એ સૌથી વધુ આત્માભિમુખ અને આત્મ-તૃપ્તિ નિદર્શક હતા. બાલમંદિરની ટેકરી ઉપરથી ગિજુભાઈ કોઈ આર્ષવાણી ઉચ્ચારતા હોય, દિવ્ય સંદેશ આપતા હોય તેમ એના પડઘા બાલયુગ પ્રવર્તકોના દિલમાં ચિરકાળ પડ્યા કરશે. પાંચ વર્ષના સતત અગ્ન પ્રયોગ પછી અધિકારપૂર્વક, નમ્રતાથી છતાં દૃઢતાથી ગિજુભાઈએ જગત સમક્ષ જાહેર કર્યું કે પોતાને પ્રાપ્ત થયેલી બાલ-શિક્ષણની નવીન દૃષ્ટિ એ માત્ર શિક્ષણક્ષેત્ર પૂરતી મર્યાદિત નથી પણ માનવ જીવનનાં સર્વ ક્ષેત્રોને આવરી લેતી એક જીવન ફિલસૂફી છે. આ રહ્યા તેમના હૃદયવેધક ઉદ્‌ગારો :

"મોન્ટીસોરી પદ્ધતિ કેવળ શિક્ષણપદ્ધતિ નથી, તેમ એ કેવળ કેળવણીમાં ક્રાંતિકારક પ્રખર વિચાર નથી. એ માત્ર વૈજ્ઞાનિક દુનિયામાં નવું સત્ય નથી. એ માત્ર આર્થિક મુશ્કેલીઓનો એકસો જવાબ નથી. એ તો છે આજના રાજકારણની મૂંઝવણની ગૂંચનો સફળ ઉકેલ.

આજીવનસભ્ય, શ્રી નાનાભાઈ તથા શ્રી ગિજુભાઈના શિષ્ય-મિત્ર શ્રી ગોપાળરાવ વિદ્વાંસે એ કામ ઉપાડી લીધું. ગિજુભાઈને જોઈએ તેવા શિસ્તપ્રેમી, સિપાહી સરખા સાથી મળી ગયા. ગિજુભાઈ રાત-દિવસ જોયા વિના ધોધમાર લેખનપ્રવાહ વહેવડાવવા લાગ્યા અને એ જ્ઞાન ગંગાને શ્રી ગોપાળભાઈ નાની મોટી પુસ્તકનહેરો વાટે ગામેગામ પહોંચાડવા માંડયા.

પણ એ કામની કલ્પના આજે કેમ આવે ? સાચે જ એ ભગીરથ કામ હતું. શરૂઆતથી જ મુશ્કેલ હતું. બાળકોને અક્ષરજ્ઞાન મળ્યું, બારાક્ષરી આવડી, પણ વાંચન માટે બાળપોથી ન હતી. જે હતી તેમાં તો 'મા ચા પા. બા ભૂ પા. ભા મધ ખા.' એમ હતું. એમાંથી બાલસાહિત્યનું સર્જન કરવાનું હતું.

ગિજુભાઈએ નવું પ્રયાણ કર્યું: ચિંતન, મનન, નિદિધ્યાસન અને સર્જન. બાળકોના માનસનો અભ્યાસ અને તેમાંથી નવસર્જન. બાલપ્રેમની સાંગડીથી ગિજુભાઈનું અંતસ્તલ, આંતરહ્રદ તૂટયું ને તેમાંથી અનેક સરવાણીઓ ફૂટી નીકળી. એમાંથી બાલસાહિત્યની ગંગા વહેવા લાગી.

આ મહાન અને પવિત્ર કાર્યમાં એવા જ એક સાથી ગિજુભાઈને મળી ગયા. બાળક પા પગલી ચાલતાં શીખે ત્યારે તેને સૌ પ્રથમ 'ચાલણગાડી'નું અવલંબન મળે છે. બાલસાહિત્યના શ્રીગણેશ 'ચાલણગાડી'થી મંડાયા. એ શુભકાર્યમાં ગિજુભાઈને એમની જેવા જ મોટી મૂછોવાળા, બાળક જેવા સાદા, સરળ અને રંગીલા જોડીદાર મળી ગયાઃ આદિવાસીઓના સેવક અને કવિ શ્રી જુગતરામભાઈ દવે.

ગિજુભાઈને બાલમંદિરની કલ્પના સૂઝી; નાનાભાઈએ જમીન આપી, હીરાલાલ શેઠે મકાન બંધાવ્યું અને જુગતરામભાઈએ તેની ઉપર કાવ્યની ધજા ચડાવી:

બાલમંદિરિયું, બાલમંદિરિયું.
અમારું સુંદર સોહાય,
વહાલું મારું બાલમંદિરિયું.

ગુજરાતભરમાં બાળકોએ એ કાવ્ય ઝીલી લીધું.

ગિજુભાઈ અને જુગતરામભાઈએ મળીને 'ચાલણગાડી' ઘડી. સને ૧૯૨૦–૨૧ માં ગિજુભાઈને મળવા શ્રી જુગતરામભાઈ આવતા; તે વખતે એની રચના થઈ. નવજીવન પ્રેસમાં તેની પ્રથમ આવૃત્તિ છપાઈને બહાર પડી. એક એક પાઠના એક એક શબ્દને તેમણે બાલમનના ત્રાજવે તોળ્યો. પછી તો ગુજરાતના સમર્થ ચિત્રકાર શ્રી રવિશંકર રાવળે તેને પોતાની કલાથી શણગારી, અને એ ગાડી ઘેર ઘેર દોડવા લાગી. બાળકો હોંશે હોંશે 'ચાલણગાડી'એ ચાલવા લાગ્યાં એટલે ગિજુભાઈ અને જુગતરામભાઈએ આપી મોટીબેન. મોટીબેનની આંગળીએ વળગી બાળકો દોડતાં થયાં એટલે આવ્યા 'સુંદર પાઠો,' અને પછી આવ્યો 'ભેરુ.' છોકરાં પણ આ નવીન બાલસાહિત્ય વાંચીને ખુશ થયાં. ગુજરાતનાં બાળકોના એ 'ભેરુ' પછી તો રંગે ચડ્યા. એમણે તૈયાર કર્યું 'આંબાવાડિયું.' ફળ, ફૂલ, પશુ, પક્ષી, નદી, પર્વતઃ બસ બધું એમાં જોઈ વળો.

આમ બાલસાહિત્ય પ્રગટ થતાં ગુજરાતનું કવિહૃદય જાગ્રત થયું અને બાલસાહિત્યનું અનેકવિધ સર્જન થવા લાગ્યું.

બાલસાહિત્યમાળા, બાલસાહિત્ય ગુચ્છ અને વાટિકા, બાળવાર્તાઓ અને બાળ લોકગીત સંગ્રહ, અને કિશોરકથાઓ એમ ઢગલાબંધ સાહિત્ય રચાઈને બહાર પડવા લાગ્યું. એમાં ગિજુભાઈની અનોખી લેખનકળા ઝળકવા લાગી. ટૂંકાં ટૂંકાં વાક્યો, શબ્દના સાથિયા પુરાતા જાય, વચ્ચે ટપકાંની પેઠે વાક્ય મુકાય, ફૂલ જેવી કોમળ અને હળવી શૈલી નાના ઝરણાની પેઠે વહેતી બાળશૈલીમાં

બાળકો છબછબિયાં બોલાવવા લાગ્યાં. પાઠો અને વાર્તાઓ, પશુ, પક્ષી અને વનસ્પતિ, સૂર્યોદય અને સૂર્યાસ્ત, આભના તારા અને ચંદ્રની ચાંદની, જીવજંતુ અને પ્રાણીઓ, આડોશીપાડોશી, દેશના મહાપુરુષો, નદીઓ અને પર્વતો, શહેરો અને ગામડાં, દુનિયાનો પરિચય કરાવતી નાની મોટી દરેક વસ્તુ ઉપર ગિજુભાઈની કલમ ચાલી અને બાળકના નાના મન આગળ, નાના હાથમાં રહે એવી, તેની ઊગતી બુદ્ધિને, કુમળી લાગણીઓને વિકસાવે તેવી સેંકડો પુસ્તિકાઓ તૈયાર કરી બહાર પાડી.

જે જમાનામાં બાળકોને વાંચવા બાળપોથી વિના બીજી ચોપડી શોધવી મુશ્કેલ પડતી તેવે સમયે ગિજુભાઈએ ઘોકબંધ બાલસાહિત્ય પેદા કર્યું. શ્રી કાકાસાહેબ કાલેલકરે એ પુસ્તકો વાંચીને ગિજુભાઈને ‘બાલસાહિત્યના બ્રહ્મા’નું બિરુદ આપ્યું.

બાળકો માટે સાહિત્ય સર્જવા લાગ્યું તેની સાથોસાથ માબાપો અને શિક્ષકો માટે શિક્ષણસાહિત્ય લખવાનું શરૂ થયું.

મેડમ મોન્ટીસોરીની શિક્ષણપદ્ધતિનું ગુજરાતી ભાષામાં રૂપાંતર કરવાનું કામ કઠિન હતું. મેડમના ભાવને વફાદાર રહીને એ ભારે કામ ગિજુભાઈએ ખૂબ જહેમત ઉઠાવીને પૂર્ણ કર્યું. એના મર્મને પકડીને ગુજરાતમાં તેનું અવતરણ કરવા પાછળ ગિજુભાઈએ પોતાની વૈજ્ઞાનિક અને તલસ્પર્શી વેધક દૃષ્ટિનો પણ ગુજરાતને પરિચય આપ્યો.

‘બાલશિક્ષણ મને સમજાયું તેમ’ એ પુસ્તિકામાં ઠેરઠેર કાવ્યમય કંડિકાઓ પ્રેરક ભાષામાં લખાયેલી છે. ગમે તેવા સામાન્ય

છે. 'પ્રાથમિક શાળામાં શિક્ષણપદ્ધતિઓ' અને 'ભાષાશિક્ષણ' એ ગિજુભાઈના અનુભવનો નિચોડ આપતા વ્યવહારુ ગ્રંથો ગણાય. અને 'દિવાસ્વપ્ન'? કેવું ભવ્ય સ્વપ્ન ગિજુભાઈએ રજૂ કર્યું છે! એ સ્વપ્નના રંગે કેટલા યે બાલશિક્ષકો રંગાઈ ગયા છે, અને હજી એનો રંગ એ પુસ્તક લગાડી રહ્યું છે.

'માબાપ થવું આકરું છે' અને 'આ તે શી માથાફોડ!' એ માબાપોની બાળકો પ્રત્યેની ફરજનું ભાન કરાવનારાં અને માબાપોને ચોક્કસ માર્ગદર્શન આપતાં પુસ્તકો લખીને ગિજુભાઈએ બાળકોની ભારે વકીલાત કરી છે. બાળકોના આચારો, બાળકોની ટેવો, બાળકોના સામાજિક જીવનની તાલીમ ઉપર વસંત બાલશિક્ષણ પ્રચાર માળામાં ગિજુભાઈ અને શ્રી તારાબેને લખેલાં પુસ્તકો ઘેર ઘેર જઈને બાળકોની વાત માબાપો તથા શિક્ષકોને સમજાવવા લાગ્યાં.

'શિક્ષણપત્રિકા'ના અંકો દર માસે શાળા અને ઘરમાં બાળકોના પ્રશ્નો લઈને પહોંચી જતા. ગિજુભાઈ અને તારાબેન પોતાના નૂતન પ્રયોગની વાતો સાવ સાદી છતાં શાસ્ત્રીય ઢબે તેમાં ચર્ચતાં. દર મહિને 'શિક્ષણ પત્રિકા'ની રાહ જોવાતી.

બાલમંદિરનાં બાળકો પત્રિકાના લેખનું ઉદ્‌ભવસ્થાન. અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓ ને અધ્યાપકો તેના રવાનગીના દિવસોમાં મોડી રાત સુધી ગ્રાહકોનાં સરનામાં કરવાં અને રેપર ચોડવાનું કામ કરી એ કામને જીવંત બનાવતાં. એ રીતે કેટલાક ગ્રાહકો સાથેનો સંબંધ એક માસિક 'પત્ર' જેવો અંગત બની રહ્યો.

ગુજરાતની સેંકડો શાળાઓ, પુસ્તકાલયો અને માબાપો પાસે 'પત્રિકા' પહોંચવા લાગી.

'પત્રિકા' અને બાલસાહિત્યના પ્રચાર સાથે જ અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓની સંખ્યા ઉત્તરોત્તર દર વરસે વધવા લાગી.

ગુજરાતની ખ્યાતનામ સંસ્થાઓએ તથા કેટલાંક દેશી રજવાડાંએ બાલમંદિરો શરૂ કર્યાં. દક્ષિણમાં મુંબઈ, ઉત્તરમાં પાલણપુર, પશ્ચિમે પોરબંદર ને જામનગરમાં બાલમંદિરોની શરૂઆત થઈ ચૂકી.

ગિજુભાઈ વહેલી સવારથી મોડી રાત સુધી ઘેલા બનીને કામની પાછળ પડયા. બાલમંદિર, અધ્યાપનમંદિર, 'શિક્ષણ પત્રિકા' બાલસાહિત્ય લેખન, એમ અનેકવિધ કામમાં પોતાની જાતને તેઓ જાણે સદંતર વીસરી ગયા.

## ૧૬

## આર્ષ દ્રષ્ટા

ગિજુભાઈ પાસે 'ગોદડા અધ્યાપનમંદિર'માં બાલશિક્ષણની દીક્ષા લઈ જનાર પ્રાથમિક દીક્ષિતોમાં શ્રી વજુભાઈ દવે એક હતા. શ્રી ભોગીભાઈ ઠાકર, શ્રી સવિતાબહેન તથા શ્રી ગોવિંદભાઈ ઠાકરે અમદાવાદ શારદામંદિરમાં બાલમંદિર શરૂ કર્યું, તેમાં તેઓ જોડાયા અને પોતાના અનુભવ, જ્ઞાન અને આપસૂઝ તથા શિક્ષણની વૈજ્ઞાનિક દૃષ્ટિથી તેને નમૂનેદાર બનાવ્યું. શારદામંદિરના સંચાલકોએ બીજું મોન્ટીસોરી સંમેલન, ગુજરાતના પાટનગરમાં, તેમના બાલમંદિરને આંગણે મેળવવાનું આમંત્રણ આપ્યું હતું.

સંમેલનના પ્રમુખસ્થાને શ્રી ગિજુભાઈની વરણી કરવામાં આવી. શ્રી વજુભાઈ વગેરે મિત્રોએ સંમેલનની ભારે તૈયારીઓ કરી. સંમેલનનો પ્રધાન હેતુ ગુજરાતભરમાં બાલશિક્ષણનાં કાર્યને વેગવાન બનાવવાનો હતો; નૂતન બાલશિક્ષણ સંઘ, 'શિક્ષણપત્રિકા' અને બાલપ્રવૃત્તિઓને ઘેર ઘેર જાણીતી કરવાનો હતો. એ સંમેલનનાં અનેક કાર્યોમાંનું એક કામ નવા સમાજમાં બાળકનું સ્થાન નક્કી કરવાનું હતું. એ કાર્ય કરવાનાં ઉત્સાહી, બાલશિક્ષણપ્રેમી ભાઈબહેનો તથા અમદાવાદના નાગરિકોથી શારદામંદિરનું વિશાળ ચોગાન ઊભરાવા લાગ્યું; બાલમંદિરના શિક્ષકો ને સંચાલકો, માબાપો, પ્રયોગકારો, ને

જિજ્ઞાસુઓ સૌ કોઈ સંમેલનમાં હાજર થયા.

બાળકોના કામનું નાનકડું પણ સુંદર, સ્વયંસ્ફુરિત સર્જનનું દ્યોતક પ્રદર્શન ભરવામાં આવ્યું. શારદામંદિરે પોતાની અનોખી રીતે પૂર્વતૈયારી કરી હતી.

પણ સંમેલનના વરાયેલા પ્રમુખની પૂર્વતૈયારી કેવી હતી? ભાવનગરથી સાંજના સાડા સાત વાગે તેમને ઊપડવાનું હતું. સાંજના પાંચ સુધી બાલમંદિરમાં કામ કરી તેઓ નીચે ઊતર્યા.

સામાન પૅક કરવા લાગ્યા. બિસ્તરો તૈયાર થયો. ગિજુભાઈએ પૂછ્યું : 'કપડાં?'

શ્રી જડીબેને બે ધોતિયાં ને બે ઝભ્ભા કબાટમાંથી કાઢ્યા. ઝભ્ભા ઊજળા દૂધ જેવા પણ ચારેકોર ફાટેલા.

બચુભાઈ કહે: 'ગિજુભાઈ! આ ઝભ્ભા નહિ ચાલે. હમણાં ને હમણાં ભાઈચંદભાઈને ખાદીભંડારે મોકલો. બે ઝભ્ભા સિવડાવી સ્ટેશને મોકલાવે. ઊભાં ઊભાં દરજી તૈયાર કરી આપશે.'

ગિજુભાઈ હસીને બોલ્યા : 'એટલે એમ ને, કે હું પ્રમુખ થયો માટે નવા કરાવવા? તું જુએ છે ને કે ફાટ્યા પછી ય મારે કેટલા ચાલે છે!' આમ કહી ગિજુભાઈએ સામે ઊભેલાં શ્રી મોંઘીબેન અને પ્રેમીબેનને કહ્યું: 'લે મોઘી, પ્રેમીબેન! તમે એકેક ઝભ્ભો ઉપાડો. ટાંકા, થીગડાં, બટન જે કરવું હોય તે કરી નવા જેવા બનાવી દો.'

શ્રી મોંઘીબેને અને પ્રેમીબેને ઝભ્ભા સાંધીને સમા કર્યા. ગિજુભાઈ હાથમાં લઈને મોં મલકાવતા બોલ્યા : 'વાહ, સરસ! નવા થઈ ગયા ને શું? જો બચુ! પ્રમુખને શોભે તેવા છે ને? ખાદી થોડી ફાટી કે તુરત નાખી દેવાય છે?'

બીજે દિવસે અમદાવાદના શારદામંદિરમાં સંમેલનના વરાયેલા પ્રમુખનું ભારે દબદબાથી સ્વાગત થયું. તેમના પોશાક સામે જોવાની

કોઈને ફુરસદ નહોતી. સહુ કોઈ સામાને પોતાના કરી લેતી તેમની હેતાળ આંખો, પ્રતિભાદર્શક ભવ્ય લલાટ અને મોટી મૂછોમાં પણ ન સમાતું બાલસદશ હાસ્ય નીરખી રહ્યાં.

પ્રથમ સંમેલન કરતાં આ બીજું સંમેલન વધુ ગંભીર, વધુ સમૃદ્ધ, વધુ ઊંડાણભર્યું અને વધુ કાર્યક્ષમ નીવડયું. નૂતન બાલ-શિક્ષણના કામને વેગવાન બનાવવામાં આ સંમેલન મહત્ત્વનો સીમા-સ્તંભ બન્યું. પરસ્પરના મિલનથી, ચર્ચાવિચારણાથી, અનુભવોની આપલેથી, કામની નક્કર યોજનાથી એ સંમેલન સફળ બન્યું.

સૌથી વિશેષ પ્રેરણા અધ્યક્ષના વ્યાખ્યાનમાંથી મળી. એ અનુભવની વાણી હતી. ગિજુભાઈના જ શબ્દોમાં કહીએ તો તેમને મન આ સંમેલન એક 'તપશ્ચર્યાનો ઉત્સવ હતો, યજ્ઞકાર્ય હતું'. તેમને કશું જ નવું કહેવાનું ન હતું. એકની એક વાત ઘૂંટાવવાની હતી. પણ કોઈ પણ દ્રષ્ટા એકની એક વાત કરે છતાં તેમાં દરેક પુનરાવર્તનમાં નવીનતા હોય છે; તેમાં કાવ્યની રસિકતા, કલા અને હૃદયસ્પર્શીપણું હોય છે: અને તેથી જ તે સાંભળતાં આપણને કંટાળો આવતો નથી પણ પ્રેરણા મળે છે, શ્રદ્ધા બળવાન બને છે અને બુદ્ધિમાં સ્પષ્ટતા થાય છે.

પ્રમુખપદ માટેના આભારદર્શનમાં તેમણે પોતાના જીવનનું એ ઉજ્જ્વળ પૃષ્ઠ ફરી વાંચી સંભળાવ્યું:

"મારા જીવનમાં આ એક ભારે ઊજળો દિવસ છે. જ્યારે મેં મારા પુત્રને માટે મોન્ટીસોરીના દદ્દા, લાંબી સીડી અને પહોળી સીડી કરાવ્યાં અને હું અને મારું બાળક મોન્ટીસોરીનાં આ પ્રબોધક સાહિત્યોથી રમવા લાગ્યા, ત્યારે મને ખબર ન હતી કે ડૉ. મોન્ટીસોરીનું પુણ્યબળ મને આજે આપની સામે આ રીતે એક વખત ઊભો કરશે.

"જો મારું વકીલનું પાટિયું મેં કાયમ રાખ્યું હોત તો કદાચ આજે એકાદ ન્યાયાધીશની અદાલતમાં હું મારા એકાદ દોષી કે નિર્દોષ અસીલનો કેસ લડતો હોત. પરંતુ ડૉ. મોન્ટીસોરીના પ્રભાવભય લખાણથી મારામાં જીવન પલટો થયો, અને આજે હું આપની સમક્ષ નિર્દોષ એવાં બાળકોની વકીલાત કરવા ભાગ્યશાળી થયો છું.

"મને મળેલા આજના પ્રમુખસ્થાન માટે હું પહેલો ઉપકાર કોનો માનીશ? મારા મિત્ર ગોપાળદાસ દરબાર સાહેબે મને આપેલાં મોન્ટીસોરીનાં પુસ્તકોથી જો મારામાં ચેતનસંચાર ન થયો હોત તો? મારી આજુબાજુનાં બાળકોને માતાઓ અને પિતાઓથી તિરસ્કારાયેલાં મેં ન જોયાં હોત તો? નાનપણમાં હું જે નિશાળમાં ભણ્યો તે નિશાળની જગ્યાની અને શિક્ષકોની મલિનતા મને સાંભર્યાં ન હોત તો? અને હમેશાં મારી ભેગાં વસતાં મારાં બાળકોની મૂંગી વાણીમાંથી મને સંભળાયું ન હોત કે 'બાપુ અમે મનુષ્યો છીએ; અમને જુઓ, અમને સાંભળો, અમને ન્યાય આપો, અમને સન્માનો, અમને માતપિતાના અજ્ઞાન અને ખોટા પ્રેમમાંથી બચાવો અને અમારા સ્વાતંત્ર્ય માટે લડો.' તો? અને દક્ષિણામૂર્તિ જેવી સંસ્થાએ બાલમંદિર કાઢી આપી મને બાળકોનાં હૃદયોની નજીક આવવાની અને તેમાં મોન્ટીસોરીના સિદ્ધાંતોનો સાક્ષાત્કાર કરવાની અનુકૂળતા કરી આપી ન હોત તો? અને સારા ગુજરાતનાં બાળકોની અરજી મારા મનમાં ઊગી મને મોન્ટીસોરીનો ઝંડો ફેરવવાની ભગવાને પ્રેરણા ન કરી હોત તો? તો હું કોનો આભાર માનત? અને આ ઉપકાર માનવાની જેણે મને તક આપી છે તે શારદામંદિરનો પણ હું કઈ રીતે ઉપકાર માનત?"

આટલું આભારદર્શન કરીને ગિજુભાઈએ પોતાના પ્રત્યક્ષ અનુભવમાંથી શિક્ષકો અને માબાપોને ઉપયોગી એવી એક પછી એક

નવી પેઢીના ઉત્કર્ષમાં જગતનો ઉદ્ધાર જોનારા ક્રાંતિદર્શી પુરુષોમાં ગિજુભાઈનું સ્થાન નિશ્ચિત થઈ ચૂક્યું હતું. તેમણે આપણને ત્રીસ વર્ષ પહેલાં આગાહી કરીને કહ્યું: "નવી પેઢીને હાથમાં લો; નવી પેઢીને વ્યક્તિત્વ આપો; નવી પેઢીને પારતંત્ર્યમાંથી બચાવો. નવી પેઢીને વ્યક્તિ ને સમષ્ટિના જીવનનો મેળ સમજાવો. આ દુનિયાના ઝઘડાઓમાંથી, વેરઝેરમાંથી, લડાઈઓમાંથી, અનાથાશ્રમો અને પાગલખાનાંઓમાંથી, કોર્ટો અને કેદખાનાંઓમાંથી, ગરીબી અને વિલાસમાંથી, સત્તા અને ગુલામીમાંથી નવી પેઢીને બચાવવી હોય તો તેનું શિક્ષણ નવું કરો."

એ જમાનામાં પરદેશી બ્રિટિશ સરકાર સામે આપણી સત્યાગ્રહની લડત ચાલતી હતી. દેશી-પરદેશીના ભેદ તીવ્રતાએ પહોંચ્યા હતા. એ સમયે મોન્ટીસોરી પદ્ધતિ પરદેશી વસ્તુ લાગતી હતી. વળી તેનાં સાધનો પરદેશથી આવતાં હતાં. એ વખતે ગિજુભાઈએ બેધડકપણે કેટલીક સાફ સાફ વાતો સંભળાવી અને સાથોસાથ આપણા દેશને અનુકૂળ એવી મોન્ટીસોરી શાળાનું ચિત્ર પણ દોરી બતાવ્યું.

"આપણે મોન્ટીસોરીને હિંદુસ્તાનમાં અપનાવતાં તેને હિંદી પ્રાણથી અલંકૃત કરવાની છે. એટલે જ મોન્ટીસોરી શાળા પ્રયોગભૂમિ રહે છતાં તે હિંદુસ્તાનના છાપરા નીચે, હિંદુસ્તાનની ભોંય ઉપર, હિંદુસ્તાનના આસન ઉપર બેસશે. આપણે મોન્ટીસોરીનાં ટેબલ-ખુરશીની જગ્યાએ બાજોઠ ઉપર બાળકોને સ્વયંસ્ફુરિત ચિત્રો કાઢવા મૂકીશું. હિંદુસ્તાનનાં મોન્ટીસોરી બાળકો નાસ્તો લેશે, પણ તે ટેબલ-ખુરશી ઉપર અને જોડા પહેરીને નહિ. મોન્ટીસોરીગૃહમાં બાળકોને કલાનું વાતાવરણ આપણે આપીશું પણ આપણો ફૂલશણગાર માટીના લોટકામાં, આવળ-બાવળનાં ને લીમડાનાં પાંદડાંથી પણ થઈ શકશે.

"હિંદની મોન્ટીસોરી શાળાનાં બાળકોના હાથમાં એકતારો ને

મંજીરાં હોય; પ્લાસ્ટીસીનને બદલે સાદી કુંભારની માટીથી બાળકોના હાથ જાતજાતનાં રમકડાં બનાવતા હોય; આપણી શાળાના આંગણામાં બાળકો રાઈ, મેથી, તુલસી, મરવો, કરેણ બારમાસી વગેરે વચ્ચે ફરતાં હોય; અહીંના બાગમાં આવળ પણ હોય. છતાં આ 'દેશી' શાળામાં હાથ લૂછવા માટે ટુવાલ હોય જ હોય; પગ લૂછવા માટે પગલૂછણું વિના ચાલે જ નહિ; હાથ ધોઈને જ ખાવાનું હોય; ખાઈને કોગળા કરવાના જ હોય; વાળ ઓળીને જ ફરવાનું હોય; મળમૂત્રનો ત્યાગ કરવાનાં સ્થળો ચોક્કસ જ હોય. આ ન હોય ત્યાં મોન્ટીસોરી શાળા ન જ હોય."

ગિજુભાઈ બાલશિક્ષણના પોતાના પ્રયોગોને કૃતજ્ઞતાપૂર્વક ડો. મોન્ટીસોરીને નામે ચલાવતા હતા; પણ શ્રી કાકાસાહેબ કાલેલકરે કહ્યું છે તેમ "બાલમાનસ ઉપર એમણે ગમે તેટલી ચોપડીઓ વાંચી હશે પણ ગિજુભાઈની કળા એમની પોતાની સ્વયંભૂ હતી."

આ વસ્તુ ગિજુભાઈના શિક્ષણપ્રયોગો, તેમનાં લખાણો અને વક્તવ્યોને ઊંડાણથી તપાસતાં સાચી લાગે છે. વિશાળ પાયા ઉપર, આપણા દેશમાં ઠેર ઠેર આવા પ્રયોગો થાય એમ તેઓ ઇચ્છતા હતા.

"આપણે મોન્ટીસોરી પ્રયોગશાળા ઊભી કરવી પડશે જ; અને તે આપણી આબોહવામાં જ. આપણાં જ બાળકોને આપણે શાસ્ત્રીય દૃષ્ટિથી અવલોકી તેના આંકડાઓ ઉપર આપણા દેશના બાલમાનસના અભ્યાસને આપણે ચલાવવો જોઈએ. સ્વાતંત્ર્ય અને સ્વયંસ્ફૂર્તિનું વાતાવરણ (પ્રયોગભૂમિનો સ્વાભાવિક પાયો) આપણે ત્યાં પણ હોય. શાસ્ત્રીય શોધ માટે સત્યનિષ્ઠા, તાટસ્થ્ય, મતાગ્રહનો અભાવ, તેમ જ સમાજ, રૂઢિ, ધર્મચુસ્તપણું વગેરેમાથી મુક્તિ જોઈએ. અને છતાં બાલવિકાસને માપનારા અને સાથે સાથે વિકાસને સાધન રૂપ એવાં સર્વ સાધનોનું અનિવાર્ય સ્થાન આ પ્રયોગશાળા માગશે.

"આ પ્રયોગશાળા ધર્મનો, જાતિનો કે દેશનો તફાવત સ્વીકારી શકશે નહિ. હિંદુસ્તાનનાં બાળકો આજની ઘડીએ શરીર અને મનથી ક્યાં છે, અને આગળ એક પગલું શામાં છે, તેની ખોજ આ પ્રયોગશાળા હિંદુસ્તાનને માટે જ કરશે. અને સ્પેન જેમ પોતાને માટે, સ્વીટ્ઝર્લૅંડ પોતાને માટે અને આયર્લૅંડ પોતાને માટે મોન્ટીસોરી પદ્ધતિનો સાચો અર્થ કરે છે, તે જ અર્થ હિંદુસ્તાન પણ કરશે.

"આપણે આવી પ્રયોગભૂમિ સ્થળે સ્થળે સ્થાપીએ નહિ ત્યાં સુધી આપણું કામ મંદ છે."

મોન્ટીસોરી પરદેશી છે. એના જેવો જ બલકે એથી વધારે ચર્ચાસ્પદ બનેલો અને એટલો જ મહત્ત્વનો પ્રશ્ન આ પદ્ધતિ શહેરોનાં શ્રીમંત બાળકો માટે જ છે, એ હતો. એ જમાનામાં કોઈ કોઈ શ્રીમંતો પોતાને ઘેર ભારે ખર્ચાળ પરદેશી સાધન સામગ્રીથી વિભૂષિત, ભારે પગારના પરદેશી ડિગ્રીધારી નિષ્ણાતો દ્વારા પ્રયોગ કરાવતા. એ વખતે જે થોડાં બાલમંદિરો હતાં તે મુખ્યત્વે શહેરોમાં જ હતાં; શ્રીમંતો અને રાજામહારાજાઓના શોખની એ વસ્તુ ગણાતી. ભારત જે ગામડાંઓમાં વસે છે અને ગ્રામ સંસ્કૃતિથી જગતમાં ગૌરવવંતુ બન્યું છે, તેનાં લાખો ગામડાંને માટે આ પદ્ધતિનો પ્રયોગ અશક્ય છે એવી હવા એ વખતે પ્રસરેલી હતી.

આ વસ્તુ ગિજુભાઈના ધ્યાન બહાર ન હતી. તેમણે પોતાના બાલમંદિરની સામેની વાડીઓમાં ખેડૂતોનાં અને મજૂરોનાં બાળકો માટે એક બાળશાળા શરૂ કરેલી અને શ્રી તારાબેન એ ચલાવતાં. ગિજુભાઈએ મારા ઉપરના એક પત્રમાં તેનો ઉલ્લેખ ભારે હર્ષથી કરેલો: "જાણીને ખુશી થશો, કે હમણાં વાડીઓના ખેડૂતો-મજૂરોનું નાનું એવું કામ ખોલ્યું છે. એમાં ગરીબનાં બાળકોનું બાલમંદિર જુદાપાડેલું છે. શ્રી તારાબેન એને દિનપ્રતિદિન સુધારી રહ્યાં છે. અમારે તો

તમારા જેવાની જરૂર છે. તમારા જેવાથી ગરીબોમાં મોન્ટીસોરી જશે.. કેમ, કેડ કસવી છે કે?'

ગિજુભાઈની એ ભવિષ્યવાણી અક્ષરશઃ સાચી પડી. શ્રી તારાબેનના એ નાનકડા પ્રયોગમાં ગરીબનાં બાળકોનું બાલમંદિર છુપાયેલું હતું. પૂજ્ય મહાત્માજીની પ્રેરણાથી શ્રી તારાબેને બોરડીમાં ગ્રામ બાલશિક્ષા કેન્દ્રની સ્થાપના કરી (સને ૧૯૪૫-૪૬) અને તે વખતે એ પ્રયોગમાં મદદગાર થવા પોતે ગુરુદક્ષિણા રૂપે બે વર્ષ માગ્યાં. મને એ વખતે ગિજુભાઈના ઉપરના શબ્દો યાદ આવ્યા. અને બધાં કામ પડયાં મૂકી હું બોરડી જઈ પહોંચ્યો. શ્રી તારાબેનની તપશ્ચર્યાથી ગ્રામ બાલશિક્ષા કેન્દ્ર આજે ભારતવ્યાપી બાલવાડીઓનું મધ્યસ્થ કેન્દ્ર બન્યું છે. ગયે વરસે અખિલ ભારતીય ગ્રામ બાલશિક્ષા પરિષદ કાકાસાહેબ કાલેલકરના પ્રમુખપદે બોરડી પાસે કોસવાડમાં મળેલી. મુંબઈથી ૮૦ માઈલ દૂર, બોરડીથી ચાર માઈલ ઉપર કોસવાડ આવેલું છે. સામે દૂર સમુદ્ર અને પાછળ ગિરિમાળા, મનોરમ ટેકરી ઉપર કોસવાડની બાલવાડી ખીલી રહી છે. શ્રી અનુતાઈ વાઘ જેવાં આજીવનસેવિકાની સહાયથી શ્રી તારાબેન તેને આદિવાસીઓનાં બાળકોની પ્રયોગભૂમિ રૂપે ખીલવી રહ્યાં છે.

અધિવેશનની ધમાલથી સહેજ અળગાં પડીને અમે ભૂતકાળમાં ડોકિયું કર્યું. અમારાં મનઃચક્ષુ સમીપ ગિજુભાઈની મૂર્તિ રમતી હતી. શ્રી તારાબેનના મુખમાંથી સહજ ઉદ્‌ગાર સરી પડયાઃ 'ભાવનગરમાં ય ટેકરી હતી અને અહીં પણ ટેકરી છે.'

'હા, પણ થોડો ફેર છે.' મેં કહ્યું: 'એ પશ્ચિમની ટેકરી હતી; આ પૂર્વની છે.'

'એ ખરું.' એટલા શબ્દો બોલતાં તારાબેન ગળગળાં બન્યાં. મને ગિજુભાઈના શબ્દો યાદ આવ્યા. તારાબેનના એ પ્રયોગમાં છુપા--

યેલું 'બાલમંદિર' આજે નજરે જોવા મળ્યું. શ્રી જુગતરામભાઈ પોતાની બાલવાડી સાથે આવ્યા હતા. બોરડી તથા મઢીની બાલવાડીઓ અધિવેશનનું મોટું આકર્ષણ હતું, એટલું જ નહીં, અધિવેશનમાં આવેલા બાલશિક્ષકોના અભ્યાસનું એ મુખ્ય સ્થાન હતું. બાલવાડીના પ્રયોગકારોને એ માર્ગદર્શન આપનાર હતું.

આજથી ત્રીસ વર્ષ પહેલાં ગિજુભાઈએ આવા રાષ્ટ્રવ્યાપી પ્રયોગની કલ્પના સમગ્ર રાષ્ટ્રજીવનના ઘડતર રૂપે રજૂ કરી હતી.

"આપણે એટલે ગામડાંઓ, અને ગામડાંના શિક્ષણનો ઉકેલ એટલે રાષ્ટ્રના જીવનનો ઉકેલ. બાલજીવનના પ્રશ્નો ઉકેલવા આપણે મોન્ટીસોરીને પણ ત્યાં લઈ જઈએ. સ્વાશ્રય અને સ્વાધીનતા એ મોન્ટીસોરી પદ્ધતિનો પ્રાણ છે. એ વસ્તુ એમાં ન હોત તો આપણને એનો કશો ખપ ન પડત."

ગિજુભાઈને ભારતના ગ્રામપ્રદેશની ખૂબી અને ખામી બંનેનો ખરો ખ્યાલ હતો. તેના વિકાસ માટે કેવા શિક્ષણની આવશ્યકતા છે, તેનું આકલન કરતાં તેમણે અસંદિગ્ધ ભાષામાં કહ્યું:

"પણ ગામડું આજે શ્રમનું જીવન માગે છે. એદી જીવન, પરાવલંબી જીવન, એ જ આજે આપણા જીવનની મોટી બદી છે. ગામડું એટલા માટે લૂંટાય છે કે તે અજ્ઞાનમાં છે, વહેમના અંધકારમાં છે, બુદ્ધિની જડાઈમાં છે, અને એથી જ સૌથી વધારે આજે ગામડું ભયમાં છે...એ ગામડા માટે આપણને મોન્ટીસોરી પદ્ધતિ ફેંકી દેવા જેવી લાગત જો તે નિર્ભયતાની કેળવણી આપનારી ન હોત, સ્વાશ્રયી બનાવનારી ન હોત, નિર્મળ જ્ઞાનદાતા ન હોત, અને ગુલામીમાંથી મુક્તિ આપનારી ન હોત."

ગિજુભાઈ માત્ર ભાષણ કરીને બેસી રહેનારા પંડિત ન હતા. તેમણે શ્રી ચમનભાઈ વૈષ્ણવ સાથે મળીને મોન્ટીસોરી સાધનો દેશમાં

બનાવવાની ગંભીર ચર્ચા કરી. તેની યોજના વિચારી. શ્રી ચમનભાઈ જેવા ચિંતક અને પ્રયોગકારની દેખરેખ નીચે વઢવાણમાં મોન્ટીસોરી સાધનો બનવા લાગ્યાં. એ જમાનામાં એ એક મોટી સિદ્ધિ હતી. ગિજુભાઈના મનમાં એક વિચાર ઉદ્ભવ્યો એટલે તેને પાર પાડવા તેઓ પોતાની સર્વ બુદ્ધિશક્તિ લગાડતા. તેઓ માત્ર બાળકોના વકીલ ન હતા, પણ બાલવિકાસને રૂંધનારાં તમામ બળોની સામે જાનને જોખમે, સર્વસ્વ હોડમાં મૂકીને, અવિરત યુદ્ધ ખેડનારા એક અડગ યોદ્ધા હતા. ગુલામીની પ્રથા સામે જેહાદ જગાડનાર મહાન માનવ-સેવક અબ્રાહમ લિંકનની પેઠે બાળકોને ગુલામ બનાવનાર દરેક પરિ-બળોની સામે આકરી લડત આપવાને જાગ્રત થયેલાં માબાપો તથા શિક્ષકોને વારંવાર તેઓ અનુરોધ કરતા :

"શિક્ષકોએ અને માબાપોએ કરેલી, અને બાળકોના હક માટે થયેલી લડત ભલે ઇતિહાસમાં ન થઈ હોય, પણ આપણે તો કરીએ!"

અને એ લડત નાતજાતના ભેદ ભૂલીને; ચામડીભેદ વીસરી જઈને કેવળ માનવજાત માટે કરવાની હતી. પણ એ કોની સામે? ગિજુભાઈ તેનો જવાબ યુદ્ધની ભાષામાં કોઈ વિજ્ઞાનવીર સેનાપતિની અદાથી આદેશ કરતા હોય તેમ આપે છે—

"આ યુદ્ધ આપણે આપણી સંકુચિતતા સામે, આપણા મતાગ્રહો સામે, આપણા અજ્ઞાન સામે, આપણી પોતાની ગુલામી સામે, આપણા ભેદભાવ અને આપણી નાસ્તિકતા સામે કરીએ!"

આમ કરીને તેઓ આગળ ચાલ્યા અને સૌને પોતાની પાછળ ચાલવાનો આદેશ આપ્યો. બાલશિક્ષકોની વણઝાર તેમને કદમે કદમ મિલાવતી તેમની પાછળ પાછળ ચાલી નીકળી.

એ દૃશ્ય અદ્ભુત હતું, આહ્લાદક હતું.

## ૧૭

## બાળકોનો ઉછેર ને સંભાળ

સાંભળ્યું! આ બચુની ડોકમાં આપણે હવે સૂતરનો ત્રાગડો તો નાખીએ?' એક વાર ગિજુભાઈ જમતા હતા ત્યારે શ્રી જડીબહેને કહ્યું.

'હવે જનોઈ જ છે.' ગિજુભાઈ મૂછમાં સહેજ હસીને બોલ્યા. 'નાહકનો ખરચ! અને બચુ થોડો જ જનોઈ પહેરવાનો છે!'

'જનોઈ તો દેવી પડશે. તમે બધી વાતમાં એમ કરો ઈ નો ચાલે.' શ્રી જડીબહેન મક્કમ બન્યાં.

'ઠીક ત્યારે જનોઈ દેશું.' ગિજુભાઈએ ટૂંકું પતાવ્યું. પણ ગિજુભાઈ માટે આ સાવ અણધાર્યો સવાલ હતો. તેઓ આવી વહેવારુ બાબતોમાં સાવ બાવા જેવા હતા.

'ગિજુભાઈ! આ ધોતિયું રજા માગે છે.' એમ કોઈક કહે ત્યારે નવું મંગાવે. સને ૧૯૨૧-૨૨થી તેમણે ખાદી ધારણ કરેલી. એ જમાનામાં મોટા પનાનાં ધોતિયાં મળતાં નહિ, ત્યારે જાડાં પછેડી જેવાં, બે સાંધે કરીને છૂટી પાટલીએ પહેરતા.

'બચુ! તારા કાકાના પહેરણને કાંઠલે રૂંછડાં નીકળ્યાં છે ને વાંસે થીંગડાં ય ફાટવા આવ્યાં છે.' આમ જડીબહેન કહે ત્યારે ગિજુભાઈ પહેરણ બદલાવે.

'આ ચશ્માંના ડાંડલાને દોરો બાંધી ક્યાં સુધી ચલાવશો, ગિજુભાઈ? હવે તો નાકે હેઠાં ઊતરી જાય છે.' એમ કોઈ ટકોર કરે ત્યારે તેઓ કહે: 'બચુ! તમે કે ભાઈચંદ ગામમાં જાઓ ત્યારે જરા બદલાવી લાવજો.'

ઘર વિષે અને પોતાની જાત વિષે મૂળથી જ આવા બેદરકાર ગિજુભાઈને માથે બચુભાઈને જનોઈ આપવાનો પ્રસંગ સાવ ઓચિંતો આવી પડચો.

પણ ગિજુભાઈને વિચાર કરવાનો યે વખત ક્યાં હતો? અગર આવી સાંસારિક બાબતોમાં બહુ ઊંડા ઊતરીને વિચારવાની તેમને આદત ન હતી. તડ ને ફડ, ગિજુભાઈએ નિર્ણય કરી લીધો.

પણ કુટુંબનું યોગક્ષેમ ગિજુભાઈના આખા જીવનમાં ઈશ્વરે વહ્યું છે. બચુભાઈને જનોઈ આપવું અને વિધિપુરઃસર ધારણ કરાવવું, પણ તે સમજણપૂર્વક પહેરે એવી રીતે શ્રી કાકાસાહેબ કાલેલકરને વિનતિ કરવામાં આવી; તેમણે સહર્ષ સ્વીકારી. એમના જેવા પવિત્ર અને શાસ્ત્રોક્ત વિધિના જાણકાર ગુરુ ક્યાં મળે? યોગક્ષેમ સાચવવાનો ઈશ્વરી કોલ સાચો ઠર્યો. ગિજુભાઈને એની ફિકર હતી જ નહિ; જડીબહેનની ચિંતા દૂર થઈ.

કલામંદિરના પટાંગણમાં મંડપ રોપાયો. રંગોળી પુરાઈ. અધ્યાપનમંદિરનાં ભાઈબેનોએ શણગાર કર્યો. સગાંસંબંધી, દક્ષિણામૂર્તિના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ, અને વિશાળ મિત્રમંડળની હાજરીમાં કાકાસાહેબના પુનિત હસ્તે શુદ્ધ મંત્રોચ્ચારથી બચુભાઈને યજ્ઞોપવિત ધારણ કરાવ્યું. જડીબહેનની મનોકામના પૂર્ણ થઈ.

ગિજુભાઈ ઘરમાં ચીજવસ્તુ લાવવા કરવામાં ઉદાસીન હતા, વહેવારુ વાતોમાં અજાણ હતા, પરંતુ બાળકોની ખૂબ સંભાળ રાખતા. બચુભાઈથી માંડીને ટિકુબહેન સુધીનાં બધાં બાળકોને ગિજુભાઈએ

જ ઉછેરીને મોટાં કર્યાં છે એમ જડીબહેન પોતે ગિજુભાઈને ભાવભરી અંજલિના રૂપે કહે છે.

રાતે વાળુપાણી કરીને ગિજુભાઈ બે ય નાની બહેનોને સુવાડે. અમે અધ્યાપનમંદિરમાં હતા ત્યારે (સને ૧૯૨૫) બણુબહેન ચાર વર્ષનાં અને ટિકુબહેન એક વર્ષનાં હતાં. બણુબહેનને ખોળામાં સુવાડી ગિજુભાઈ વાર્તા કહેતા હોય અને ટિકુબહેનને હીંચકાવતા હોય. આ સુભગ દશ્ય લગભગ હંમેશનું જોવા મળતું. બણુબહેન કહે: 'ગિજુભાઈ! ઘોડિયામાં?'

ગિજુભાઈ નાક પર આંગળી મૂકી, બણુબહેનના કાનમાં કહેશે: 'અર્ધી રાતે.' બસ આટલી શરત સાથે બણુબહેન વાર્તા સાંભળતાં ઊંઘી જાય.

ગિજુભાઈ બાળકોને સુવાડી નિવાસગૃહોમાં રોજ ફરવા નીકળે. સૌના સમાચાર પૂછે. અને રોન મારી આવીને ટેબલ ઉપર પડેલા ટપાલના થોકડાને ઉપાડે. ટપાલના જવાબ લખતા જાય ને ટિકુબહેનની દોરી તાણતા જાય.

મોડી રાતે સૂતેલા ગિજુભાઈની આંખ મળી હોય ત્યાં બણુબહેન સળવળે અને 'ગિજુભાઈ' એટલો અવાજ થાય ત્યાં ગિજુભાઈ કૂતરાની પેઠે ચપળતાથી બેઠા થઈ જાય અને કરેલી શરત પ્રમાણે બણુબહેનને ઘોડિયામાં સુવાડે અને ટિકુબહેનને પોતાના પડખામાં લે. મોટે પરોઢિયે કૂકડો બોલે ત્યાં તો પાછી ગિજુભાઈની ટેબલબત્તી મોટી થાય અને કલમ ચાલવા લાગે.

સવારે જીવનમંદિરમાંથી ગિજુભાઈ ઘેર ચાપાણી માટે આવે ત્યારે બણુ–ટિકુ જાગ્યાં હોય. તેમને દાતણનો કૂચો કેમ કરવો, દાંત કેમ ઘસવા, વગેરે પાસે બેસીને ગિજુભાઈ બતાવે. ચાપાણી પાય-નવરાવે પણ ગિજુભાઈ, અને જમતી વખતે જમાડે. જમી રહે એટલે.

બબુબહેન કહેશેઃ 'ગિજુભાઈ! ચળુ કરાવો.'

અને બાલમંદિરે જાય ત્યારે ટેકરી ચડતાં ગિજુભાઈની સાથે બબુબહેન દડબડતાં આવતાં હોય. આ ક્રમ ચારે બાળકો ઉંમરલાયક થયાં ત્યાં સુધી ચાલ્યા કર્યો.

કામના ભારે બોજા વચ્ચે બાળકો ઉપર ખિજાયેલા કે તેમની સાથે ઊંચે સાદે બોલતાં ગિજુભાઈ ને કદી સાંભળ્યા નથી. એ તેમના વિશુદ્ધ બાલપ્રેમની નિશાની હતી, એ તેમની અખંડ સાધનાની સિદ્ધિ હતી.

એક વાર બચુભાઈ અને જડીબહેન માદીકરા વચ્ચે કંઈક બોલાચાલી થઈ. એમાં જડીબહેને બચુભાઈ ને થોડો મેથીપાક જમાડ્યો.

લાડમાં ઊછરેલા, માર તો શું, કદી ટૂંકારો ખાધેલો નહિ તેથી બચુભાઈને તાવ આવી ગયો.

ગિજુભાઈ સાંજે આવ્યા. સાંભળ્યું. બચુભાઈ ને શરીરે હાથ મૂક્યો. દિલમાં ભારે દૂભાયા પણ એક અક્ષર બોલ્યા નહિ. રાતે બાળકોને જમાડ્યાં; પોતે ન જમ્યા. સવારે ચા પણ ન પીધી, એટલે જડીબહેન ગંભીરતા સમજી ગયાં, થોડાં ઉગ્ર પણ બન્યાં: 'આમ છોકરાઓનું ઉપરાણું લઈને ચડાવો છો એમાં જ એ મોઢે ચડી જાય છે અને માર ખાય છે. ખરું પૂછો તો આમાં વાંક તમારો જ છે.'

ગિજુભાઈએ સાંભળી લીધું. જમ્યા વિના બાલમંદિરે ચાલ્યા ગયા.

શ્રી જડીબેને પણ ખાવાનું છોડ્યું. તેઓ ખૂબ લાગણીપ્રધાન. ગિજુભાઈ સાથે મતભેદ પડે ત્યારે બોલે, ઝઘડે; પણ મનમાં પૂરી રીતે સમજે અને ગિજુભાઈ પ્રત્યે ભારે ભાવ રાખે. ગિજુભાઈ અડગ રહ્યા. તેમણે કહ્યું: 'ત્રણ દિવસના ઉપવાસ હું કરવાનો છું, તમે નહિ જમો તો તમને પણ પ્રાયશ્ચિત્ત થશે.' અને ગિજુભાઈએ પૂરા ત્રણ દિવસના ઉપવાસ કર્યા.

'ત્યાર પછી મેં કોઈ દી કોઈ છોકરાંને હાથ અડાડ્યો નથી.' આ પુણ્યસ્મરણ કહેતાં જડીબેને કહ્યું, અને તેમની આંખમાં પાણી તર્યાં. મને ગુરુદેવ ટાગોરના કાવ્યની લીટી યાદ આવી:

'સુણી તારા મુખની વાણી, વીંટળાશે વનવનનાં પ્રાણી,
તો ય પોતાના ઘરમાં, તારાં પહાણુનાં હૈયાં ગળશે ના,
તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના.'

પોતાના સિદ્ધાંત ખાતર સહન કરીને હૈયાં પિગળાવી શકાય છે, એ જગતનો નિરપવાદ અનુભવ છે. સંત તુકારામે ગાયું છે કે:

'રાત દિવસ અમારે યુદ્ધનો પ્રસંગ,
અંદર મન (અને) બહાર જગ.'

ગિજુભાઈ બહાર અને અંદર બેવડું યુદ્ધ ખેલી રહ્યા હતા અને જય-પરાજયની પરવા કર્યા વિના ખરા ક્ષત્રિયની પેઠે પ્રબળ પુરુષાર્થની મોજ માણી રહ્યા હતા.

* * *

ગિજુભાઈએ બાળકોની કેળવણી તરફ પૂરતું ધ્યાન આપ્યું, પણ તેમના સામાજિક વ્યવહારો ઉપર મુદ્દલ લક્ષ ન આપ્યું. અને અચાનક તેઓ ચાલ્યા ગયા. જ્યાં દરેક બાળકો સારી રીતે ભણ્યાં-ગણ્યાં.

ગિજુભાઈના એકના એક પુત્ર શ્રી નરેંદ્રભાઈ શાંતિનિકેતનના ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના સ્નાતક થયા. પૂ. બાપુના અંતેવાસી જાણીતા હરિજન સેવક શ્રી છગનલાલભાઈ જોષીનાં પુત્રી શ્રી વિમુબેન સાથે રાજકોટ રાષ્ટ્રીયશાળામાં શ્રી નાનાભાઈ ભટના શુભ હસ્તે તેઓ લગ્નગ્રંથિથી જોડાયાં અને આજે શ્રી ગિજુભાઈની કર્મભૂમિમાં દક્ષિણામૂર્તિ બાલમંદિર તથા અધ્યાપનમંદિર ચલાવી રહ્યા છે.

મોટી પુત્રી શ્રી સુશીલાબેન શાંતિનિકેતનનાં કલાસ્નાતક બન્યાં.

અને ગુજરાતના આદર્શ શિક્ષક શ્રી કરુણાશંકર માસ્તરના સુપુત્ર શ્રી ચંદ્રકાન્ત સાથે જોડાયાં. આજે તેઓ બંને પૂર્વ આફ્રિકામાં કામ કરે છે.

વચેટ પુત્રી શ્રી દિવ્યાબહેન સમાજવિજ્ઞાન લઈને અમેરિકાની હાર્વર્ડ યુનિવર્સિટીનાં બી.એ. એમ.એસસી. થયાં. મોટાભાઈની દીકરીના દીકરા શ્રી મહેન્દ્રભાઈ ભટ (સૌરાષ્ટ્ર વિભાગના આરોગ્ય નિયામક) સાથે જોડાયાં અને અમેરિકા તથા રશિયાના પ્રવાસે જઈ આવ્યાં.

નાની પુત્રી શ્રી નલિનીબેન બી.એ.,ટી.ડી. થઈ નાસિકમાં કામ કરે છે અને પન્નાના માજી દીવાનના પુત્ર શ્રી પાઠકને પરણ્યાં છે.

ચારે ય બાળકોને ઘેર દીકરાદીકરીઓની લીલી વાડી છે; ખાધેપીધે સૌ સુખી છે. કુટુંબની આ હકીકત કહેતાં શ્રી જડીબહેનના મુખમાંથી સહજ ઉદ્ગાર નીકળી પડ્યા: 'એમણે ઘણાને ભણાવ્યાં, રસ્તે ચડાવ્યાં, તો આજે મારા બધાં છોકરાં સુખી છે.'

# ૧૮

## વાનરસેનાના સેનાની

સને ૧૯૩૦ના સ્વાતંત્ર્ય સંગ્રામની રણભેરી બજી. બાપુએ દાંડી-કૂચ કરી. આ વખતની લડતને આખરી યુદ્ધ જાહેર કર્યું. આખો દેશ એક છેડેથી બીજે છેડે સળંગી ઊઠ્યો. આબાલવૃદ્ધ સૌ કોઈ લડતમાં જવા તત્પર બન્યાં. વિદ્યાર્થીઓ ને શિક્ષકો, વેપારીઓ ને કારકુનો, ખેડૂતો ને કારીગરો સૌ કોઈ રણમેદાનમાં જઈ પહોંચ્યાં.

દક્ષિણામૂર્તિના નિયામક શ્રી નાનાભાઈ વીરમગામ છાવણીના સેનાપતિપદે નિયુક્ત થયા અને પકડાયા. દક્ષિણામૂર્તિ વિનયમંદિરના અધ્યાપકો ને વિદ્યાર્થીઓ લડતને મોખરે જઈ પહોંચ્યા. વાતાવરણ જોતજોતામાં જામી ગયું. બાપુ પકડાયા. ધરાસણા અને વડાલામાં સરકારે દમનદોર છૂટા મૂક્યા; દેશમાં ધરપકડો અને જુલમોની પરંપરા ચાલી.

ગિજુભાઈએ દેશના મુક્તિયજ્ઞમાં ભાગ લેવાનો નિશ્ચય કર્યો. પણ દરેક બાબતમાં ગિજુભાઈ પોતાની રીતે વિચાર કરતા તેમ આ વખતે પણ તેમણે વિચાર્યું. હું એક શિક્ષક છું, બાલશિક્ષક છું. આ સત્યાગ્રહનું યુદ્ધ છે; તેમાં એંસી વર્ષની ડોશી અને આઠ વર્ષનો બાળક પણ ભાગ લઈ શકે. બસ, ગિજુભાઈએ બાલશિક્ષક તરીકે બાલસેના ઊભી કરવાનો નિર્ણય કર્યો અને રામચંદ્રજીની વાનરસેનાએ

લંકાગઢ ઘેર્યો તેમ ગિજુભાઈએ બાલસેનાને માટે વાનરસેના શબ્દ પ્રચલિત કર્યો અને ઠેર ઠેર વાનરસેના ઊભી કરવા પોતે ચાલી નીકળ્યા. સાથે શ્રી તારાબેન અને શ્રી મોંઘીબેન પણ ગયાં. પ્રથમ તો યુદ્ધના રંગ જાણવા વડોદરા રાજ્યના નવસારી પ્રાંતમાં ગયા. બારડોલી તાલુકાના હિજરતી ખેડૂતો ત્યાં માંડવા બાંધી રહેતા હતા. ગિજુભાઈએ હિજરતી ખેડૂતોને જોયા. કાયદાભંગ કરીને જેલ જવું, મારપીટ સહન કરવી, એ પ્રમાણમાં સહેલું હતું; પણ જીવથી વધુ વહાલી જમીન, ઢોરઢાંખર, ઘરબાર છોડી પારકે પાદર ઉચાળો લઈને વસવું એ કઠણ છે! ગિજુભાઈએ એ હિજરતી ખેડૂતોની વચ્ચે રહેવાનો નિરધાર કર્યો; માંડવો બાંધી તેમની વચ્ચે રહ્યા.

ગિજુભાઈએ હિજરતી માંડવામાં પણ પોતાનું શિક્ષણકાર્ય શરૂ કર્યું. વહેલાં ઊઠી નાનાં છોકરાંને એકઠાં કરવાં, તેમને નવડાવી ધોવડાવી સાફ કરવાં, રમાડવાં, ગીત ગવડાવવાં, વાર્તાઓ કહેવી, લખતાં વાંચતાં શીખવવું, મોટેરાંઓને ભજન સંભળાવવાં અને કથાવાર્તાઓ કરવી. ગિજુભાઈના આગમનથી માંડવાના હિજરતીઓને હૂંફ મળી; તેમનામાં હિંમત આવી. રોજ સાંજ પડે ને શ્રી મોંઘીબેન પોતાની મીઠી હલક અને સુરીલા કંઠથી ભજન સંભળાવે.

"હરિને ભજતાં હજી કોઈની લાજ જતી નથી જાણી રે,
જેની સુરતા શામળિયા સાથ, વદે વેદ વાણી રે..."

સ્ત્રીપુરુષ બાળકો સૌ વીંટળાઈને બેઠાં હોય. પૂર્ણિને તીરે, ગામથી સહેજ દૂર, ખેતરના માંડવામાં મોડી રાત સુધી બારડોલીના હિજરતી ખેડૂતો ભજન સાંભળે ને પોતાનાં સુખદુઃખ વીસરી જાય.

ગિજુભાઈની મંડળી માંડવાઓમાં ફરવા નીકળે. એવી એક રળિયામણી સાંજે સાતેમથી હિજરત કરી આવેલા એક માંડવામાં તેમની મંડળી પહોંચી. સંધ્યાનો સમય હતો; આકાશમાંથી અંધારાં

જીતરતાં હતાં. આછા અજવાળામાં ગિજુભાઈ માંડવામાં ફરવા લાગ્યા.

માંડવામાં મંગાળા ઉપર રસોઈ થઈ રહી હતી. રોટલા ઘડાતા હતા, ચૂલે દાળ ચડતી હતી, બહાર ભેંસો દોવાતી હતી, માંડવામાં ફાનસનો આછો પ્રકાશ પડતો હતો.

ગિજુભાઈની મંડળીને આવેલી જાણી માંડવા બહાર સભા મળી. થોડી વારમાં તો માંડવાનાં નાનાં મોટાં દરેક હિજરતી ભાઈબહેન, બાળકો સૌ આવી પહોંચ્યાં. સામે ઊંચી બેઠક બનાવી. ગોદડાંની ગાદી બનાવી. હિજરતી બહેનોએ ગીત ઉપાડ્યું:

આજની ઘડી રળિયામણી,
મોંઘા મહેમાન આવ્યાની વધામણી હો જી રે—

પોતાનાં ઘરબાર, વાડીવજીફા છોડીને બહારવટે નીકળેલા જંગલમાં મંગળ કરી વસેલા ખેડૂતોનું સ્વાગત સ્વીકારતાં ગિજુભાઈ સ્નેહગદ્‌ગદ બન્યા. જે સીમમાં રાતે જંગલી જનાવરો ને ઝેરી પ્રાણીઓ વસતાં તે સીમ હિજરતીઓનાં યુદ્ધગીતોથી ગુંજતી જોઈ ગિજુભાઈનું હૈયું અહોભાવથી નાચી ઊઠ્યું. ગાંધીજી અને સરદારના કુશળ સમાચાર આપી, હિજરતીઓને ધન્યવાદના બે શબ્દ કહી તેમને અંતરના પ્રણામ કરી મંડળી બીજે માંડવે ચાલી.

માંડવે માંડવે આવાં સુભગ દૃશ્યો નિહાળતા ગિજુભાઈ દરરોજ હિજરતીઓને આનંદ સાથે શિક્ષણ આપતા; હિજરતનાં દુઃખો સહન કરવાનું પ્રોત્સાહન આપતા.

ગિજુભાઈની પ્રેરણાથી ગામેગામ અને શહેરેશહેર વાનરસેના અને સાવ નાનાં બાળકોની માંજરસેનાઓ રચાવા લાગી. તેઓ વાનરગીતો ગાઈને શેરીઓ ગજવતા. સુરત મુકામે ગુજરાતભરના વાનરોની એક વાનરપરિષદની યોજના થઈ અને તેમાં વડા વાનરપતિ તરીકે ગિજુભાઈની વરણી કરવામાં આવી. સાવ નાનાં માંજરો પણ

હૂકાહૂક કરીને શેરીઓ ગજવતા અને સરકારી પોલીસને તોબા પોકરાવતા. મોટા વાનરો તો સરકારના અમલદારોને કદી હાથ જ ન પડે. 'સત્યાગ્રહની લડતમાં બાળકો પણ ભાગ લઈ શકે' એવું વિધાન ગાંધીજીએ સત્યાગ્રહ શાસ્ત્રના આચાર્ય તરીકે કર્યું પણ તેને વ્યવહારમાં ગિજુભાઈએ ઉતારી બતાવ્યું. ગુજરાતના એક છેડાથી બીજા છેડા સુધી વાનરસેનાની હૂકાહૂકથી વાતાવરણ ગાજી ઊઠ્યું. માંજર સેના અને વાનરસેના વહેલી સવારે પ્રભાતફેરી કાઢે, સભાની જાહેરાત કરે, સરઘસમાં મોખરે ચાલે, દારૂનાં પીઠાં અને કાપડની દુકાનોએ દુકાનદારો તથા પોલીસને તોબા પોકરાવે. કદી કોઈના હાથમાં ન આવે. કામાચારૂ અને શિયાસાંની પેઠે આજે પણ એ વાનરો ને માંજરો પોતાના વડાવાનર ગિજુભાઈને પ્રેમપૂર્વક યાદ કરે છે.

સરકારે ગિજુભાઈને કેદ કરવાનો વિચાર કર્યો. પણ તેઓ તો રામસેનાના વડાવાનર હનુમાનની પેઠે કોઈ વાર સૂર્યને પકડતા દેખાય તો કોઈ વાર અશોકવનની મક્ષિકા બની જાય. સુરતની વાનર મહાપરિષદમાં તેઓ વાનરપતિ સુગ્રીવસમા મહાકાય લાગ્યા પણ બીજે જ દિવસે નાનાં માંજરોની વચ્ચે બેસીને વાર્તા કહેતા બાલશિક્ષકના સ્વરૂપે દેખાયા. સરકારને તેમની શક્તિનો ખરો ખ્યાલ આવે તેટલામાં તો ગાંધી-ઇર્વીન સંધિ થઈ અને યુદ્ધવિરામ આવ્યો.

એટલે ગિજુભાઈ પોતાની મંડળી સાથે પાછા દક્ષિણામૂર્તિ બાલમંદિરના પોતાના સ્થાને આવીને બેસી ગયા.

પણ હજી આખરી યુદ્ધ પૂરું થયું ન હતું. ગાંધીજી ગોળમેજી પરિષદમાં વિલાયત ગયા. પાછળથી સંધિભંગની તજવીજ ચાલી. સરકારને કોઈ પણ રીતે સુલેહ તોડી લડાઈ કરવી હતી. ગિજુભાઈ સરકારની ચાલ ઓળખી ગયા. તેમણે પોતાની ઢબે દેશના સ્વાતંત્ર્ય સંગ્રામમાં ભાગ લેવાનો આગવો કીમિયો શોધી કાઢ્યો.

## ૧૯

## અક્ષરજ્ઞાન પ્રચાર અને ગ્રામ અધ્યાપનમંદિર

રાષ્ટ્રનો મુક્તિસંગ્રામ શરૂ થયો ત્યારે ગિજુભાઈએ એક શિક્ષક તરીકે તેમાં પોતાનો ફાળો શી રીતે આપવો એનો વિચાર પોતાની લાક્ષણિક ઢબે કર્યો. દક્ષિણામૂર્તિ જેવી શિક્ષણસંસ્થા સ્વાતંત્ર્ય-સંગ્રામમાં કેવી રીતે ભાગ લઈ શકે? એ વિચારમાંથી તેમને અક્ષરજ્ઞાન પ્રચારની યોજના સૂઝી. સત્યાગ્રહ જંગને સફળ બનાવવાની ચાવી લોકશિક્ષણમાં રહેલી હતી. લોકશિક્ષણનો પાયો અક્ષરજ્ઞાન. લોકમાં સાચી સમજ લાવવા તેમને વાંચતા-લખતા કરવા જોઈએ. તેમનામાં સ્વાતંત્ર્યની સાચી ભાવના પ્રગટાવવા અને તેને સ્થિર કરવા અક્ષરજ્ઞાન આવશ્યક હતું. કચડાતાં બાળકોને માબાપોના અને સમાજના અન્યાયમાંથી મુક્ત કરવા માટે પણ માબાપો સમજણાં થાય તે જરૂરી હતું. એ સમજણ આપવા માટે માબાપને વાંચતાં લખતાં કરવાં જોઈએ.

સને ૧૯૩૦નો સ્વાતંત્ર્ય સંગ્રામ શરૂ થતાં જ સૌ પ્રથમ ગિજુભાઈને આ વિચારો ઉદ્ભવ્યા. તેમના ચિંતનમાંથી અક્ષરજ્ઞાન યોજનાનો જન્મ થયો.

અક્ષરજ્ઞાનની યોજના કરવી સહેલી હતી પણ તેને માટે પાઠ્ય-પુસ્તકો તૈયાર કરવાં કઠિન હતાં. ગિજુભાઈએ આંખો મીંચીને અંતર-

માં ડોકિયું કર્યું અને પછી કલમ ચલાવી. મોટી ઉંમરના પ્રૌઢ ગ્રામજનોને નજર સામે રાખીને ગિજુભાઈએ કાગળ ઉપર અક્ષર પાડ્યા. જાણે એ અક્ષર અભણ ગામડિયાઓનાં ઉપરથી કઠણ છતાં ભીતરથી પોચાં-રસાળ હૈયામાં અંકિત થવા સરજાયા.

ક ન દ મ

કા ના દા મા

કાકા છે. દાદા છે.

ઘરનાં માણસોનાં ને પાડોશીનાં નામઠામ, રોજિંદા વપરાશની ચીજો, રોજના કામની વાતોથી, અક્ષર શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતને અનુરૂપ 'ચાલો વાંચીએ' નામની ચોપડી તૈયાર થઈ. ભણાવનાર માટે કેમ શીખવવું એની સૂચનાપોથી સાથોસાથ તૈયાર કરી.

શ્રી નાનાભાઈ, સંસ્થાના કેટલાક શિક્ષકો અને વિદ્યાર્થીઓ લડતમાં ભાગ લેવા ગયા ત્યારે ગિજુભાઈએ આ કામ ઉપાડ્યું. શ્રી નાનાભાઈની વીરમગામમાં ધરપકડ થઈ ત્યાં સુધી ચાલુ રાખ્યું.

ગિજુભાઈએ પહેલો પ્રયોગ બાલમંદિરના પગી બીજલ ઉપર કર્યો. બીજલને સામે બેસાડ્યો, પાટી પેન આપ્યાં, અને વાંચતો કર્યો. પછી અક્ષરજ્ઞાન પ્રચાર માટે નીકળી પડ્યા. ભાવનગર રાજ્યે માગી મદદ આપી. ગામડેગામડે પ્રૌઢશિક્ષણનું કામ ચાલ્યું. રાજ્યના વાહનમાં ગિજુભાઈ તળાજા અને મહુવા સુધી ઘૂમવા લાગ્યા. કેળવણી ખાતાએ પણ શિક્ષકોને આ કામમા સહાય કરવા હુકમો મોકલી આપ્યા. ગામેગામ અક્ષરજ્ઞાનની ઝુંબેશ ચાલી. ગિજુભાઈ નિરક્ષરતા સામે જંગે ચડ્યા.

અક્ષરજ્ઞાન પ્રચાર મંડળી ગામડામાં જઈને સીધી નિશાળમાં મુકામ કરે. રાજ્યના કેળવણી ખાતા તરફથી દરેક મહેતાજીને સૂચના મળી ગઈ હતી; તેઓ તેમનું સ્વાગત કરે. શાળામાં લીમડાને છાંયે

ગામના મોટેરા એકઠા મળે. ઊંચા ઓટલા પર ઘોડી માંડીને કાળું પાટિયું મુકાય. સાંજ પડચે દીવાબત્તી થાય અને પ્રૌઢશાળા ચાલે.

મોટા મૂછાળા આદમી પાટિયા સામે પલોંઠી વાળી ખોળામાં હાથ રાખી બેસી જાય અને પાટિયામાં લખેલા અક્ષરો એક ધ્યાનથી નીરખી રહે, અને ધીમે ધીમે શિક્ષકના કહેવા પ્રમાણે ઉચ્ચાર કરે.

ક ન દ મ

ગામડાંઓમાં નવીન વિચારનું મોજું ફરી વળ્યું. જાણે ભૂખ હતી ને ખાવાનું મળ્યું. કોઈ સ્વજનની રાહ જોતા હોઈએ, અને એ અચાનક સામા મળે ને જેટલો આનંદ તથા તૃપ્તિ અનુભવાય, તેવું થયું.

કરસન પટેલ ખેતરેથી જરા મોડા આવ્યા. ફળિયામાં ગાડું છોડી બળદને ગમાણે બાંધ્યા; નીરણ કરી, ઓસરીમાં ખાટલો ઢાળી બેઠા ત્યાં સામી ઓસરીએથી લખમણ ભાભાનો સાદ સંભળાયો :

'કરસન! હાલ; નિશાળે આવવું છે ને?'

'કાં? શું કામે?'

'કે' છે ભાવનગરથી મોટા માસ્તર આવ્યો છે તે કલાકમાં વાંચતાં શીખવી દે છે.'

'શીખવ્યાં એના બાપનું કપાળ!' કરસને ખાટલા પર લાંબા થતાં કહ્યું.

'તારા સમ! ખોટું બોલું?' કહી લખમણ નજીક આવ્યો. ખૂબ રસથી વાત કરવા લાગ્યો. 'ચારપાંચ જણ આવ્યાં છે. નિશાળમાં માણસ ક્યાંઈ સમાતું નથી.'

'તું જઈ આવ; હું તો થાક્યો છું.'

'હવે હાલ્ય ને! જોઈએ તો ખરા! હમણા આવતા રે'શું.' લખમણે આગ્રહ કરીને કરશનને સાથે લીધો.

લખમણ ને કરશન છેવાડે ઊભા રહ્યા. આગળ બેઠેલા એક પછી એક વાંચી બતાવે છે. શિક્ષક એક વાર, બે વાર ને ત્રણ વાર બોલાવે ત્યાં હૈયે ચડી જાય. પછી તો પટ પર વાંચવા લાગે.

'કેમ કરસન! સાચું કે નહિ?'

'માળું, આ તો નવાઇ કે'વાય!'

'તને એમ કે જાદુગરના ખેલ થતા હશે.'

'આ એક પ્રકારનું જાદુ જ ગણાય ને!'

'એક રીતે જોઈએ તો એમ જ.'

'હાલ્ય, આપણે મોઢા આગળ બેસીએ.'

'ઊભો રહે; ઘડીક જોવા દે. તું તો ભારે ઉતાવળો!'

થોડી વાર ઊભા રહ્યા પછી તો કરસનથી ન રહેવાયું. બન્ને આગળ ગયા; બેઠા. વારો આવ્યો એટલે કર્યા ઊભા અને તેમને ૫ વાંચતાં શીખવ્યું.

'૫દર દિવસ સુધી નિયમિત રીતે રોજ એક કલાક આવે તો કડકડાટ વાંચતા થઈ જાઓ.' શિક્ષકે કહ્યું.

'આવશું. આમા ક્યાં નાણાં બેસે છે.'

'હા; બે આંકડા શીખાએ એમાં લાભ છે.'

'આ તો આંધળાને આંખો આપ્યા જેટલું પુન્ય કહેવાય.'

આ રીતે સૌરાષ્ટ્ર-ગુજરાતનાં ગ્રામપ્રદેશમાં અક્ષરજ્ઞાન પ્રચારની ઝુંબેશ શરૂ થઈ. મજૂર અને ખેડૂત, રબારી ભરવાડ અને કારીગર, સ્ત્રી અને પુરુષ, વૃદ્ધ ને આધેડ સૌ કોઈ ભણવા લાગ્યાં.

'ચાલો વાંચીએ' ભણી રહ્યા ત્યા ગિજુભાઈએ બીજી ચોપડી તૈયાર કરી 'આગળ વાંચો.' મહિનાદીમાં આગળ વાંચવા માંડ્યા એટલે પછી તો બાલસાહિત્યનો ભંડાર તેમને માટે ખુલ્લો જ હતો. વાંચતાં શીખા જાય તે ઘર આગળ ફાનસ લઈને બેસે. પાટીમાં

અક્ષર માંડે. ગંભીરતાથી પોતાનું નામ લખે અને ફરી વાંચે ત્યારે તેમના આનંદનો પાર ન રહે.

અક્ષરજ્ઞાનની સાથોસાથ સ્વરાજ્યની હવા પસરવા લાગી. અનેકવિધ રચનાત્મક કાર્ય દ્વારા ગ્રામજનતામાં પ્રવેશ કરવાની મહાત્માજીની આજ્ઞા હતી. ગિજુભાઈએ અક્ષરજ્ઞાન પ્રચારને જનતામાં પ્રવેશવાનું, તેનું હાર્દ જીતવાનું એક ભારે સાધન બનાવી દીધું.

આમ અક્ષરજ્ઞાન પ્રચારનું કામ જોસભેર ચાલતું હતું તેવામાં શ્રી નાનાભાઈ પકડાયાના સમાચાર આવ્યા; દક્ષિણામૂર્તિના શિક્ષકો અને વિદ્યાર્થીઓ જેલવાસી બન્યાના અને તેમને માર પડયાના ખબર આવ્યા. એટલે ગિજુભાઈએ અક્ષરજ્ઞાન પ્રચારની ગાડી ઘડીભર થંભાવી, શાળાના શિક્ષકોને એ કામ સોંપી પોતે નવસારી જઈ પહોંચ્યા અને આપણે આગલા પ્રકરણમાં જોયું તેમ હિજરતી ભાઈબહેનોની વચ્ચે વસ્યા અને વાનરસેના ઊભી કરી.

પણ યુદ્ધવિરામ થતાં તેઓ પાછા ભાવનગર આવ્યા ત્યારે લડતમાંથી પાછા ફરેલા સૈનિકો દ્વારા પ્રૌઢ શિક્ષણનું કાર્ય ફરી ઉપાડયું. ગ્રામઅધ્યાપનની કલ્પના ગિજુભાઈના મગજમાં સ્ફુરી. શ્રી ઈશ્વરભાઈ, ચંદ્રશંકર યાજ્ઞિક અને ત્રિભુવનભાઈ વ્યાસ તેના પ્રથમ વિદ્યાર્થીઓ બન્યા. ત્રણ માસમાં તેમને તૈયાર કરી બોટાદ, તળાજા અને પાલીતાણામાં અક્ષરજ્ઞાન પ્રચાર માટે મોકલી આપ્યા.

એ કાર્ય વચ્ચે કેટલોક સમય બંધ પડયું પણ તેનાં બીજ સૌરાષ્ટ્રની ધરતીમાં વવાઈ ચૂકયાં.

સ્વરાજ્યપ્રાપ્તિ પછી આજે અક્ષરજ્ઞાન પ્રચારની અનેક યોજનાઓ અમલમાં આવી અને પ્રૌઢશિક્ષણ, રાત્રિશાળાઓ ચાલુ થઈ. પણ એ જમાનામાં ગિજુભાઈએ જ્યારે પહેલ કરી ત્યારે એનું ભારે મહત્ત્વ હતું. એ વખતે ગિજુભાઈએ નાખેલાં બીજ આજે

ઊગી નીકળ્યાં.

સને ૧૯૩૭–૩૮ માં મુંબઈમાં પ્રાંતિક સ્વરાજ્ય સ્થપાયું. શ્રી બાળાસાહેબ ખેર મુખ્ય પ્રધાન ચૂંટાયા ત્યારે તેમણે ગિજુભાઈને મુંબઈ રાજ્યનું પ્રૌઢશિક્ષણનું ખાતું સંભાળી લેવા કહેણ મોકલેલું. તેમણે ગિજુભાઈને સંદેશ પાઠવ્યો કે છ વર્ષ ઉપરનાં દરેક સ્ત્રી-પુરુષને અમુક સમયમાં વાંચતાં લખતાં કરી દો.

એ વખતે ગિજુભાઈ અધ્યાપનમંદિર ચલાવી રહ્યા હતા. હાથમાં રહેલું કામ છોડીને બીજા કામને વળગવું એ તેમના સ્વભાવમાં ન હતું. કામ અગત્યનું હતું, મનગમતું ને મોટું હતું, પણ ગિજુભાઈએ વિનયપૂર્વક ના લખી.

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી પ્રૌઢ શિક્ષણના કામને ભારે વેગ મળ્યો. 'ચાલો વાંચીએ' ને 'આગળ વાંચો' જેવી જ લોકપોથી અને બીજી પ્રૌઢ વાચનમાળાઓ નીકળી. 'ચાલણગાડી'મા પણ શ્રી જુગતરામભાઈએ ઘણા સુધારાવધારા કર્યા. તેની નવી સુધારેલી આવૃત્તિ બહાર પાડી. એ પ્રસંગે શ્રી જુગતરામભાઈએ ગિજુભાઈને યાદ કર્યા; તેમને ભાવભરી અંજલિ આપતાં 'ચાલણગાડી'ની પ્રસ્તાવનામાં લખ્યું: "ગિજુભાઈની આ વહાલી વસ્તુનું સંસ્કરણ તેમણે ને મારે સાથે બેસીને કરવું એમ ધારેલું. પણ ઈશ્વરે તે ધારણા પાર પાડવા ન દીધી. હસતો રહેજે સદા હે બાલમિત્ર આત્મા! આ નવી ચાલણગાડી ઉપર, અને તેના બાળવાચકો ઉપર."

આપણી સરકારે એ નવી ચાલણગાડીને દરેક નિશાળમાં ચાલતી કરી. ગુજરાતના ઘરઘરમાં 'ચાલણગાડી' પહોંચી ગઈ.

અક્ષરજ્ઞાન યોજનાનું કામ પૂર ઝડપે ચાલતું હતું તે વખતે જ ગિજુભાઈએ અધ્યાપનમંદિર શરૂ કર્યું. એ વખતના અધ્યાપનમંદિરમાં મુખ્યત્વે લડતમાં ભાગ લેનાર ભાઈબહેનો જોડાયાં. તેમનો

અક્ષર માંડે. ગંભીરતાથી પોતાનું નામ લખે અને ફરી વાંચે ત્યારે તેમના આનંદનો પાર ન રહે.

અક્ષરજ્ઞાનની સાથોસાથ સ્વરાજ્યની હવા પસરવા લાગી. અનેકવિધ રચનાત્મક કાર્ય દ્વારા ગ્રામજનતામાં પ્રવેશ કરવાની મહાત્માજીની આજ્ઞા હતી. ગિજુભાઈએ અક્ષરજ્ઞાન પ્રચારને જનતામાં પ્રવેશવાનું, તેનું હાર્દ જીતવાનું એક ભારે સાધન બનાવી દીધું.

આમ અક્ષરજ્ઞાન પ્રચારનું કામ જોસભેર ચાલતું હતું તેવામાં શ્રી નાનાભાઈ પકડાયાના સમાચાર આવ્યા; દક્ષિણામૂર્તિના શિક્ષકો અને વિદ્યાર્થીઓ જેલવાસી બન્યાના અને તેમને માર પડયાના ખબર આવ્યા. એટલે ગિજુભાઈએ અક્ષરજ્ઞાન પ્રચારની ગાડી ઘડીભર થંભાવી, શાળાના શિક્ષકોને એ કામ સોંપી પોતે નવસારી જઈ પહોંચ્યા અને આપણે આગલા પ્રકરણમાં જોયું તેમ વિજરતી ભાઈબહેનોની વચ્ચે વસ્યા અને વાનરસેના ઊભી કરી.

પણ યુદ્ધવિરામ થતાં તેઓ પાછા ભાવનગર આવ્યા ત્યારે લડતમાંથી પાછા ફરેલા સૈનિકો દ્વારા પ્રૌઢ શિક્ષણનું કાર્ય ફરી ઉપાડયું. ગ્રામઅધ્યાપનની કલ્પના ગિજુભાઈના મગજમાં સ્ફુરી. શ્રી ઈશ્વરભાઈ, ચંદ્રશંકર યાજ્ઞિક અને ત્રિભુવનભાઈ વ્યાસ તેના પ્રથમ વિદ્યાર્થીઓ બન્યા. ત્રણ માસમાં તેમને તૈયાર કરી બોટાદ, તળાજા અને પાલીતાણામાં અક્ષરજ્ઞાન પ્રચાર માટે મોકલી આપ્યા.

એ કાર્ય વચ્ચે કેટલોક સમય બંધ પડયું પણ તેનાં બીજ સૌરાષ્ટ્રની ધરતીમાં વવાઈ ચૂક્યાં.

સ્વરાજ્યપ્રાપ્તિ પછી આજે અક્ષરજ્ઞાન પ્રચારની અનેક યોજનાઓ અમલમાં આવી અને પ્રૌઢશિક્ષણ, રાત્રિશાળાઓ ચાલુ થઈ. પણ એ જમાનામાં ગિજુભાઈએ જ્યારે પહેલ કરી ત્યારે એનું ભારે મહત્ત્વ હતું. એ વખતે ગિજુભાઈએ નાખેલાં બીજ આજે

ફૂગી નીકળ્યાં.

સને ૧૯૩૭–૩૮ માં મુંબઈમાં પ્રાંતિક સ્વરાજ્ય સ્થપાયું. શ્રી બાળાસાહેબ ખેર મુખ્ય પ્રધાન ચૂંટાયા ત્યારે તેમણે ગિજુભાઈ ને મુંબઈ રાજ્યનું પ્રૌઢશિક્ષણનું ખાતું સંભાળી લેવા કહેણ મોકલેલું. તેમણે ગિજુભાઈને સંદેશ પાઠવ્યો કે ૭ વર્ષ ઉપરનાં દરેક સ્ત્રી-પુરુષને અમુક સમયમાં વાંચતાં લખતાં કરી દો.

એ વખતે ગિજુભાઈ અધ્યાપનમંદિર ચલાવી રહ્યા હતા. હાથમાં રહેલું કામ છોડીને બીજા કામને વળગવું એ તેમના સ્વભાવમાં ન હતું. કામ અગત્યનું હતું, મનગમતું ને મોટું હતું, પણ ગિજુભાઈએ વિનયપૂર્વક ના લખી.

સ્વરાજ્ય પ્રાપ્તિ પછી પ્રૌઢ શિક્ષણના કામને ભારે વેગ મળ્યો. 'ચાલો વાંચીએ' ને 'આગળ વાંચો' જેવી જ ચોપડીઓ અને બીજી પ્રૌઢ વાચનમાળાઓ નીકળી. 'ચાલણગાડી'માં પણ શ્રી જુગતરામભાઈએ ઘણા સુધારાવધારા કર્યા. તેની નવી સુધારેલી આવૃત્તિ બહાર પાડી. એ પ્રસંગે શ્રી જુગતરામભાઈએ ગિજુભાઈને યાદ કર્યા; તેમને ભાવભરી અંજલિ આપતાં 'ચાલણગાડી'ની પ્રસ્તાવનામાં લખ્યું: "ગિજુભાઈની આ વહાલી વસ્તુનું સંસ્કરણ તેમણે ને મારે સાથે બેસીને કરવું એમ ધારેલું. પણ ઈશ્વરે તે ધારણા પાર પાડવા ન દીધી. હસતો રહેજે સદા હે બાલમિત્ર આત્મા! આ નવી ચાલણગાડી ઉપર, અને તેના બાળવાચકો ઉપર."

આપણી સરકારે એ નવી ચાલણગાડીને દરેક નિશાળમાં ચાલતી કરી. ગુજરાતના ઘરઘરમાં 'ચાલણગાડી' પહોંચી ગઈ.

અક્ષરજ્ઞાન યોજનાનું કામ પૂર ઝડપે ચાલતું હતું તે વખતે જ ગિજુભાઈએ અધ્યાપનમંદિર શરૂ કર્યું. એ વખતના અધ્યાપનમંદિરમાં મુખ્યત્વે લડતમાં ભાગ લેનાર ભાઈબહેનો જોડાયાં. તેમનો

રીતસરનો અભ્યાસ ઓછો હતો; તેઓ કેવળ ભાવનાથી જોડાયાં હતાં. ગિજુભાઈએ તેમને બાલશિક્ષણનો અને સાચા જીવનનો રંગ લગાડ્યો.

જીવનનાં વિવિધ પાસાંઓ ઉપર ભાર મૂકતા છતાં ગિજુભાઈ અધ્યાપનમંદિરના અભ્યાસક્રમને પૂરો કરવાનો ખૂબ આગ્રહ રાખતા. જીવન અંગેની ગમે તેટલી વિવિધ પ્રવૃત્તિઓ ચલાવવા છતાં રીતસરનો અભ્યાસક્રમ પૂરો થવો જ જોઈએ; એનું એક મીઠું સ્મરણ છે. સને ૧૯૨૮-૨૯ના અધ્યાપનમંદિરના છેલ્લા સત્રને અંતે ગિજુભાઈનાં બે બાળકોને સખત ઓરી નીકળ્યાં. આથી બાલમંદિર અને અધ્યાપન-મંદિર પંદરેક દિવસ વહેલાં બંધ કરવાં પડ્યાં. એ વરસે કચ્છથી તાલીમ લેવા શ્રી પ્રભુભાઈ ધોળકિયા ખાસ આવેલા. તેઓ બાળકોની સારવારમાં મદદ કરવા રોકાયા.

થોડા દિવસમાં તો બન્ને બાળકોની માંદગીએ ભારે ઉગ્ર રૂપ પકડ્યું. તેમના પુત્રને ન્યુમોનિયા થયો; કેટલી ય રાતો ચિંતા ને ઉજાગરામાં વીતવા લાગી.

અધ્યાપનમંદિર વહેલું બંધ કરવું પડ્યું એટલે ગિજુભાઈનાં થોડાં વ્યાખ્યાનો બાકી રહી ગયેલાં. ખાસ કરીને માનસશાસ્ત્ર ઉપર કહેવાની શ્રી પ્રભુભાઈની માગણી ગિજુભાઈ સંતોષી શક્યા ન હતા, તેનો તેમના દિલમાં ખટકો હતો.

બીમાર બાળકો પાસે જાગવાનો વારો શ્રી ગિજુભાઈ અને શ્રી ધોળકિયાનો સાથે જ આવતો. એક દિવસ બાળકો સહેજ સ્વસ્થ ઊંઘમાં પડ્યા એટલે ગિજુભાઈ ધીમે અવાજે બોલ્યા: 'ધોળકિયા! આપણે સૂતા સૂતા પણ જાગીએ તો છીએ જ; તો તેનો ઉપયોગ કેમ કરી ન લેવો? આ લોકો (માંદાં બાળકો) ઊંઘે એટલી વાર આપણો વાર્તાલાપ ચાલે. બોલો તમારા કંઈ પ્રશ્નો છે? હોય તો કહો; પછી હું અધૂરાં વ્યાખ્યાનો આગળ ચલાવું.'

શ્રી ધોળકિયા ગિજુભાઈની આ અકલ્પ્ય સૂચના સ્તબ્ધ બનીને સાંભળી રહ્યા. પણ પ્રતિવાદ કરવાનો સમય ન હતો; ગિજુભાઈ સાંભળે તેમ ન હતા. બન્નેનો વારો મધરાત સુધી રહેતો. એક ઓશીકા પર માથાં રાખી, સામસામી દિશામાં પગ લંબાવી બન્ને સૂતા. ગિજુભાઈ ધીમા પણ દૃઢ સ્વરે ચિંતા, થાક અને ઉજાગરાને તે ઘડીએ અળગા કરી જાણે અધ્યાપનમંદિરના વિશાળ સમુદાયને સંબોધતા હોય તેવી ગંભીરતાથી માનસશાસ્ત્રનાં વ્યાખ્યાનો અને પ્રભુભાઈના પ્રશ્નના જવાબો આપવા લાગ્યા. આ ક્રમ દિવસો સુધી ચાલ્યો.

દિવસો જતાં બાળકોની તબિયત સુધરવા લાગી, અને વ્યાખ્યાનો માટે જોઈતી શાંતિ અને સ્વસ્થતા વધુ મળવા લાગ્યાં. એ અધૂરાં વ્યાખ્યાનો ગિજુભાઈએ પૂરાં કર્યાં. ઉપરાંત પણ કચ્છમાં પ્રાથમિક શાળાઓના એકીકરણની યોજના પણ વિચારી કાઢી.

પણ અભ્યાસક્રમ અધૂરો રહ્યો હોય એવો પ્રસંગ તો આ એક જ બનેલો. ગિજુભાઈની કામની યોજના, તેને પાર પાડવાની ચીવટ અને કાળજી એવાં હતાં કે લીધું કામ પાર પાડે ત્યારે જ તેમને જંપ વળે.

ગિજુભાઈની કામની ઝડપ અજબ હતી. તેઓ અથાક પરિશ્રમ ઉઠાવી શકતા. ગમે તેટલું કામ હોય, ઝપાટાબંધ ઉકેલી મૂકે. બીજાની પાસેથી કામ લેવામાં પણ એટલા જ કુશળ અને ઓશીલા. બાલમંદિર, અધ્યાપનમંદિર, અક્ષરજ્ઞાન પ્રચાર, બાલસાહિત્ય સર્જન, દક્ષિણામૂર્તિ ત્રૈમાસિક, શિક્ષણપત્રિકા આમ અનેકવિધ કાર્યો સાથે તેમને બહારગામ બાલમંદિરના સંમેલનોમાં જવાનું થતું ત્યારે કામની ભારે ખેંચ પડતી. છતાં તેઓ તેને પહોંચી વળતા. એક જ ઉદાહરણ બસ થશે.

એક વાર કચ્છની પ્રાથમિક શાળાઓ માટેના અભ્યાસક્રમની રચના

અંગે ગિજુભાઈની સલાહ લેવા શ્રી પ્રભુભાઈ ભાવનગર આવ્યા. વળતે જ દિવસે ગિજુભાઈને પાટણ બાલમંદિરે યોજેલા બાલ-સંમેલનમાં જવાનું હતું. તેથી સહેજ દુઃખી થઈને ગિજુભાઈ બોલ્યા: 'તમે આવ્યા ને મારે તો બેચાર દિવસ બહાર જવાનું થશે.' આમ કહીને ઊંડા વિચારમાં પડી ગયા લાગ્યા. પરંતુ થોડી વારે માર્ગ સૂઝ્યો હોય તેમ આનંદમાં આવીને કહે: 'ફિકર નહિ; તમે મારી સાથે પાટણ ચાલો. દિવસે સંમેલનનાં અને બીજાં કામો; રાતે આપણું કામ પતાવશું.'

બસ! શ્રી ધોળકિયાને લીધા સાથે. ભાવનગરથી ગાડી ઊપડી. બે સ્ટેશન ગયાં એટલે કહે: 'ચાલો, તમારા મુદ્દા એક પછી એક કાઢતા આવો.' આમ કહી બધી વિગતો સમજી લીધી. પછી નોંધ કરાવવા લાગ્યા. રાત ક્યાં ગઈ તેની ખબર ન પડી. વીરમગામ ગયું. પરોઢિયું થયું ત્યારે શ્રી પ્રભુભાઈએ કહ્યું: 'ગિજુભાઈ! જરા આડે પડખે થાઓ. પાટણમાં હિ' બધો કામ કરવું છે.' એટલે ગિજુભાઈ હસતા હસતા બોલ્યા: 'ઊંઘનું ખાતું ભાવનગર જઈને સરભર કરશું; તમે આગળ ચલાવો.'

મહેસાણા આવ્યું. સૂર્યોદય થયો. ગિજુભાઈની મંડળીનાં ભાઈ-બહેનો જાગ્યાં. ગાડી બદલવાનો સમય થયો ત્યારે ગિજુભાઈએ દાતણ લીધું ને કામ બંધ કર્યું; પણ તે ગાડી બદલવા ને ચાપાણી પીવા પૂરતું જ. પાટણની ગાડીમાં ગોઠવાઈને તરત પ્રભુભાઈને કહે: 'ચાલો, આગળ ચલાવો. પાટણ આવતાં સુધીમાં કેટલુંક પતશે.'

આખરે પાટણ આવ્યું. સામૈયું, સરઘસ, ખાણી, પીણી, મુલાકાતો અને સંમેલનની ખુલ્લી બેઠક, સંમેલનના ઠરાવો, સંચાલકો સાથેની મંત્રણા, માબાપો અને બાળકો સાથેના વાર્તાલાપો: આ બધું ઠેઠ રાત સુધી ચાલ્યું. થોડું ખાધું ન ખાધું ને રંજન કાર્યક્રમમાં

મોડી રાતે કાર્યક્રમ પૂરો થયો એટલે શ્રી ધોળકિયાનો હાથ પકડયો, કાન પાસે મોં લઈ જઈને ધીમેથી કહ્યું: 'રાતે પતાવીને સૂવું છે.'

શ્રી પ્રભુભાઈ તાજુબ બન્યા. આગલી રાતનો સળંગ ઉજાગરો, રસ્તાનો અને આખા દિવસના કામનો થાક, કશું ગણકાર્યા વિના ગિજુભાઈ રાતે બેઠા. આખા અભ્યાસક્રમની રૂપરેખા તૈયાર કરાવીને ઊઠયા ત્યારે ઘડિયાળમાં ત્રણના ટકોરા થયા!

આ રીતના કામના અતિ ઉત્સાહમાં ગિજુભાઈએ દેહની સ્વાભાવિક, કુદરતી મર્યાદાઓને અવગણી. શરીર ઘસાવા લાગ્યું. વારંવાર તાવનો હુમલો થવા લાગ્યો; સાથે શ્વાસ અને દમની અસર જણાઈ. છતાં ગિજુભાઈએ ખેંચ્યે રાખ્યું. આખરે શરીરની શક્તિની હદ આવી રહી.

તાવ અને દમના વ્યાધિએ પહેલે હલ્લે જ ગિજુભાઈને પથારીવશ બનાવી દીધા, અને તેમને આરામ લેવાની ફરજ પાડી.

# ૨૦

## આરામ લેવાની અવનવી રીત

'ગિજુભાઈ!' ગિજુભાઈના ખાટલા પાસે ખુરશી પર બેઠા બેઠા નાનાભાઈ બોલ્યા. 'તમે જોઈએ તેટલો આરામ લેતા નથી ને માંદા માંદા પણ ખેંચ્યે રાખો છો તે બરાબર નથી.'

'નાનાભાઈ!' ગિજુભાઈ પથારીમાં ઊભા થઈ ગયા, 'કામ એ જ મારો આરામ છે, એમ મેં તમને ઘણી વાર કહ્યું છે ને આજે ફરીથી કહું છું.'

'પણ ઘોડાને થાક લાગ્યો હોય ત્યારે થોડી વાર તો ખીલે બાંધવો કે નહિ?' નાનાભાઈએ ભારપૂર્વક કહ્યું.

'પ્રભુની કૃપાથી હું તમને એવો ઘોડો મળ્યો છું કે તમે મને ખીલે બાંધો તો ય ખીલો ઉપાડીને ભાગું!'

'એ જ મારી ફરિયાદ છે.' નાનાભાઈએ પોતાની વાત ચાલુ રાખી. 'મારે તમને આરામ આપવો છે ને તમારે આરામ લેવો નથી.'

'નાનાભાઈ!' ગિજુભાઈ જોસમાં આવીને બોલવા લાગ્યા, 'જે લોકો વધારે લાંબી આવરદા માગે છે તેના જેવા બીજા કોઈ મને મૂર્ખા નથી લાગતાં. સો વર્ષની આવરદા માગવી ને પછી સો વર્ષમાં દસ વર્ષનું ય કામ ન કરવું એના કરતાં પચાસ વર્ષની આવરદામાં સો વર્ષનું કામ કરી છૂટવું એ મને વધારે ગમે. જીવનમાં

રગશિયા ગાડા જેવા લોકો પર મને ભારે ચીડ ચડે છે. ખાવું ને પીવું, સૂવું ને બેસવું, કામ કરવું ને આરામ લેવો, આ બધાં તૂત મને ગમતાં નથી. કામ કરવું ત્યાં સુધી આડુંઅવળું જોયા વિના કામ કરવું, અને જે દિવસે છોડવું તે દિવસે એની સામે નજર ન કરવી એ મારી ફિલસૂફી છે.'

નાનાભાઈ શાંતિથી સાંભળી રહ્યા હતા એટલે ગિજુભાઈને જોસ ચડ્યું; તેઓ આગળ બોલ્યા: 'આપણા જેવા લોકોને આજે આરામ લીધો પરવડે શી રીતે? નાનાભાઈ! આપણે તો આપણી દિશામાં તૂટી મરવું એ જ વધારે યોગ્ય છે. જેને આરામ લેવો હોય એ ભલે આરામ લીધા કરે.'

હવે ગિજુભાઈને અટકાવવાની જરૂર હતી. એટલે નાનાભાઈ કુશળ ડ્રાઇવરની માફક બ્રેક મારતાં બોલ્યા: 'પણ ગિજુભાઈ!' ગિજુભાઈ નાનાભાઈ સામે જોઈ રહ્યા અને તેમના હુકમની રાહ જોઈ રહ્યા. 'માંદા છો ત્યાં સુધી બાલમંદિરનું કામ ન કરો એવો મારો નિયામક તરીકે હુકમ છે!' નાનાભાઈના દૃઢ અવાજનો પડઘો પડ્યો.

'સાહેબ! હુકમ માથે ચડાવું છું.' આમ કહી ગિજુભાઈએ સલામ ભરી. પણ બીજી જ પળે ઉમેર્યું: 'નિયામકના હુકમ મુજબ બાલમંદિરનું કામ નહિ કરું તો બીજી દશ નવી હલામણો ઊભી કરીશ. મારાથી રહેવાશે જ નહિ. માટે ભલા થઈને એવો હુકમ ન કરો, અને હું કામ કરું તે કરવા દો તો જલદી સાજો થવાનો છું. જે કામમાં મને રસ છે તે કામ કરતાં શ્રમ નહિ લાગે.'

ગિજુભાઈને દમનો વ્યાધિ લાગુ પડયો હતો અને તેઓ સાવ પથારી વશ હતા. તેમને આરામની જરૂર હતી. શ્રી નાનાભાઈ સાથેની ઉપરની વાતચીતને પરિણામે ગિજુભાઈએ થોડો વખત બહાર જવાનું સ્વીકાર્યું. શ્રી નાનાભાઈએ ત્રાપજમાં આવેલા દરબારી બંગલામાં

સગવડ કરાવી અને ગિજુભાઈ ત્યાં જઈ રહ્યા. ભાવનગરથી દૂર ત્રાપજ બંગલો નાનકડી ટેકરી પર આવેલો છે. થોડે દૂર સમુદ્ર દેખાય છે. એક બાજુ તળાજાની ટેકરી, બીજી બાજુ ખોખરાના ડુંગરા, સવાર સાંજ સૂર્યોદય-સૂર્યાસ્તનાં દૃશ્યો નીરખતાં ગિજુભાઈ બાલમંદિરની ટેકરી યાદ કરતા. કોઈ વાર ગિજુભાઈ એકલા ફરવા જતા; કોઈ વાર મોંઘીબેન પાસે ભજનો ગવડાવતા.

પણ તેમણે પોતાના સ્વભાવને અનુકૂળ એવી આરામ લેવાની એક અનોખી રીત શોધી કાઢી. એક વાર ગાંધીજીની કંઈક વાત નીકળતાં તેમણે કહેલું: 'આપણા બાપુને યરવડામાં પૂરી દીધા. બ્રિટિશ સરકારે માન્યું હવે લોકો એને ભૂલી જશે અને ગાંધી જેલના એકાંતમાં મૂંઝાઈ મરશે. પણ બાપુએ તો જેલમાં બેઠાં પત્રોથી કામ ચલાવ્યું. થોકબંધ પત્રો લખવા માંડ્યા અને પોતાના દિવસો આનંદમાં નિર્ગમન કરવા લાગ્યા. પોતે જીવતા રહ્યા અને લોકોને જીવતા રાખ્યા. આ એક બાપુની મોટી કળા હતી. દર અઠવાડિયે આશ્રમવાળા ઉપર જ પચાસસાઠ ચબરખીઓ મોકલે!'

ગિજુભાઈએ પણ એ જ રીત અખત્યાર કરી. પોતે જાણે અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓ વચ્ચે જ બેઠા છે અને બાલમંદિરની ટેકરી પર વ્યાખ્યાનો આપે છે, એમ માનીને પત્રો લખવા માંડ્યા.

ગિજુભાઈ ભારે નિસર્ગપ્રેમી હતા. રંગરંગી ફૂલો, ફૂદાં પતંગિયાં, પક્ષીઓ, પહાડ અને નદીઓ, સૂર્યોદય ને સૂર્યાસ્ત, આભનો હીરેમઢ્યો ચંદરવો, એ બધાં ગિજુભાઈના દોસ્તમિત્રો. અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓને, પોતાનાં બાળકોને અને મિત્રોને તેઓ પત્રથી કુદરતનો પરિચય કરાવવા લાગ્યા. 'ટેકરીની વનસ્પતિ', 'આંગણાનાં પક્ષીઓ', 'સુશીલાને પત્રો' એ ગિજુભાઈના નિસર્ગપ્રેમની ફલશ્રુતિ છે.

ગ્રાપજ અને રાજુલા થોડો સમય રહીને કંઈક તબિયત ઠીક થઈ એટલે ગિજુભાઈ પાછા ભાવનગર આવ્યા. હજી જોઈએ તેવી તબિયત સુધરી ન હતી. આગલે વરસે શ્રી બચુભાઈની માંદગીને કારણે ગિજુભાઈ પંચગની રહેલા તે વખતે તેમણે પોતાનો સમય પંચગનીની કુદરતનો પરિચય કરવામાં ગાળ્યો હતો. ગિજુભાઈની આરામ લેવાની અનોખી કળાનો એ સર્વોત્તમ સમય હતો. કુદરતને ખોળે ગિજુભાઈ કેવા ખાલતા અને મહાલતા તેનું વર્ણન કરવું ગિજુભાઈના પ્રિય કવિ કલાપીની ભાષામાં: '

'માણ્યું તેનું સ્મરણ કરવું એ વ છે એક લ્હાણું.'

હતું. ખરેખર, ગિજુભાઈને માટે એ લહાવો હતો. એ તક તેમને અણધારી સાંપડી. શ્રી ચમનભાઈ વૈષ્ણવ યરવડા જેલમાંથી ક્ષયની બીમારી લઈને બહાર આવ્યા. દાક્તરી સલાહ અનુસાર તેમને પંચગની લઈ જવા પડયા. તેમની સારવારમાં ડૅા. મુકુંદભાઈ જોષી તથા હું પંચગની રહેલા. એ વખતે ગિજુભાઈએ લખેલા પત્રો કુદરત જેવા જ કલાત્મક, મનોહર અને પ્રેરણાદાયી હતા. તેમાં ગિજુભાઈનો નિસર્ગપ્રેમ અને કુદરતનો સૂક્ષ્મ અભ્યાસ સભર ભર્યો છે, અને હૃદયના રંગથી લખાયેલા હોઈ એ પત્રો સાહિત્યના ઉત્કૃષ્ટ નમુના રૂપ પણ છે. ગિજુભાઈ જાણે ભાવનગરમાં બેઠા પંચગનીની કુદરત નિહાળતા હોય અને આપણને એ દશ્યો બતાવતા હોય એમ જ લાગે.

દમની મૂંઝવનારી, કંટાળાભરી માંદગીમાંથી આરામ શોધવા લખાયેલા એ પત્રો ગિજુભાઈ કુદરતને ખોળે કેવા હિલોળા કરતા હશે તેનો ખ્યાલ આપતા, અને સાથોસાથ ગિજુભાઈની મનને બહેલાવવાની આ અનોખી રીતનું અમે અનુકરણ કરતા.

ગિજુભાઈએ પત્રમા દર્શાવેલાં દશ્યો, તેમણે ચીંધાડેલાં પક્ષીઓને અમે શોધીને હજી પૂરાં જોયાં સાંભળ્યાં ન હોય એટલામાં

બીજો પત્ર આવી પહોંચે.

એ પત્રો ઉપરથી અમે એ પણ જોયું કે ગિજુભાઈની જગતના સર્વ પદાર્થો નીરખવાની કોઈ જુદી જ દૃષ્ટિ છે. બાળકોને આપણે રોજ જોતા હતા: ઘરમાં, શેરીમાં, નિશાળમાં. પણ ગિજુભાઈએ આપેલી નવીન દૃષ્ટિથી નિહાળતાં એનાં એ જ બાળકો જુદાં જ લાગ્યાં. બાળકોમાં રહેલ વિવિધ જીવનરંગો, નાના શરીરમાં રહેલ મહાન આત્માનાં દર્શનથી આપણને જીવનમાં નવો જ આનંદાનુભવ થયો. તેવું જ અમારી સામે પડેલી પંચગનીની અફાટ કુદરતનું બન્યું. એનાં એ ફૂલ, એનાં એ પક્ષીઓ, એની એ વનસ્પતિ, એનાં એ પહાડ, નદીઓ, ખાણો, ગામડાંઓ ને ગ્રામવાસીઓ, સવિશેષ આહ્લાદક લાગ્યાં. નિરક્ષરને અક્ષરજ્ઞાન મળતાં નવી આંખો પ્રાપ્ત થયા જેવો આનંદ થાય, તેવું જ અમારું બન્યું.

ગિજુભાઈ પંચગની ગયા હતા તો પોતાના પુત્રની માંદગીની સારવાર અર્થે; પણ એ દિવસોનો તેમણે જીવનની સાર્થકતામાં કૃતાર્થતામાં કેવો સદુપયોગ કર્યો? અને માંદગીને બિછાનેથી બેઠા થવામાં પંચગનીના દિવસો યાદ કરીને પત્રલેખન દ્વારા તેનો ઔષધિ રૂપે કેવો ઉપયોગ કરી રહ્યા હતા? અને એ પત્રોનો રસ?

શેરડીની કાતળી એક પછી બીજી અને ત્રીજી એમ વધારે મીઠી લાગે, ચંદ્રની કલા બીજ કરતાં ત્રીજ એમ વધારે તેજસ્વી બનતી જાય, મહાભારતની કથામાં પર્વે પર્વે રસવૃદ્ધિ થતી જાય, તેમ ગિજુભાઈના પત્રોમાં ઉત્તરોત્તર રસની માત્રા ચડતી જતી હતી. શિક્ષકનું હૃદય જિજ્ઞાસુ અને કાવ્યમય હોય છે. એ જ્યાં જાય ત્યાં મધુમક્ષિકાની પેઠે સતત ઉદ્યમથી પોતાનો જીવનરસ શોધી લે છે. ગિજુભાઈની જીવંત રસવૃત્તિ અમે એ પત્રમાં અનુભવી શક્યા.

ગિજુભાઈની સૌંદર્ય જોવાની પણ સ્વતંત્ર દૃષ્ટિ હતી. જેમની

એવી વિશિષ્ટ દૃષ્ટિ હોય તે ઈશ્વરની સમગ્ર સૃષ્ટિમાં દરેક સ્થળે સૌંદર્ય નિહાળી શકે. પંચગની અને દાર્જિલિંગની માફક સૌરાષ્ટ્રની સૂકી ભૂમિમાં પણ તેઓ સૌંદર્યદર્શન કરી શકતા હતા. તેમણે બીજા એક પત્રમાં લખ્યું :

"તમે તો બન્ને ભાઈઓ જાણો છો કે આ આપણી બાજુનું સૌંદર્ય કેવું અદ્ભુત રમ્ય છે, અને જ્યાં તે મહારાષ્ટ્રના સૌંદર્યથી જુદું છે. ગુજરાતના સૌંદર્યથી પણ જુદું છે.

"કાઠિયાવાડનું સૌંદર્ય તેની ધરતીની અફાટ વિશાળતામાં, નજર ઊઘડે કે તે ઊડીને ક્ષિતિજ સુધી સીધેસીધી જઈ શકે તેવી સફાઈમાં અને નાની નાની નદીઓ અને નાના એવા ડુંગર-ખીણોની વિપુલતામાં છે. કાઠિયાવાડ રુક્ષ છે; અને રુક્ષતા એ જ એનું અપૂર્વ સૌંદર્ય છે. કાઠિયાવાડ વૃક્ષભર્યો (ગુજરાત જેટલો) નથી અને તેથી જ તેની શોભા નવીન પ્રકારની છે. કાઠિયાવાડના પર્વતોમાંથી ગિરનાર-શેત્રુંજય લઈ લઈએ તો ફક્ત ટેકરાઓની ધરતીની શોભા એક નવા જ પ્રકારની શોભા બની જાય.

"તમે કહેશો : કાઠિયાવાડ પ્રત્યે ઠીક પક્ષપાત છે. હું કહીશ : ના, એમ નથી. મને નવી દૃષ્ટિ છે. સર્વત્ર સૌંદર્ય જોવાની દૃષ્ટિ છે. જ્યાં ઈશ્વરની કૃતિ છે ત્યાં અવશ્ય સૌંદર્ય છે જ. કેમકે, તેનો કરનાર સૌંદર્યરાશિ છે, સૌંદર્યરૂપ છે. ફક્ત એ જોવાને આપણી પાસે આંખ જોઈએ."

માંદગી દરમિયાન ગિજુભાઈએ સુંદર પત્રસાહિત્ય મિત્રોને પીરસ્યું અને પોતે તાજગી મેળવી. તબિયત કંઈક ઠીક થઈ; ખોરાક લેવા માંડ્યા, થોડું ઘણું કામ કરવા લાગ્યા; એટલે તેમણે અધ્યાપન-મંદિરની જાહેરાત આપી.

પુનશ્ચ હરિઃ ૐ કરીને ફરી કામે લાગ્યા.

# ૨૧

## રાષ્ટ્રઘડતરમાં ફાળો

ગિજુભાઈની તબિયત જોઈએ તેવી સારી ન હતી. શરીરમાં રોગ ઘર કરી બેઠો હતો, પરંતુ કામ વિના તેમને ચેન પડે તેમ ન હતું; અથવા કામમાં જ તેમને ખરો આરામ મળતો હતો. અધ્યાપનમંદિર શરૂ થતાં જ તેઓ માંદગીને વીસરી ગયા. મહાત્માજીએ લડત સંકેલી લીધી હતી. લડતમાંથી પાછાં ફરેલાં ભાઈબહેનો કોઈ ઉપયોગી સેવાકાર્યમાં પડવા તલસતાં હતાં. ગિજુભાઈના કામે તેમને આકર્ષ્યાં.

ગિજુભાઈ પાસે ભાતભાતના વિદ્યાર્થીઓ આવતા. દરેકના હેતુ જુદા રહેતા. તેમાંના કોઈ સાચા શિક્ષક થવાની શુદ્ધ ભાવનાથી આવતા, તો કોઈ કેવળ ધંધાદારી દૃષ્ટિએ આવતા. કોઈ માત્ર થોડો સ્થળફેરનો આનંદ માણવા શોખ ખાતર આવતા તો કોઈને પોતાના ચાલુ કામનો અસંતોષ ગિજુભાઈની ગોદમાં લઈ આવતો. કોઈ સંસાર અસાર લાગવાથી આવેલા તો કોઈ સંસારમાં સૌરભપૂર્ણ અગરબત્તી બનવા આવ્યા હતા. કોઈ કુટુંબથી ત્યજાયેલા તો કોઈ કુટુંબની શુભેચ્છાઓ સાથે આવેલા.

એ સૌને માટે ગિજુભાઈ જ્ઞાનદીપક સમા હતા. તેમના વાત્સલ્યપૂર્ણ સહવાસમાં સૌને જોઈતી હૂંફ મળી રહેતી. સૌને પોતાના જીવનવિકાસ માટે યોગ્ય માર્ગદર્શન મળી રહે .

ગિજુભાઈના વિશાળ શિષ્યસમુદાયમાં કવિઓ હતા, લેખકો હતા, સંગીતકારો ને ચિત્રકારો હતા, માનસશાસ્ત્રીઓ ને કેળવણીકારો હતા, ખેડૂતો ને વેપારીઓ હતા, મજૂરો અને કારીગરો પણ હતા. તેમના વિદ્યાર્થીમંડળમાં સ્ત્રીપુરુષ, ગરીબતવંગર, સાક્ષર નિરક્ષર કે જાતજાતના કશા ભેદભાવ ન હતા.

ગિજુભાઈ તેમની પાસે આવનારની અશક્તિઓ કે ખામીઓ તરફ કદી ન જોતા; તેમની શક્તિઓ ને ખૂબીઓ પારખી તેને બહાર લાવવામાં મદદરૂપ થતા. તેઓ તદ્દન તટસ્થ ભાવે, કુશળ અધ્યાપકની પેઠે જરૂરી અવલંબન આપી સૌને આગળ લેતા. આજે ગુજરાત, મહારાષ્ટ્ર અને સમગ્ર ભારતવર્ષના વિશાળ બાલશિક્ષણક્ષેત્રે જે પ્રકાશ પથરાયેલો છે તેનાં પ્રથમ કિરણો એ દિવસોમાં પ્રગટ થયાં હતાં.

ગિજુભાઈએ એ વખતે અધ્યાપનમંદિરમાં દાખલ થનાર માટે કોઈ ચોક્કસ ધોરણ રાખ્યું ન હતું. જે કોઈ બાલપ્રેમથી પ્રેરાઈને આવે તેને દાખલ કરતા. એમને તો બાલમંદિરની ક્યારીમાં ધરુ કરવું હતું. પછી વિશાળ ખેતરમાં તેને વાવવું હતું. ગિજુભાઈને આવો પ્રશ્ન એક વાર કોઈએ પૂછેલો તેના જવાબમાં તેમણે કહેલું: "પ્રશ્ન પાછળનો સદ્ભાવ સમજી શકું છું. કારણ કે ગમે તેને દાખલ કરી પ્રમાણપત્ર આપવાથી તેનો દુરુપયોગ થાય અને પદ્ધતિને થોડી ઘણી બદનામી મળે. મારી પાસે એવાં ઘણાં ભાઈબહેનો આવે છે જે ઓછું ભણેલ છે, ગરીબ છે. કેટલાંક એવાં છે જે ખૂબ પૈસાદાર છે, પદવીધારી છે, જેમને નોકરીની પડી નથી; એવાં ફક્ત સારા વાતાવરણનો લાભ લેવા આવે છે. મેં એમ વિચારીને સૌને રાખ્યાં છે કે આ બધી બહેનો થોડુંઘણું જીવનને ઉપયોગી એવું શીખ્યાં હશે તો પોતાના કુટુંબને, ભાઈભાંડુને, પાડોશીને, ગામને કે કોઈ સારી સંસ્થાને ઉપયોગી થઈ પડશે......બહુ ઊંચું ધોરણ રાખી દરવાજા

બંધ કરી દઉં તો બહુ થોડો લાભ થાય.'

આજે નૂતન બાલશિક્ષણ સંઘના પ્રાણ રૂપ બનેલા શ્રી નાનભાઈ જેવા શાસ્ત્રશુદ્ધ દૃષ્ટિ ધરાવતા સુશિક્ષિત યુવાનને જેટલી કાળજીથી ગિજુભાઈ અપનાવતા અને પ્રોત્સાહન આપતા, તેટલી જ હોંશથી અને સદ્ભાવથી અભણ જેવી બહેનોને તેમણે ટેકો આપ્યો હતો. એક વાર એવી એક બહેન ગિજુભાઈને બારણે આવીને ઊભી રહી. તેની પાસે આગળ અભ્યાસ કરવાની કશી સગવડ ન હતી. ગિજુભાઈએ તેને પૂછ્યું: 'તમને દાખલ કરવામાં કશી હરકત નથી પણ ખર્ચનું શું કરશો?'

'ગિજુભાઈ!' થોડો વિચાર કરીને એ બહેન બોલ્યાં, 'મને પણ એ વસ્તુ મૂંઝવે છે. પણ આપ મને જો કંઈક કામ આપો તો હું કામ કરીશ અને સાથોસાથ ભણીશ.'

'તમે શું કામ કરી શકો?' ગિજુભાઈએ પૂછ્યું.

'ગમે તે. આ તમારાં જમનાબહેન જે કામ કરે છે: રકાબી-પ્યાલા ઊટકવા, પાણી ભરવું, સફાઈ કરવી, બધું મને આવડે છે. કામ કરવામાં મને શરમ નથી. આપના આશ્રમમાં હું દરેક કામ કરતી. કોઈની પાસેથી પૈસા માગવા કરતાં એ મને વધારે ગમે છે.'

ગિજુભાઈના ચહેરા પર આનંદ છવાયો. તેમણે હર્ષમાં આવી જઈને કહ્યું: 'તમારો વિચાર મને બહુ સારો લાગે છે. હું તમારી જેવી વિદ્યાર્થિનીઓને શોધું છું. મહેનતુ અને પ્રામાણિક જીવન ગાળનાર બાલશિક્ષકો ભાવી પેઢીનું ઘડતર કરી શકશે. તમને આજથી જ કામ મળશે. તમે ભણવા લાગી જાઓ.'

ગિજુભાઈએ એ બહેનની ભાવનાની કદર કરી અને તેની શિષ્યવૃત્તિની ગોઠવણ કરી.

મનગમતું કામ મળતાં ગિજુભાઈ જાણે માંદા પડ્યા જ નથી

તેમ તાજા થઈ ગયા. હમેશના નિયમ મુજબ અધ્યાપનમંદિરના છાત્રાવાસોમાં ફરવા લાગ્યા. એ વખતે ગૃહપતિ શ્રી કાંતિભાઈ કારીઆ હતા. તેમણે ગિજુભાઈ પાસે જ તાલીમ લીધેલી. તેઓ છાવણીમાં ને જેલમાં ઘડાયા હતા. ગિજુભાઈ તેમના કાર્યલય પાસેથી પસાર થાય એટલે સલામ ભરીને ઊભા રહે. ગિજુભાઈ સલામ ઝીલી આગળ ચાલે, કારીઆ પાછળ. વિદ્યાર્થીઓના નિવાસની તપાસ શરૂ થાય. ચીજવસ્તુ, પથારી-પાગરણ, રસોડું, કોઠાર, વચ્ચે માંદાની ખબર-અંતર પુછાય. ગિજુભાઈ ખાટલે બેસે, માથે હાથ મૂકે ત્યાં માતાનું હૈયું આંખમાં તરે. 'કારીઆ! દાજીકાકાને (ડૉ. કાણે સાહેબ) ચિઠ્ઠી લખો. સાંજે આવી જાય. રાતે જાગવાના વારા ગોઠવો. મારો વારો તમારી સાથે મધરાત પછી; ટપાલ સાથે રાખજો.'

વિદ્યાર્થીભાઈબહેનોની સંખ્યા એક સો ઉપર ગયેલી. છાત્રવાસ, કલામંદિર, સંસ્થાનાં મકાનો ભરાઈ ગયેલાં તેથી કેટલાંક ભાઈબહેનો બહાર રહેતાં હતાં. શ્રી નર્મદાબેન રાવળના મકાનની પાછળના ભાગમાં શ્રી કારીઆ રહેતા હતા અને તેમની બાજુના મોટર ગેરેજમાં બે બહેનો રહેતીઃ શ્રી મનોરમાબેન અને શ્રી શારદાબેન. ગિજુભાઈ તેમની કોટડી સામે આવીને ઊભા રહેતા. રસોઈ કરતી બહેનો બહાર આવીને ગિજુભાઈને નમસ્કાર કરી ઊભી રહી. ગિજુભાઈએ સમાચાર પૂછ્યા અને પાછા વળ્યા. તેમના મનમાં અનેક વિચારો એકસામટા ધસી આવ્યા. પાછા વળતાં તેઓ કશું બોલ્યા નહિ. વિચારમગ્ન બની ગંભીરપણે ઘેર આવ્યા અને સીધા ટેબલ ઉપર બેઠા. કલમ લીધી અને વિચારો કાગળ પર ઊતરવા લાગ્યા. આજે પોતાની પાસે ભણવા આવેલી બહેનો ગઈ કાલે કેવી હતી, આવતી કાલે કેવી થશે, સમાજની નવરચનામાં તેઓ કેવો હિસ્સો આપશે, તેનું સ્પષ્ટ આકલન ગિજુભાઈ પાસે હતું. રાષ્ટ્રના નવવિધાનમાં અગત્યનો ફાળો આપનાર બાલ-

શિક્ષણનું ઘડતર જે રીતે થવું જોઈએ તેની જીવનની તાલીમ ગિજુ-ભાઈ આ બહેનોને આપી રહ્યા હતા. તેનો ખ્યાલ ગિજુભાઈએ તે દિવસે શ્રી રમાબેનના પતિ ડૉ. મુકુન્દભાઈ ઉપર લખેલા પત્રથી આવી શકે છે. કેવા ઉલ્લાસથી ગિજુભાઈ એમનો આખો દૈનિક કાર્યક્રમ આપે છે! "સાચે જ, તેમના વિદ્યાર્થીજીવનની કોઈને અદેખાઈ આવે તેવું છે. વહેલાં ચાર વાગ્યા પહેલાં તેઓ ઊઠે છે અને તે જ વખતે રસોઈપાણી કરી લે છે. આઠથી વ્યાખ્યાનો શરૂ થાય છે તે દસ સુધી ચાલે છે; ત્યાર પછી બાર વાગે તો સૌને સંગીતમાં જવાનું એટલે તેમણે વહેલી રસોઈ કરી લેવાની યુક્તિ શોધી છે. વ્યાખ્યાન-માંથી ઘેર જઈ તેઓ દસ અને અગિયાર વચ્ચે જમે છે અને જમ્યા પછી અગિયારથી બાર તેઓ વાંચે છે. પછી બારથી ચાર સુધી બાલમંદિરમાં અવલોકન, ચારથી ૭ પુનઃ વ્યાખ્યાનો, ૭ વાગે ફરવા જવાનું, એટલે સાત વાગે તેઓ મુક્ત થાય. ફરવા જવાનું એટલે ચાલતાં ચાલતાં ભણવાનું. એ વખતે પ્રશ્નોત્તર ચાલે છે અને શંકા સમાધાન થાય છે.

"સાતે ઘેર જઈ ફરી પાછાં એ લોકો રાંધે છે ને નવ સુધીમાં જમી એંઠવાડ–અબોટ પતાવી નવથી દસ સુધી અભ્યાસ કરે છે. કહો; એ લોકોને જરા ય ફુરસદ મળી?

"અને એમ છતાં તેઓ જરા પણ દુભાયેલાં નથી, થાકેલાં નથી, કંટાળેલાં નથી. ખૂબ ઉત્સાહથી મંડ્યાં રહે છે. કારણ એ છે કે તેઓ રાજીખુશીથી ભણે છે. ભણવાની તેમને ભૂખ લાગી છે.

"મને, એ લોકોને ભણતાં જોઈ, કામ કરતાં જોઈ, બહુ હર્ષ થાય છે. મનમાં થાય છે: જુઓ ને આ એનો! લડત ચાલતી હતી ત્યારે તેઓ જેલમાં મજા કરતી હતી. હમણાં બહાર મજા કરે છે. અભ્યાસની ઓરડી ને જેલની ઓરડી તેમને મન સરખી જ છે.

તેમનો ઉત્સાહ બન્ને સ્થળનો સરખો જ છે. એમના મનમાં છે કે જીવન આખું લડત છે. ભણતરએ પણ જીવનલડતનું એક પ્રકરણ છે. શારદા અને મનોરમા સાચે જ મને ઘણું શીખવે છે. અહીં એમના જેવી લડતમાં જઈ આવેલી બીજી બહેનો છે; એ બધી બેનોને મન અભ્યાસ એ જીવનલડતની એક બાજુ જ લાગે છે.

"મુકુન્દભાઈ!" ગિજુભાઈએ જૂના ને નવા જીવનની, જૂના અને નવા જમાનાની તુલના કરતાં લખ્યું: 'કેવો સમય આવી લાગ્યો છે! થોડા જ સમયમાં ચોમેર એ ફેલાઈ જશે. આ બેનો કેવી એ આગામી કાળની આગાહી આપે છે! આ ગામડાની બેનો જો નવા યુગના માર્ગે ચડી ન હોત તો ગામડાંમાં છાણાં થાપતી અને સાસૂનાં મેણાટોણાં સાંભળતી હોત. આજે તેઓ સ્વતંત્ર જીવનનો સ્વાદ અનુભવી રહી છે. સાચે જ તેઓ સ્વનું તંત્ર ચલાવે છે. તમે અને હેમુભાઈ એટલા દૂર બેઠા છો કે તેઓ તમારાં દોર્યાં દોરાયેલાં અત્યારે નથી. તેઓને પોતાના કામની બધી યોજના જાતે જ કરવી પડે છે, નિશ્ચયો ને અમલ જાતે જ કરવો પડે છે. તેઓ એકલાં રહીને સ્વાધીનતાનો સાચો પાઠ વગર ભણાવ્યે ભણી રહ્યાં છે!"

નવા જૂના જમાનાનાં, નવા જૂના વિચારનાં, વિવિધ સ્વભાવનાં ભાઈબેનોને એકઠા કરવામાં વિવિધ પ્રકારના પ્રશ્નો ઉપસ્થિત થતા. ભારતના વિશાળ ક્ષેત્રમાં, રાજકારણ અને સમાજકારણના જે પ્રશ્નો મહાત્માજીની સામે આવીને ઉપસ્થિત થતા, એવા લગભગ બધા જ પ્રશ્નો ગિજુભાઈની સામે તેમના નાના ક્ષેત્રમાં આવતા અને ગિજુભાઈ પોતાની ખાસ પદ્ધતિથી તેનો ઉકેલ આણતા. તેમાં તેમણે સિદ્ધાંતની સાથે કદી બાંધછોડ કરી જાણી નથી.

એક વાર કેટલીક બહેનો ગિજુભાઈ પાસે આવી અને ગંભીરપણે બોલી: 'ગિજુભાઈ! અમે મુસલમાન સાથે નહિ જમીએ.'

ગિજુભાઈ સાંભળી રહ્યા. એ બહેનો સમજુ અને સંસ્કારી તી, બીજી રીતે સારા વિચારો ધરાવતી હતી, પણ તેમના જીવનમાં આવો પ્રસંગ કદી આવેલો નહિ. થોડી વાર રહીને ગિજુભાઈએ કહ્યું: અહીં આવીને આ બધું શીખવાનું છે. નાતજાતના ભેદ ભૂલવા, આ હિંદુ, આ મુસલમાન, આ પારસી, આ ખ્રિસ્તિ: એવું ન રાખવું તે નૂતન શિક્ષણ છે.'

પણ એ બહેને ગિજુભાઈએ નહિ ધારેલી એવી દલીલ કરી: તો પછી, ગિજુભાઈ! તમે અમને સાથે જમવાનું કહો છો તો તમે પોતે શા માટે સાથે નથી જમતા?'

ગિજુભાઈએ તે જ વખતે શ્રી હમીદાબેનને ચાપાણીનું નિમંત્રણ આપ્યું; એ બહેનોને પણ સાથે બોલાવ્યાં. બીજે દિવસે ગિજુભાઈ સૌની સાથે જમવા પણ આવ્યા. આ બનાવ પછી આખું વર્ષ કોઈને ખબરે ય ન પડી કે કોણ કઈ નાતે છે.

એ જ વર્ષમાં આવો જ એક પ્રશ્ન ઊભો થયો. અધ્યાપન-મંદિરમાં એક હરિજન ભાઈ અને એક હરિજન બહેન હતાં. તેમને અડવામાં કોઈને ખાસ વાંધો ન હતો, પણ એ જમાનામાં સાથે જમવાની બહુ ભડક હતી. ગિજુભાઈને કાને આ વસ્તુ પહોંચી. તેમણે તરત એનો આબાદ ઉકેલ શોધ્યો. હરિજન આશ્રમમાં રાતે ભજન અને મનોરંજનનો કાર્યક્રમ ગોઠવ્યો. જમવાનું પણ આશ્રમમાં જ. બસ આશ્રમને રસોડે સૌ સાથે બેસીને લહેરથી જમ્યા. હરિજન વિદ્યાર્થીઓએ પ્રેમથી પીરસ્યું. જે બહેનોને મનમાં સંકોચ હતો તેમણે વિદ્યાર્થીઓને પીરસ્યું ને ભેદભાવ ટળ્યો.

કેટલીક વાર બહુ નાજુક પ્રશ્નો ઊભા થતા. તેવે વખતે ગિજુભાઈ સામાના દિલને સ્પર્શ કરી, તેના પ્રત્યે સંપૂર્ણ સહાનુભૂતિ બતાવી તેનો કાયમી ઉકેલ કરતા.

એક વાર બાલમંદિરમાં મોટો ઉત્સવ હતો. રાસ, ગરબા વગેરે કાર્યક્રમ ચાલતો હતો. ગિજુભાઈ પોતે પણ તેમાં ભળ્યા હતા. એવામાં એક બહેન સંકોચથી બાજુ પર બેઠેલાં અને બીજી બહેનો તેમને રાસ લેવા આગ્રહ કરતાં હતાં. ગિજુભાઈની ઝીણી નજર ત્યાં ગઈ અને તેઓ જાતે જઈ પહોંચ્યા. 'કેમ, શી રકઝક ચાલે છે?'

'ગિજુભાઈ! આ...બહેન રાસમાં આવતાં નથી.'

'કેમ; ચાલો. શી હરકત છે?'

એ બહેન નીચે જોઈ ગયાં. બાજુમાં એમના પતિ ઊભા હતા. 'કેમ એની શરમ લાગે છે?'

'ના, ગિજુભાઈ! એમણે આ બહેનને મનાઈ કરી છે કે તારે ભાઈઓ સાથે રાસ ન લેવા.'

'તો પછી તમે બહેનો સાથે રાસ લેવા કેમ તૈયાર થયા છો?' ગિજુભાઈએ લાગલા જ એ ભાઈને ઊધડા લીધા. અને પછી સૌ સાંભળે તેમ કહ્યું: 'હું જાણું છું કે આમાં કેટલાક પુરુષો એવા છે કે જે પોતે સ્ત્રીઓ સાથે હળવાભળવાની છૂટ લે છે, અને છતાં પોતાની પત્ની બીજા પુરુષો સાથે બોલે કે છૂટથી હળેભળે તે તેઓ સહન કરી શકતા નથી. આ તેમના મનની સંકુચિતતા છે. જેમનું મન એવું સંકુચિત હોય તેમણે પોતે બીજી સ્ત્રીઓ સાથે હળવા-ભળવાની છૂટ નહિ લેવી જોઈએ. આની પાછળ કેવળ સ્ત્રીઓને ગુલામ રાખવાની વૃત્તિ અને ધણીપણું કરવાનો હક દેખાઈ આવે છે; એ ન ચલાવી શકાય.'

સૌ અવાક્ બનીને સાંભળી રહ્યાં. એ ભાઈ સમજ્યા. ભોંઠા પડ્યા અને સૌએ સાથે મળીને ઉત્સવમાં આનંદથી ભાગ લીધો.

કાર્યકર્તાઓના આંતરિક ઝઘડા પતાવવાની ગિજુભાઈની રીત પણ તેમની પોતાની જ હતી. સંસ્થાનું સંચાલન કરનાર, કુટુંબ

અને પંચાયતનાં કામ કરનાર સૌ કોઈને આવા અંદરના ઝઘડાનો રોજિંદો અનુભવ છે. ગિજુભાઈ આવે પ્રસંગે એક જીવનશાસ્ત્રી નિષ્ણાત તરીકે આપસૂઝ અને ધીરજથી કામ લેતા.

અધ્યાપનમંદિરના વિદ્યાર્થીઓ એક દૈનિક ચલાવતા. તેના તંત્રી શ્રી સોમાભાઈ ભાવસાર હતા. જગ્યાના અભાવે કેટલીક વાર અમુક સમાચાર આપવા રહી જતા તેથી કેટલાક વિદ્યાર્થીઓએ ગૃહપતિને ફરિયાદ કરી. એમાંથી ગૃહપતિ અને તંત્રી વચ્ચે થોડી ચકમક ઝરી. વાત ગિજુભાઈ પાસે પહોંચી અને બંનેને તેડું આવ્યું. ગિજુભાઈની રૂબરૂમાં બંનેએ પોતપોતાની દલીલો કરી. ગિજુભાઈ બંનેનો સંવાદ મૂંગા મૂંગા સાંભળી રહ્યા. બેઉ જણની દલીલ ખૂટી એટલે પોતે હસી પડયા અને ત્યાંથી ઊઠીને બાજુના ઓરડામાં ચાલ્યા ગયા.

તંત્રી ને ગૃહપતિ એકબીજાની સામે જોઈ રહ્યા; તેમને એમ કે ગિજુભાઈ કંઈક નિર્ણય આપશે. પણ તેઓ તો કશું બોલ્યા વિના ચાલ્યા ગયા, એટલે બંનેને શું કરવું તે સૂઝયું નહિ. આખરે બેઉ જણ પોતપોતાનાં આસન પરથી ઊઠયા અને હાથ મિલાવ્યા.

દૂર કાચની બારીમાંથી ગિજુભાઈએ આ જોયું અને તેઓ મંદ મંદ હસ્યા.

ઘરના ઝઘડાની કેવી મીઠી પતાવટ!

ગિજુભાઈ જોસબંધ કામ કરવા જતા હતા પણ હવે પ્રથમની જેમ ધક્ મારીને કામ થતું ન હતું. બાલમંદિર, અધ્યાપનમંદિર, અક્ષરજ્ઞાન પ્રચાર, ઉપરાંત શિક્ષણપ્રવાસો પણ ચાલતા હતા. કેટલાંક સ્થળોનાં આમંત્રણ જૂનાં થયાં હતાં એટલે ગિજુભાઈએ આંખ મીચીને એ લેણું ચૂકવી દેવાનો નિશ્ચય કર્યો.

# ૨૨

## શિક્ષણ–સંસ્કાર પ્રવાસો

ગિજુભાઈએ પ્રવાસમાં નીકળવાનો વિચાર તો કર્યો પણ પ્રવાસની હાડમારી ખમી શકે તેવી તબિયત ન હતી. ઘર આગળ પણ ખૂબ સાચવે ત્યારે ઠીક રહેતું; થોડીઘણી અનિયમિતતા થાય ત્યાં તબિયત લથડતી. પરંતુ ગિજુભાઈ આ બાબતમાં જુદા વિચારના હતા. અદ્યતન ગણાતા ગિજુભાઈ કેટલીક વાર તદ્દન જૂની માન્યતા ધરાવતા લાગતા.

એક વાર ગિજુભાઈના પ્રિય વિદ્યાર્થી અને નિકટના સાથી શ્રી ચંદુભાઈ ભટ્ટ તેમની તબિયત જોવા આવેલા. ગિજુભાઈ પથારીવશ હતા; ચંદુભાઈની તબિયતે બરાબર ન હતી; ગંભીર ઑપરેશન પછી તેઓ મહિનાઓ સુધી પથારીમાં રહેલા. કષ્ટસાધ્ય વ્યાધિથી તેઓ લગભગ કંટાળી ગયા હતા અને તેમાંથી મુક્ત થવાની તેમને કશી આશા ન હતી. એવે સમયે તેઓ મળ્યા, ઘણી વાતો થઈ. અંતે ગિજુભાઈ પથારીમાંથી ઊઠી તેમને વળાવવા બહાર આવ્યા. પગથિયાં ઊતરતાં તેઓ બોલ્યા: 'જા, તારી બીમારીમાંથી તું મુક્ત થઈશ.' અને તેમણે સામેના મોગરા પરથી એક ફૂલ તોડી ચંદુભાઈના હાથમાં મૂક્યું અને બોલ્યા: 'હું કહું છું તે બરાબર કહું છું. મારા કથનની સાક્ષી તરીકે જો આ ફૂલ આપું છું.'

અને સૌના આશ્ચર્યની વચ્ચે શ્રી ચંદુભાઈ રોગમાંથી મુક્ત બન્યા, આજે તેઓ બાલ અધ્યાપનમંદિર ચલાવી રહ્યા છે.

ગિજુભાઈ આવી રીતે કેટલીક વાર ઓલિયાની ભાષા વાપરતા. તેઓ ધાર્મિક બાબતમાં નવા જૂના વિચારોના સંમિશ્રણ જેવા હતા. માંદગીમાં કોઈ વાર માળા પણ ફેરવતા; તેમાંથી તેમને શાંતિ મળતી. માંદગીનું બિછાનું તેમને અકળાવતું ત્યારે પથારીમાં પલોંઠીવાળી બેસતા ને મંત્ર જપતા. મિત્રોએ તેમને પ્રવાસે જવાની ઉતાવળ ન કરવાની સલાહ આપી એટલે તરત જ તેઓ બોલી ઊઠ્યા: 'મારી તબિયત કચ્છમાં સારી થશે; કચ્છના પ્રવાસની તૈયારીઓ કરો.'

શ્રી કચ્છ લોહાણા કેળવણી ખાતાની ચાલીસેક શાળાઓ રાજ્યની શાળાઓથી જુદી ચાલતી. તેના પ્રમુખ શેઠ ચરણજીભાઈ વલ્લભદાસ હતા. તેમને ગિજુભાઈ પ્રત્યે આદર હતો. તેમણે લોહાણા કેળવણી ખાતાની શાળાઓના નિરીક્ષણ માટે ગિજુભાઈને આમંત્રણ આપી રાખ્યું હતું. તબિયતને કારણે ગિજુભાઈ એ ઠેલ્યા કરતા હતા. સમય જતો હતો પણ ગિજુભાઈની ભાષામાં તબિયત જોઈએ તેવી 'યારી' આપતી ન હતી.

આખરે ગિજુભાઈએ એકાએક કચ્છ જવાનો નિર્ણય જાહેર કર્યો. મિત્રોની વિનવણી નકામી ગઈ.

ગિજુભાઈ પોતાના નિર્ણયમાં હમેશાં મક્કમ રહેતા. તેઓ પોતાના રસાલા સાથે કચ્છ ઊપડ્યા. શ્રી ચરણજીભાઈ તથા લોહાણા કેળવણી ખાતાના શાળા અધિકારી શ્રી પ્રાણભાઈ આચાર્ય એ પ્રવાસમાં સાથે ફર્યા.

ગિજુભાઈએ કેળવણીખાતાની ચાલીસ અને બીજી દસ એમ પચાસેક શાળાનું નિરીક્ષણ કર્યું. તેની સુધારણા માટે કિંમતી સૂચનો કર્યાં: એક આખી યોજના તૈયાર કરી આપી. પ્રવાસ દરમિયાન

પચાસ જેટલી સભાઓ ભરી, પંદર હજાર ભાઈબહેનોને અક્ષરજ્ઞાનની અગત્ય અને બાળકો તરફ જોવાની નવી દૃષ્ટિનો સંદેશ આપ્યો.

કચ્છના રસ્તા અને ગિજુભાઈની નબળી તબિયત છતાં સત્તર દિવસમાં એક હજાર માઈલની મુસાફરી કરી. શ્રી ચરંજીભાઈ એ પ્રવાસ અંગે લખે છે: "કચ્છની એક હજાર માઈલની મુસાફરી ઉજાગરા, ટાઢ કે તડકો, સગવડ વા અગવડ કશાયની પરવા કર્યા વગર તેમણે કરી હતી. મોટર, રેલ્વે, ટાંગા, ઊંટ અને બળદગાડી: સઘળાં વાહનોનો તેમને આ પ્રવાસમાં અનુભવ મળ્યો હતો. નદી-નાળાં કે એવે સ્થળે મોટર ખૂંચતી ત્યારે ધક્કા મારવામાં, પૈડાં નીચે ઘાસ કાપીને નાખવામાં અને એવા સઘળા કામમાં પણ તેઓ બીજાઓની સાથે પોતાના પુત્ર ચિ. નરેંદ્રને લઈ ને આગળ આવતા."

પોતે જોયેલી શાળાઓ તો જ સુધરે જો શાળામાં કામ કરતા શિક્ષકોને બાળકો પ્રત્યે જોવાની અને તેને કેળવવાની નવી દૃષ્ટિ ને રીત બનાવવામાં આવે. અને તો જ નિરીક્ષણ પ્રવાસ સફળ થયો ગણાય. ગિજુભાઈ નક્કર કામમાં માનનારા હતા. તેમની સૂચના વધાવી લેવામાં આવી. બીજે વરસે ગિજુભાઈ ખાસ કચ્છ ગયા અને આ કેળવણીખાતાના શિક્ષકોનો એક અભ્યાસવર્ગ ચલાવ્યો. એ વર્ગમાં ગિજુભાઈ "બારબાર કલાક સુધી યંત્રવત કામ કરતા, સહર્ષ તેમ જ ઉત્સાહપૂર્વક બાળકોની વાતોમાં રસ લેતા, અને થાક લાગે તો ય સાંજ પડે એ જ નિખાલસ સ્મિત તેમના વદન પર વિલસી રહેતું. તેમની આ કાર્યપ્રણાલિથી જોનારા મુગ્ધ બનતા અને ગિજુભાઈ તો સહજ રીતે બાળકોમાં હસતા અને બાળકમય બની જતા."

એવો જ એક માસનો સંસ્કારવર્ગ વસોમાં શ્રી મોતીભાઈ અમીનના આમંત્રણથી ચલાવ્યો.

એ જ વરસે (૧૯૩૬) કરાંચીમાં ગિજુભાઈના પ્રમુખપદે એક

મોટો બાળમેળો ભરવામાં આવ્યો. સિંધના પ્રવાસમાં ગિજુભાઈ જ્યાં ગયા ત્યાં બાળકો અને બાલપ્રેમીઓ તેમને વીંટળાઈ વળ્યા. બાળકોને આનંદ કરાવ્યો અને બાલશિક્ષકોને ગિજુભાઈએ નૂતન શિક્ષણનો સંદેશ સંભળાવ્યો.

કચ્છમાં ગિજુભાઈએ મોટર, રેલ્વે, ઘોડાગાડી, બળદગાડી અને ઊંટ બધાં વાહનો વાપરેલાં પણ એમનું પ્રિય વાહન રહી ગયેલું. સિંધમાં મિત્રોના આશ્ચર્ય અને વિનોદ વચ્ચે તેમણે ગર્દભસવારી પણ કરી. ગિજુભાઈને ગધેડા તરફ ભારે પક્ષપાત હતો. તેઓ વારંવાર કહેતા: "ઓછામાં ઓછું ખાઈને વધુમાં વધુ કામ આપનાર પ્રાણીની આટલી અવગણના કરીને સમાજે તેને અન્યાય કર્યો છે, તેથી હું તેનો વકીલ બન્યો છું." 'ઈસપનાં પાત્રો'માં પણ ગિજુભાઈએ 'ગધેડાં' પસંદ કર્યાં અને તેને પોતાની કલમે વેશાન્તર કરીને ગુજરાતીમાં ઉતાર્યાં.

ગિજુભાઈનું કામ કૂદકે ને ભૂસકે આગળ વધતું હતું. એક બાજુ તેમની તબિયત 'યારી' આપતી ન હતી; પ્રવાસો ચાલુ જ હતા.

પોરબંદર નજીક છાયા આશ્રમમાં હરિજન બાલમંદિર ખુલ્લું મૂકવાનું આમંત્રણ મળતાં બોલી ઊઠ્યા: "ત્યાં તો મારે જવું પડશે! ઔર સારી બરાત લેકર જાયગા."

આખા અધ્યાપનમંદિરને લઈને ગિજુભાઈ પોરબંદર આવ્યા. એ વખતે રાજ્યના દીવાનપદે શ્રી ત્રિભુવનદાસ રાજા હતા. ગિજુભાઈના તેઓ બાલમિત્ર. તેમણે રાજ્યના મહેમાન બનાવ્યા. અધ્યાપનમંદિરનો ઉતારો હરિજન આશ્રમમાં રાખેલો. એ જમાનામાં આભડછેટનું જોર બહુ હતું. ગિજુભાઈ ગેસ્ટહાઉસમાં રાજ્યને રસોડે જમે અને પાછા હરિજન આશ્રમમાં જાય! આની સામે કેટલાક રૂઢિચુસ્ત ને રાજ્યમાં વગ ધરાવતા ગૃહસ્થોએ વાંધો ઉઠાવ્યો. દીવાનશ્રી રાજા મક્કમ

રહ્યા. પણ ગિજુભાઈને કાને એ વાત પહોંચતાં જ તેઓ બોલી ઊઠ્યા: 'આપણો લવાજમ ઉઠાવો અહીંથી. ચાલો આશ્રમમાં.'

આશ્રમમાં બાલમંદિર ખુલ્લું મૂકવાની વિધિ થઈ. ગંદેરના હરિજનપ્રેમી ગૃહસ્થો, શિક્ષકો વગેરેની હાજરીમાં ગિજુભાઈએ આ પ્રસંગે કેટલાક યાદગાર ઉદ્‌ગાર કાઢ્યા:

"આજે એક વિદ્યાર્થિનીનો શિષ્ય બનીને હું આ બાલમંદિર ખુલ્લું જાહેર કરું છું. બાલમંદિરની શિક્ષિકા શારદા મારી વિદ્યાર્થિની છે. તેનું નિશાળનું ભણતર માંડ ચારપાંચ ચોપડીનું હશે; પણ તેણે મારી પાસે તાલીમ લીધી છે. આપણે જોયું કે તેણે આશ્રમના બાલમંદિરને છાજે તેવી સાદાઈથી બાલમંદિરને સમૃદ્ધ બનાવ્યું છે. શણિયાનાં આસનોને ચીંથરાંની રંગીન કિનારીથી કલામય બનાવ્યાં છે; માટીની ભીંતને વાદળી રંગના પટ્ટાથી સુશોભિત બનાવી છે. હેમુભાઈએ પોતાની પીંછીથી સસલાં, ને ખિસકોલાં દોરી સોનામાં સુગંધ મેળવી છે. આંગણામાં હાથે ઉછેરેલ બગીચો છે. મોન્ટીસોરી પદ્ધતિ ખર્ચાળ છે એમ કહેનારને હું આ બાલમંદિર જોઈ જવાનું આહ્વાન આપું છું. અહીં હાજર રહેલાં અધ્યાપનમંદિરના ભાઈબહેનોને આમાંથી બોધપાઠ લેવાનું કહું છું. મેડમ મોન્ટીસોરીએ આવાં મજૂરવર્ગનાં બાળકોમાંથી જ શરૂઆત કરેલી. આપણા જેવા ગરીબ દેશમાં આવાં બાલમંદિરો જ રાષ્ટ્રવ્યાપી થઈ શકે."

રાતે હરિજનવાસમાં ભજન સાંભળ્યાં. બીજે દિવસે બરડાની મહેરસંસ્કૃતિ નિહાળવા અધ્યાપનમંદિર સાથે ગામડાંઓમાં ફર્યાં. પોરબંદરના મહાજને ગિજુભાઈ અને તેમની મંડળીનું ભાવભર્યું સ્વાગત કર્યું. સાંજે જાહેર સભા મળી અને ગિજુભાઈએ સમુદ્ર કિનારે, ટાઉન હૉલના ચોગાનમાં મળેલાં શહેરીઓને બાલસંદેશ આપ્યો.

વિદાયને સમયે ગિજુભાઈએ હરિજન બાળકોને પોતાની ગોદમાં

લીધાં, ગીતો ગાયાં, ફોટા પડાવ્યા અને સ્નેહ ગદ્‌ગદ્ બની બોલ્યા: "તમે મને સાત સાત ઘોડા ગાડીઓમાં ફેરવ્યો, રાજ્યનો મહેમાન બનાવ્યો, મહાજને બહેનોને સાચવી, શિક્ષણપ્રેમીઓએ પ્રેમથી નવાજ્યો, એ બધું કદાચ હું વીસરી જઈશ; પણ કાલે રાતનાં હરિજનવાસનાં ભજનો અને આશ્રમનાં બાળકોએ કરેલી અમારી મહેમાનગતિ તો હું નહિ ભૂલું."

અને બીજે વરસે જ ગિજુભાઈની એ સદ્‌ભાવના ફળતી અમને પ્રત્યક્ષ જોવા મળી. આશ્રમની પાંચ બાળાઓ અને પાંચ કુમારો સાથે પોરબંદરથી પગપાળા ચાલીને અમે ભાવનગર ગયેલા. ગિજુભાઈએ પોતાના નિવાસગૃહમાં ઉતારો આપ્યો. પણ કોઈક કારણસર દક્ષિણામૂર્તિભવનને રસોડે ભોજનશાળામાં બાળકોને જમાડવામાં અડચણ ઊભી થઈ. અધ્યાપનમંદિરનાં ભાઈબહેનો રસોડે જમતાં હતાં. એ સૌને ગિજુભાઈએ તે દિવસે આદેશ આપ્યો: 'આજે બાલમંદિરના ચોગાનમાં આપણા મોંઘા અતિથિઓ સાથે આપણે સમૂહભોજન લેશું.'

અજવાળી રાતે દોઢસો જેટલાં ભાઈબહેનો એક મોટા વર્તુળમાં ગોઠવાયાં. વચ્ચે રંગોળી પૂરી ફૂલદાનીઓ મૂકી. અગરબત્તી કરી. કેળનાં પાનમાં ભાતભાતની વાનીઓ પીરસાઈ. ભોજન શરૂ કરતા પહેલાં ગિજુભાઈ બોલ્યા: "બાલમંદિરના ઇતિહાસમાં આજનો દિવસ યાદગાર ગણાશે. આટલાં બધાં ભાઈબહેનો, જેમાં કેટલાક રૂઢિચુસ્ત વાતાવરણમાં ઊછર્યાં છો, તે સૌ પ્રેમપૂર્વક હરિજન બાળકો સાથે બેસી ભોજન લો છો, એમનું સ્વાગત કરવામાં ગૌરવ માનો છો, એ મારે મન આનંદની વાત છે. હું પોતે આજે ધન્યતા અનુભવું છું."

બહેનોએ બાળકોને અક્ષતકંકુ કર્યાં. ૧૩૧ રૂપિયાનો થાળ તેમને ચરણે ધર્યો. પછી સૌ સાથે જમ્યાં, રમ્યાં અને આનંદ કર્યો.

ગિજુભાઈ એકની એક વાત ઉપર વારંવાર ભાર મૂકવા કરતા:

રેંટિયો અને અહિંસાથી સ્વરાજ લેવાની એકની એક વાત વર્ષોથી કહેતા આવ્યા છે, હજી પણ કહે છે, અને હવે પણ કહેશે!'

ગાડી ઝપાટાબંધ ચાલી જતી હતી, સૂર્યનાં કુમળાં કિરણો બારીમાંથી અંદર પ્રવેશતાં હતાં. શ્રી મૂળજીભાઈ ભક્ત ગિજુભાઈ સામે એકીટશે નીરખી રહ્યા હતા. તેમનો પ્રવાહ કોઈ નિર્મળ ઝરણા પેઠે વહી રહ્યો હતો. આખરે બાળકનો જ દાખલો આપતાં ગિજુભાઈએ કહ્યું: 'અને બાળકો પણ આપણને શું શીખવે છે? શા માટે એની એ જ દફ્તરપેટી ઉપર રોજ અને વારંવાર રમ્યા કરે છે? બાળકો એકની એક વાર્તા અને એનાં એ ગીતો શા માટે વારંવાર સાંભળવા માગે છે?'

અને થોડી વાર શ્વાસ લઈ પોતાના જીવનના મુખ્ય અને પ્રિય સિદ્ધાંત વિષે અંતરના ઊંડાણમાંથી સનાતન સત્ય ઉચ્ચારતા હોય તેમ તેઓ બોલ્યા: 'એકની એક વાત પાછળ મંડયા રહેવું એ જીવનનો સ્વભાવ છે. કારણ કે સિદ્ધિની એ ચાવી છે. આપણા દેશમાં એકની એક વાત પાછળ મંડયા રહેનાર માણસોની ખોટ છે, કારણ કે બાળકો પાસેથી સંદેશ ઝીલવાનું માણસોને સૂઝતું નથી. અને બાળકનો સંદેશ કોઈ દેશ કે જાતિ માટે નથી. તેનો સંદેશ સમગ્ર માનવજાત માટે છે...બાળકની સાથે જીવન જીવનાં અને આ વસ્તુ જડી છે, અને હવે એ ખોવાય તેમ નથી.'

આટલી વાત કરીને તેમણે ફરી પાછું કહ્યું: 'ભક્ત! કૂકડાનું ગીત ગાઓ.'

આવી એમની એકોપાસના હતી. એ રીતે પ્રવાસમાં ગિજુભાઈ પોતાનો આરામ અને આનંદ શોધતા હતા.

# ૨૩

## ગુજરાતનું સન્માન

ગિજુભાઈનું નામ અને કામ ધીમેધીમે કરતું ગુજરાતના સીમાડા વળોટી બૃહદ ગુજરાતમાં પ્રસર્યું. એવે સમયે તેમના વિદ્યાર્થીઓ, મિત્રો અને પ્રશંસકોએ ગિજુભાઈનું જાહેર સન્માન કરવાનો વિચાર કર્યો. એ વિચારને સમસ્ત ગુજરાતે અંતરના ઉમળકાથી વધાવી લીધો. અમદાવાદને આંગણે એ સત્કારસમારંભ યોજવામાં આવ્યો. શ્રી વજુભાઈ દવે, શ્રી યશસ્વતીબહેન, શ્રી. ઇન્દુપ્રસાદ ભટ વગેરે મિત્રોએ તેની મુખ્ય જવાબદારી ઉઠાવી. બાર હજાર રૂપિયાની થેલી એકત્ર કરવામાં આવી. ગિજુભાઈના વિશાળ કુટુંબ જેવાં સ્વજનોએ ફૂલ-પાંખડી મોકલી આપી.

નિયત સમયે ગિજુભાઈ અમદાવાદ આવ્યા. જેમને લીધે તેઓ આવું બહુમાન મેળવવા ભાગ્યશાળી થયા તેવા દક્ષિણામૂર્તિના નિયામક શ્રી નાનાભાઈ ભટ સાથે તેઓ અમદાવાદને આંગણે ઊતર્યા.

એ વખતના અમદાવાદ જિલ્લા કોંગ્રેસ સમિતિના અગ્રણી અને અમદાવાદ જિલ્લા સ્કૂલબોર્ડના પ્રમુખ શ્રી બળવંતરાય પ. ઠાકોરના પ્રમુખપદે સમારંભ ઉજવાયો. કોંગ્રેસના અગ્રણીઓ, શિક્ષણપ્રેમીઓ અને સેંકડો શહેરીઓની હાજરીમાં થેલી અર્પણ કરવામાં આવી. એ વખતનાં સત્કારપ્રવચનોમાં કહેવાયું : "એક પ્રાથમિક શાળાનો, નાનાં

પાંચ વર્ષનાં બાળકોનો, 'એકડિયાનો માસ્તર' સમગ્ર ગુજરાતનું આવું ભવ્ય માન પામ્યો એ આ યુગનું સ્મરણચિહ્ન–સીમાચિહ્ન મનાશે."

એની ઉપર વર્તમાન પત્રોએ અગ્રલેખ લખ્યા.

ગિજુભાઈએ થેલીનો સ્વીકાર કરતાં, આભારદર્શનના ચાર શબ્દો જ કહ્યા: "ગુજરાતનાં બાળકોનું આ સન્માન છે. હું તો માત્ર નિમિત્ત છું એમ સમજું છું; તમે પણ સમજજો." આમ કહી એ આખી રકમ બાળકોના કલ્યાણ અર્થે વાપરવા સન્માન થેલીના સંયોજકોના હાથમાં સુપરત કરી દીધી.

આ રીતે જાહેરમાં આગળ આવવાનો પ્રસંગ બન્યો એટલે ગિજુભાઈના એક મિત્રે કહ્યું: 'ગિજુભાઈ! હવે તમારે બાલશિક્ષણના ક્ષેત્રથી થોડું આગળ વધવાની જરૂર છે. એનાથી તમારા બાલશિક્ષણના કામને પણ વેગ મળશે.'

ગિજુભાઈ મૂછમાં હસ્યા અને મૂંગા રહ્યા. તેમણે તો શિક્ષણક્ષેત્ર આડી લક્ષ્મણરેખા દોરેલી હતી. એ મર્યાદા ઓળંગીને તેઓ કશું કામ કરવા ઇચ્છતા ન હતા.

હરિપુરા મુકામે કોંગ્રેસનું અધિવેશન મળ્યું તેમાં ગિજુભાઈ પોતાની મંડળી સાથે ગયેલા. સાદડાની એક કોટડીમાં પોતાના રસાલા સાથે ગિજુભાઈ ઊતર્યા હતા. હાસ્યવિનોદના ફુવારા ઊડતા હતા. એ વખતે કોઈએ પૂછ્યું: 'ગિજુભાઈ! તમે પ્રતિનિધિ નથી?'

'અરે ભાઈ! અમને પ્રતિનિધિ કોણ ચૂંટે? આ નગારાં વાગે એમાં અમારી તૂતીનો અવાજ કોણ સાંભળે!'

'કેમ, સ્વરાજની લડતમાં કેળવણીકારોને સ્થાન નથી!'

'લડતમાં અમે આગલે ગાડે. પણ એને માટે પ્રતિનિધિ થવાની જરૂર નથી. અમે તો બાપુ લડત ઉપાડશે એટલે આ...ને પાછી વાનરસેના કરશું ભેગી ને હલ્લો મચાવશું. અને સ્વરાજ થશે એટલે પ્રૌઢ

શિક્ષણનો ઊંડો ઉપાડક્યું. માબાપો સમજશું થશે તો બાળકોને સાચવશે. બાળકો મોટાં થઈ ભવિષ્યમાં માબાપો થશે એટલે અમે આ દુનિયામાંથી વિદાય લેશું.'

* * *

'પણ ગિજુભાઈ! અમારે તમારી પાસેથી વર્ધાયોજના વિષે અભિપ્રાય જાણવો છે.' એક ભાઈએ પૂછ્યું.

'લો, વર્ધાયોજના હિંદુસ્તાન માટે આશીર્વાદ રૂપ છે.' ગિજુભાઈએ જવાબ વાળ્યો. પણ એટલાથી પ્રશ્ન પૂછનારને સંતોષ થયો નહિ. તેઓ જાણતા હતા કે ગિજુભાઈ કેળવણીની બાબતમાં ગાંધીજીથી જુદા વિચારો ધરાવે છે. ગાંધીજીએ યરવડા જેલમાં એક બાળપોથી લખેલી. ગિજુભાઈને તે જોવા મોકલી હતી. ગિજુભાઈએ તે 'નાપાસ' કરેલી. એટલે વર્ધાયોજના વિષે પણ કંઈક એવું જ કહેશે એમ તેમણે ધારેલું. ટૂંકા જવાબથી તેમને સંતોષ ન થયો એટલે છૂટથી ચર્ચા કરવા ગિજુભાઈએ તેમને કહ્યું. પછી તો ચર્ચા ચાલી.

ગિજુભાઈએ પોતાનો અભિપ્રાય વિસ્તારથી સમજાવતાં કહ્યું: 'ભાઈ! ગાંધીજી તો જીવનદ્રષ્ટા છે. શ્રદ્ધાપૂર્વક દેશના જીવનને પારખે છે ને અનિવાર્ય એવા જીવનઘડતર તરફ દોરે છે. તેના ફલસ્વરૂપ આ વર્ધાયોજના છે એમ હું માનું છું. બાપુએ આ દૃષ્ટિ આપી તે દેશ ઉપર મોટો આશીર્વાદ છે. હવે શિક્ષકો ને કેળવણીકારોનો ધર્મ બીજો છે: બાપુની દૃષ્ટિ પચાવી તે પ્રમાણે પ્રયોગ કરવા.'

'પણ આવા પ્રયોગો સ્વયંસ્ફૂર્તિ અને સ્વાતંત્ર્યને માર્ગે થઈ શકે ખરા?'

'હા, જરૂર થઈ શકે.' કહેતાં ગિજુભાઈ આડા પડ્યા પડ્યા ચર્ચા કરતા હતા તે બેઠા થઈ ગયા. 'જીવનનો સદ્‌ગુણ એ રીતે કેળવાય તો સાચો સદ્‌ગુણ બને. બાપુના રેંટિયા પાછળ અહિંસક સંસ્કૃતિની

જીવનદષ્ટિ કેળવવાનો હેતુ રહેલો છે. વર્ધાયોજનાના પાછળ પણ એ જ જીવનદષ્ટિ રહેલી છે: એટલે તેના પાયામાં સ્વયંસ્ફૂર્તિ ને સ્વાતંત્ર્ય રહેલાં જ છે. શાળા દ્વારા લોકજીવનને જે પલટો આપવાનું ગાંધીજી કહે છે તેનું કારણ પણ એ જ છે. કોંગ્રેસ સરકારો ધારે છે તેમ જલદી ગામેગામ આવી શાળાઓ નહિ સ્થાપી શકાય. બાકી, આપણા બાપુએ કેળવણીનું જે દૃષ્ટિબિંદુ ફેરવી નાખ્યું છે તેમાંથી કાળે કરીને હિંદુસ્તાનને નવજીવન મળવાનું છે.'

ગિજુભાઈ આ ચર્ચામાં એવા તલ્લીન બન્યા કે રાતના ત્રણના ટકોરા પડયા.

'હવે થોડો આરામ કરો, ગિજુભાઈ!'

'પણ તમને સંતોષ થયો?'

'જી હા.'

'ચાલો ત્યારે હવે ઘડીક જંપી જાઉં.'

* * *

ગિજુભાઈને એક સાથે ઘણા મોરચા સાચવવાના હતા. બાલમંદિરમાં નવા નવા પ્રયોગ કરવા, ઠેરઠેર શરૂ થતાં બાલમંદિરો માટે શિક્ષકો તૈયાર કરવા, બાળકો ઉપર થતા અન્યાયમાંથી તેમને બચાવવાં, જૂના શિક્ષકો તથા માબાપોને કેળવવાં, બાળકો શિક્ષકો અને માબાપો માટે સાહિત્ય નિર્માણ કરવું: અને આ બધા કામને પહોંચી વળવા સારુ શરીરમાં પેઠેલા રોગ સામે જાગૃત રહી સતત લડતા રહેવું. આટલું અસાધારણ કામ અંતરની પ્રેરણા અને ઊંડી ધગશ વિના થવું અશક્ય છે.

શ્રી કાકાસાહેબ કાલેલકરે એનો થોડા શબ્દોમાં સચોટ ખ્યાલ આપ્યો છે: "ગિજુભાઈની પ્રવૃત્તિ દ્વિવિધ હતી. બાળકો કેળવવાં, અને બાલસાહિત્ય ખીલવવું. બંનેમાં એમનો એકાગ્ર યોગ અસાધારણ

કુતો. આવડા ઊંચા અને મૂછાળા ગિજુભાઈ પણ બાળકો વચ્ચે સાવ બાળક થઈ જતા. આખો દિવસ છોકરાંઓ જોડે શિક્ષકને ન છાજે એવી છોકરવાદી કરે અને રાતે ઉજાગરા કરી, જાતજાતનું સાહિત્ય વાંચી – એમાં પોતાનો અનુભવ ઉમેરી – બાલસાહિત્ય ઉપજાવી કાઢે. બાળકોનો સ્વભાવ ઓળખવો અને એને ખીલવવો એ ગિજુભાઈનું કામ. બાલમાનસ ઉપર એમણે ગમે તેટલી ચોપડીઓ વાંચી હશે પણ ગિજુભાઈની કળા એમની પોતાની સ્વયંભૂ હતી."

શ્રી ગિજુભાઈ તથા શ્રી તારાબેને આજથી પચીસ-ત્રીસ વર્ષ પહેલાં જે કાર્ય કર્યું તેની કિંમત ભાવી પ્રજા આંકશે. આપણે એ એ કાળની ઘણા નજીક છીએ. પણ શ્રી કાકાસાહેબ જેવા દ્રષ્ટા એનું મૂલ્યાંકન કરી શકે છે: "...એ જમાનામાં ગિજુભાઈ અને તારાબહેને જે કામ કર્યું છે તે કોઈ પણ સમાજને મગરૂર બનાવે એવું હતું. બાળકોના ઉદ્ધારકર્તા ગિજુભાઈએ અસંખ્ય માબાપોને બાલસ્વાતંત્ર્યની, બાલશક્તિની અને બાલપૂજાની દીક્ષા આપી. ગુજરાતને બાલભક્તિનું ગાંડપણ લગાડનાર આ બંને મિશનરીઓએ મધ્યમવર્ગનું આખું સ્વરૂપ ફેરવી નાખ્યું છે, અને ગુજરાતભરમાં અસંખ્ય બાલમંદિરો વાવી ઉગાડ્યાં છે."

એ જમાનામાં અને આજે પણ એક એવી માન્યતા દૃઢ થયેલી છે કે ગિજુભાઈ અને અમુક અંશે શ્રી તારાબહેન પણ મોન્ટીસોરી પદ્ધતિનાં અંધભક્તો હતાં, અને તેમના આંકી આપેલા માર્ગથી તસુ પણ આઘાંપાછાં ન જનારાં હતાં. તેમના એક વિદ્યાર્થી, ચિરસહવાસી તરીકે હું કહી શકું છું કે એમાં અતિશયોક્તિ રહેલી છે.

ગિજુભાઈ એક જાગ્રત, વૈજ્ઞાનિક દૃષ્ટિ ધરાવનાર પ્રયોગકાર હતા. બાલશિક્ષણની સર્વાંગીણ પ્રવૃત્તિઓ ચલાવવામાં ગિજુભાઈની દૃષ્ટિ અને પદ્ધતિ પોતાની આગવી હતી. ગુજરાતી ભાષામાં પણ

તેમણે બાલભોગ્ય, ક્રિયાપદ વિનાના શબ્દપ્રયોગો ને ટૂંકી વાક્યરચનાથી નવી ભાત પાડી હતી. ગિજુભાઈની દરેક પ્રવૃત્તિના મૂળમાં બાલપ્રેમ હતો. માતૃસહજ વાત્સલ્ય દ્વારા બાલવિકાસ–નૂતન સમાજનું ઘડતર–એ તેમનો પાયાનો સિદ્ધાંત હતો.

શ્રી કિશોરલાલ મશરૂવાળાનું કથન આ વસ્તુને સવિશેષ સ્પષ્ટ કરે છે: "ગૂજરાતના સેંકડો લોકોની જેમ હું પણ મોન્ટીસોરી શિક્ષણપદ્ધતિને ગિજુભાઈ મારફતે જ જાણતો. પણ ગિજુભાઈ-પદ્ધતિ અને મોન્ટીસોરી પદ્ધતિ સાવ એક નથી એ હકીકત પણ મને ગિજુભાઈએ જ કહી હતી...મોન્ટીસોરીની મુખ્ય સેવા મેં એની વિશિષ્ટ શાળાને નથી માની, પણ બાળકો પ્રત્યે વર્તવાની જે નવી દૃષ્ટિ એણે રજૂ કરી છે તેને માની છે.

"એ દૃષ્ટિને ગિજુભાઈએ – અથવા એમ કહી શકાય કે દક્ષિણામૂર્તિએ વિદ્યાર્થીસમાજ પરત્વે અને તેમાંથી ગિજુભાઈએ બાલસમાજ પરત્વે ફેલાવી, અને ગુજરાતી માબાપને તથા શિક્ષકને નવા સંસ્કાર આપ્યા. ગાંધીજીએ જે વાત પર એમના આશ્રમમાં અહિંસાની દૃષ્ટિએ ભાર મૂક્યો, તેને ગિજુભાઈએ માબાપ તથા શિક્ષકના સ્વાભાવિક વાત્સલ્યને જાગ્રત કરી, શિક્ષણશાસ્ત્રથી શુદ્ધ કરી તથા બાલમંદિરની કળાથી શણગારી લોકપ્રિય કરી. અહિંસક સંસ્કૃતિનો પાયો નાખવામાં ગિજુભાઈએ આ રીતે એક બહુ મોટો ભાગ ભજવ્યો છે."

* * *

જેમ જેમ વરસો વીતતાં ગયાં તેમ તેમ ગિજુભાઈના પ્રયોગોમાં, તેમનાં લખાણોમાં, તેમના સમગ્ર જીવનમાં વધુ ને વધુ ઊંડાણ, સ્વાસ્થ્ય અને વિશાળતા આવતાં ગયાં. હિમાલયમાંથી નીકળેલી મહાનદીઓ જેમ જેમ આગળ વધતી જાય તેમ તેનાં નીર ઊંડાં, સ્વચ્છ,

શાંત, ધીરગંભીર બને, તેનો પટ વિશાળ બનતો જાય તેમ જ ગિજુભાઈની સત્ પ્રવૃત્તિ વિશે બનતું ગયું. આ દિવસોમાં લખાયેલાં તેમનાં બે પુસ્તકો 'પ્રાસંગિક મનન' અને 'શાંત પળોમાં' એની સાક્ષી પૂરે છે. ગિજુભાઈના વાચન ચિંતન અને અનુભવના અર્ક રૂપ, સ્વાનુભવના નિચોડ રૂપ એ પુસ્તકો છે. ગિજુભાઈનાં એ દિવસોનાં પ્રવચનોમાં તથા વાર્તાલાપો અને પત્રોમાં પણ આપણને એ વસ્તુનું દર્શન થાય છે.

ગિજુભાઈ ને સંયોગવશાત પ્રચારકામ કરવું પડ્યું. પણ તેઓ માત્ર પ્રચારક ન હતા; તેઓ એક વિચારક હતા. દરેક બાબતમાં અલૌકિક રીતે વિચારીને નવીન માર્ગ કાઢનાર પ્રયોગકાર હતા. પણ ગિજુભાઈને માટે કહેવું જ હોય તો તેઓ ધ્યેયલક્ષી પ્રચારક હતા એમ કહી શકાય. ગિજુભાઈની આ શક્તિનું તેમના બાલમિત્ર સાક્ષરવર્ય શ્રી રામનારાયણભાઈ વિ. પાઠકે કરેલું સૂક્ષ્મ અવલોકન આ વસ્તુ ઉપર સારો પ્રકાશ પાડે છે: "ગિજુભાઈમાં પ્રચારશક્તિ સારી હતી એમ કહી શકાય. પણ એમ કહેતાં એક વિવેક કરવાની જરૂર છે. કેટલાક માણસો માત્ર પોતાની મોટાઈ કે કીર્તિ અર્થે પ્રચારશક્તિનો ઉપયોગ કરે છે. તે હલકી પ્રચારશક્તિ છે; છેવટ શક્તિનો દુષ્પ્રયોગ, તેનો ખોટો વિનિયોગ તો છે જ. પણ જ્યારે કોઈ માણસ પોતાની શ્રદ્ધાનું ધ્યેય લોકભોગ્ય કરવા પ્રચારશક્તિનો ઉપયોગ કરે છે ત્યારે તેમાં કશો દોષ નથી. તેમાં પણ ગિજુભાઈના ધ્યેયની સફળતા લોકસ્વીકાર ઉપર જ આધાર રાખતી હતી. બાળકો ઉપર કેળવણીને નામે થતો અત્યાચાર ત્યારે જ બંધ થાય કે જ્યારે માબાપો આ તત્ત્વ સમજે. અને શ્રી ગિજુભાઈએ એમ કરવામાં પ્રયત્નની કયાંઈ પણ ખામી રહેવા દીધી નથી.

"તેમણે બાળકેળવણી હાથમાં લીધી ત્યાં સુધી એ પ્રશ્ન ઉપર

થોડા કેળવણીકારો સિવાય કોઈ વિચાર નહોતું કરતું. અને તેમણે એ વિષયમાં પ્રવેશ કર્યા પછી ગુજરાતનો વિચાર કરી શકે તેવો લગભગ દરેક માણસ તેને વિષે વિચાર કરતો થઈ ગયો છે. એ સફળતાની પાછળ ગિજુભાઈની અથાગ અને અથાક (જો કહી શકાય તો) મહેનત રહેલી છે. મેં તેમને જાગૃતિના બધા કલાકો એમના ધ્યેય પાછળ કામ કરતા જ જોયા છે..."

બત્રીસ વર્ષની યુવાન વયે ગિજુભાઈ દક્ષિણામૂર્તિમાં જોડાયા. બાવન વર્ષની ઉંમરે તેઓ પોતાની સર્વ શક્તિથી એકધારું શિક્ષણ-કાર્ય કરી રહ્યા હતા. એ વીસ વર્ષમાં તેમના કામનાં મૂળ સારી પેઠે ઊંડાં ગયાં હતાં. આજે વટવૃક્ષની પેઠે ફાલીફૂલી રહેલાં બાલમંદિરોના તે દિવસે બીજાંકુરો ફૂટતા હતા. આજે મરાઠી અને હિંદી ભાષામાં ચાલતી 'શિક્ષણ પત્રિકા'નું સત્ત્વ બીજ તે દિવસે ગુજરાતી પત્રિકામાં દૃષ્ટિગોચર થતું હતું. આજે હજારો બાળકોના હાથમાં રમતી બાલ-પુસ્તિકાઓ અને તેમના મનમાં ગુંજતી વાર્તાઓની સરવાણીઓ તે દિવસે ગિજુભાઈની કલમમાંથી સરતી હતી.

પણ ગિજુભાઈને એથી સંતોષ ન હતો. તેમને દક્ષિણામૂર્તિ બાલમંદિરની પોતાની ધૂણી હજી સવિશેષ પ્રજ્વલિત કરવી હતી. બાલશિક્ષણના વિકાસની અનેક યોજનાઓ તેમના દિલમાં રમતી હતી. બાલહિતાર્થે અનેક પ્રવૃત્તિઓ ચલાવવાની તેમને ઉમેદ હતી.

પરંતુ આ જગત મનુષ્યની ઇચ્છા મુજબ નહિ પણ ઈશ્વરી સંકેત અનુસાર ચાલી રહ્યું છે. કુદરતની કળા અકળ છે.

મનુષ્ય જાણે મૈં કરું, કરને વાલા કોઈ,
આદર્યાં અધૂરાં રહે (તે) હરિ કરે સો હોઈ.

જ્યારે દક્ષિણામૂર્તિ સંસ્થાની સર્વ પ્રવૃત્તિઓ સોળ કળાએ ખાલી રહી હતી, જ્યારે તેનો પૂર્ણ મધ્યાહ્ન તપતો હતો, બૃહદ્ ગુજરાતમાં

તેની ખ્યાતિ પહોંચી હતી તેવે સમયે મહાસાગરમાં પૂર વેગે ધસમસતી જતી મહાનૌકામાં અંદરથી કોઈ વિનાશિકા આવીને ગાબડું પાડે, નૌકામાં બેઠેલાં આનંદ-પ્રમોદ કરતાં ઉતારુઓને તેની કશી ખબર પણ ન પડે, તેમ એ મહાસંસ્થાના વિનાશની ઘડીઓ અંદરથી ગણાઈ રહી હતી. તેનો કોઈને કશો ખ્યાલ સરખો ન હતો.

ભાવીના ગર્ભમાં ચાલતા સંકેતોને પામવાની માનવીની શક્તિ હોતી નથી. આખરે તો માનવબાળ એ જગન્નિયંતાના હાથનું એક માત્ર રમકડું જ છે.

# ૨૪

## છેલ્લું અધ્યાપનમંદિર

'સાંભળ્યું ? આ ઓરડામાં ને રસોડામાં લાદી સાવ ઊખડી જવા આવી છે. તમે નાનાભાઈને વાત કરો.' ગિજુભાઈ આવીને પાટલે બેઠા એટલે શ્રી જડીબહેને વાત કરી.

ગિજુભાઈ નાનાભાઈ પાસેથી જ આવતા હતા. તેમના ચહેરા ઉપર આજે હંમેશનું સ્મિત ન હતું; પ્રસન્નતા ન હતી. તેમણે જાણે સાંભળ્યું જ ન હોય તેમ જમવાનું શરૂ કર્યું.

'સાંભળ્યું તમે? મેં શું કહ્યું ?' શ્રી જડીબહેન ફરી બોલ્યાં.

ગિજુભાઈના કપાળ ઉપર કરચલી પડી; તેમનો અવાજ ભારે થયો. ભવિષ્ય ભાખતા હોય તેમ તેમણે કહ્યું: 'હું આ દક્ષિણામૂર્તિના ગ્રહ નબળા દેખું છું!'

તેમના શબ્દોમાં રહેલી વેદના કળી ગયાં હોય તેમ શ્રી જડીબહેન સ્તબ્ધ બનીને સાંભળી રહ્યાં. ગિજુભાઈ જમી રહ્યા ત્યાં સુધી કોઈ કશું બોલ્યું નહિ.

મહિનાઓ સુધી 'દક્ષિણામૂર્તિ' ઉપર ચિંતાનાં વાદળ ઘેરાયાં.

શ્રી નાનાભાઈ, ગિજુભાઈ, હરભાઈ જેવા સમર્થ કેળવણીકારોના દિલમાં કારમી વેદનાના શ્વાસ ઘૂંટાતા રહ્યા. કોઈ જીવલેણ કીડો અંદર પેસીને કોરી રહ્યો હોય તેમ સંસ્થાના પાયા ઊંડાણથી કોરાવા લાગ્યા.



આત્મમંદિરમાંથી જુદા થતી વખતે કાર્યકરો સાથે : ૧૯૩૧

ગિજુભાઈના હૃદયમાં ભારે ઉગ્ર મંથન ચાલી રહ્યું. આખરે તેમણે નિર્ણય જાહેર કર્યો: 'મારી આજીવનસભ્ય પદની મુદત પૂરી થઈ છે. સંસ્થામાંથી હું મુક્ત થાઉં છું.'

ગિજુભાઈ સને ૧૯૧૬માં સંસ્થામાં જોડાયા; ૧૯૩૬માં છૂટા થવાનો નિર્ણય કર્યો.

મિત્રો ગિજુભાઈને સમજાવવા લાગ્યા: 'બાલમંદિર તમારું જીવનકાર્ય છે. તમારાથી એ છોડી જ ન શકાય. આ સ્થાનમાં તમારી કબર થવી ઘટે.'

ગિજુભાઈ એકના બે ન થયા. તેમણે કહ્યું: 'હું દક્ષિણામૂર્તિનો આજીવનસભ્ય મટું છું. પણ દક્ષિણામૂર્તિનો આજીવનસેવક તો રહીશ જ. શ્રીદક્ષિણામૂર્તિ મારા આરાધ્ય દેવ રહેશે.

'દક્ષિણામૂર્તિએ મને કેળવણીનું કામ શીખવ્યું. જ્યાં જઈશ ત્યાં એ જ કામ કરીશ. દક્ષિણામૂર્તિનો મટીશ નહિ.'

આમ ગિજુભાઈ મક્કમ રહ્યા. એટલે એક મિત્રે ખૂબ આજીજીપૂર્વક કહ્યું: 'ગિજુભાઈ! માત્ર બેત્રણ વર્ષ રોકાઈ જાઓ. આ બહેનોનો અભ્યાસ પૂરો થાય, પછી...'

ગિજુભાઈ હસી પડ્યા અને મિત્રને બોલતા અટકાવીને બોલ્યા: 'લે હવે ગાંડો થા મા! બહેનોને આગળ ભણવું હશે તો ભણશે ને કમાવું હશે તો કમાશે. બણુટિકુ (તેમની બન્ને નાની પુત્રીઓ) કાંઈ ભણ્યા વિના રહેવાની છે? તમે આમ ઢીલા શું પડી જાઓ છો? ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખો. લ્યો, આ પાણી પીઓ; સ્વસ્થ થાઓ!'

ગિજુભાઈએ કોઈની કશી દલીલ માની નહિ. અને સંસ્થા સાથેનો અતૂટ લાગતો સંબંધ ઘડી વારમાં કાચા સૂતરના તાંતણાની પેઠે તોડી નાખ્યો અને સર્પ કાંચળી ઉતારે તેમ આજીવનસભ્ય પદનો ઝભ્ભો ઉતારી નાખ્યો.

સંસ્થામાંથી મુક્ત થતાં જ કચ્છમાં વાંકુ મુકામે તથા વસોમાં એક એક માસના બાલશિક્ષણના તાલીમવર્ગો ચલાવ્યા.

ગિજુભાઈ મુક્ત થયા છે એ સમાચાર મળતાં જ અનેકનાં મોંમાં પાણી આવવા લાગ્યાં. ચોમેરથી આમંત્રણ મળવા માંડયાં. અગાઉ ગિજુભાઈ ને પોતાનાં બાળકોના શિક્ષણ માટે ગૃહશિક્ષક તરીકે આવવાનું એક શ્રીમંતનું આમંત્રણ તેમણે પાછું ઠેલ્યું હતું, તેવી જ સહજ રીતે તેમણે દરેક આમંત્રણ પાછાં વાળ્યાં.

પણ તેમના બાલમિત્ર શ્રી પોપટલાલ ચુડગર જીતી ગયા. તેઓ રાજકોટમાં વકીલાત કરતા હતા. તેમણે કહ્યું: 'ગિજુભાઈ! આપણે વઢવાણકાંપમાં સાથે વકીલાત કરતા. તમે વકીલ મટી ગયા; હું હજી વકીલ મટયો નથી. તમે મારે ઘેર આવીને રહો તો મોડોમોડો પ હું કદાચ તમારા સમાગમથી વકીલ મટી જાઉં.' શ્રી પોપટભાઈ એ વેણ નાખ્યું.

શ્રી ચુડગરસાહેબે રાજકોટમાં એક અધ્યાપનમંદિર શરૂ કરવાની યોજના મૂકી. જે કંઈ ખોટ જાય તે ઉપાડવાના હામી દીધા. ગિજુભાઈ ને કંઈક કામ તો જોઈએ જ. કામ વિના તો તેમને કીડીઓ ચડે. એટલે રાજકોટમાં અધ્યાપનમંદિર ખોલવાનો નિર્ણય કર્યો અને પોતે ત્યાં જઈ ને રહ્યા.

ગિજુભાઈ અધ્યાપનમંદિર શરૂ કરે છે તે સમાચાર મળતાં જ બાલશિક્ષણના રસિયાં, જેમની તરસ હજી છીપી ન હતી તેવાં ભાઈ-બહેનો તેમાં જોડાયાં અને ખાસ્સો મોટો વર્ગ શરૂ થયો. એ ગિજુભાઈનું છેલ્લું અધ્યાપનમંદિર. પણ એની કોઈ ને કયાં ખબર હતી! ગિજુભાઈના દિલમાં તો અનેક અધૂરાં સ્વપ્નો રમતાં હતાં.

* * *

બાલમંદિર ઉપરના અંતિમ દિવસો નજીક આવતા હતા.

ગિજુભાઈને સંસ્થામાંથી મુક્ત થવા અંગેનો કશો વિચાર સરખો મનમાં ન હતો. અધ્યાપનમંદિરનું વ્યાખ્યાન પૂરું કરીને તેઓ બાલમંદિરની પાછળની ઓસરીમાં આંટા મારી રહ્યા હતા. સૂર્યનારાયણ બોરતળાવની ટેકરી પાછળ અદૃશ્ય થતા હતા. સંધ્યાના રંગો ક્ષિતિજ ઉપર ફૂટવા લાગ્યા હતા. ગિજુભાઈના સહકાર્યકર શ્રી શંકરભાઈ શાહ પોતાનું કામ પતાવીને ગિજુભાઈની સાથે ફરવા લાગ્યા.

આંટા મારતાં મારતાં બાલમંદિરની જમણી બાજુની ખાલી જગ્યા તરફ આંગળી ચીંધીને ગિજુભાઈએ કહ્યું : 'જુઓ, શંકરભાઈ! આપણે અહીં બાળકોની વિદ્યાપીઠ (Children's University) કરવી છે.'

શંકરભાઈ સાંભળીને ઘડીભર આભા બની ગયા. બાળકોની વિદ્યાપીઠ! ગુજરાત વિદ્યાપીઠ, મુંબઈ વિદ્યાપીઠ, એવું એવું બધું સાંભળ્યું હતું; મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટેની વિદ્યાપીઠોની વાતો સાંભળી હતી. પરંતુ બાળકોની વિદ્યાપીઠની તો સ્વપ્ને ય કલ્પના ન હતી. ગિજુભાઈએ આગળ ચલાવ્યું : 'જુઓ, અહીં આપણે જુદી જુદી જાતનાં બાળકોનો અભ્યાસ કરવાનું રાખશું. બાળમાનસના અભ્યાસ માટે આપણે જે અનેકવિધ અખતરાઓ કરવાના છે તે આપણી આ વિદ્યાપીઠ મારફત કરશું. આંધળા, લૂલાં, અપંગ એવાં એવાં બાળકોને રાખશું; અને એમનાં માનસ ઉપર એમની શારીરિક ઊણપોની શી અસર થાય છે તે તપાસીશું. એવી જ રીતે માનસિક ઊણપનો પણ આપણે અભ્યાસ કરશું. જુદા જુદા વર્ગોમાંથી આવતાં બાળકોની જુદી જુદી ખાસિયતો અને ટેવોનો પણ અભ્યાસ થઈ શકે.'

લગભગ અર્ધા પોણા કલાક સુધી ગિજુભાઈએ પોતાની આખી યોજના શંકરભાઈ સમક્ષ વિસ્તારથી રજૂ કરી. શંકરભાઈ તો આશ્ચર્ય-

ચકિત બની સાંભળી જ રહેલા. ખરેખર, બાલવિદ્યાપીઠની એ કલ્પના અદ્દભુત હતી.

એવું જ ગિજુભાઈનું બીજું સ્વપ્ન હતું બાલજ્ઞાનકોશનું. એને માટે ગિજુભાઈએ થોડી પૂર્વતૈયારી પણ કરેલી. તેનાં પગરણ મંડાયાં હતાં; એક નાનું એવું કાર્યાલય પણ શરૂ થયેલું. પણ એ સ્વપ્ને ય અધૂરું રહ્યું.

પણ ગિજુભાઈની સૌથી ભવ્ય અને જીવનને શાંતિ આપે તેવી તેમની ઝંખના હતી આત્મદર્શનની. પોતે બાળદુનિયામાં ક્રાંતિકારક ફેરફાર કરનાર અને બાળકેળવણીના પિતા સમાન હતા, છતાં યે તેમનું અંતિમ ધ્યેય આત્મદર્શન હતું.

એક વાર ભાવનગરમાં વિક્ટોરિયા પાર્કમાં ફરવા ગયેલા. તેમનાં ભત્રીજી શ્રી મોંઘીબહેન સાથે હતાં. ફરતાં ફરતાં ગિજુભાઈ બોલ્યા: 'મોંઘી! તને એક ખાનગી વાત કહું? કોઈને કહીશ નહિ.'

શ્રી મોંઘીબહેન આશ્ચર્ય પામતાં ગિજુભાઈ સામે જોઈ રહ્યાં. એમને થયું, એવી તે શી ખાનગી વાત હશે?

ગિજુભાઈ જવાબની રાહ જોયા વિના પોતાના મન સાથે વાત કરતા હોય તેમ કહેવા લાગ્યા: 'આ સંસ્થાનાં મારાં વીસ વર્ષ પૂરાં થાય એટલે હું તો હિમાલયમાં ચાલ્યો જવાનો છું. આવું તો ઘણું કર્યું, પણ એનાથી કંઈ આત્મદર્શન થોડું જ થવાનું હતું? એટલે પાછલી જિંદગી હિમાલયમાં ગાળવી ને ત્યાં એક આશ્રમ સ્થાપવો એવી મારી ઇચ્છા છે. તું આવીશ?'

* * *

કચ્છમાં એક મહિનો ગિજુભાઈ રહેલા ત્યારે તેમની સાથે જાણીતા વનસ્પતિશાસ્ત્રી વૈદરાજ વલ્લભરામભાઈનો સહવાસ મળેલો. વૈદરાજ અનેક વાર હિમાલય જઈ આવેલા અને હિમાલયની વાત

કરતાં ઘડીભર દુનિયાને વીસરી જાય એવા નિસર્ગપ્રેમી. એટલે બંનેની દોસ્તી જામી. ગિજુભાઈ તેમને વારંવાર કહેતા: 'આપણે બેય જણને હિમાલયમાં ખૂબ રખડવું છે, અને ત્યાંની વનસ્પતિ ને પંખીઓનો અભ્યાસ કરવો છે.'

પણ આ તો કેવળ ગિજુભાઈના અંતરની ઝંખના હતી. તેઓ છેલ્લું અધ્યાપનમંદિર ચલાવવામાં પોતાની જાતને વીસરી ગયા. તેમણે તબિયતનો વિચાર કર્યા વિના ખેંચવાનું શરૂ કર્યું. તેમની ફિલસૂફી જ એ હતી; કામ કરતાં કરતાં ઘસાઈ જવું એ જ એમનો સિદ્ધાંત હતો. પોતાની એ પ્રકૃતિથી તેઓ પૂરા જાણકાર હતા.

શ્રી ચમનભાઈ વૈષ્ણવ ઉપરના એક પત્રમાં વઢવાણ બાલમંદિરની મુલાકાતેથી આવીને લખ્યું: 'હું ત્યાં કેવો ધમાલમાં હતો એ તમે જોયું હશે. જેમ તેમ ખાતો, જેમ તેમ પીતો, ઝટપટ કપડાં પહેરતો ને ભાગતો. આમ ઘડીક અહીં ને ઘડીક ત્યાં, હાયવોય ને ધમાલમાં અમારું જીવન જાય છે. આ વસ્તુ સાચી નથી એ હું જાણું છું. તમારા જેવા શાંતિપ્રિય માણસોને આ બધું બહુ વિચિત્ર લાગે, પણ અમારા જેવા માટે બીજો રસ્તો નથી. મારા જેવા શાંતિ ઇચ્છે તોપણ મળી શકે તેમ નથી.'

આ શબ્દો ગિજુભાઈની શાંતિપ્રિયતા બતાવે છે. ગિજુભાઈ જિગરથી શાંતિના ચાહક હતા; પરંતુ તેમની અંદર રહેલો, બાળકો તરફ અન્યાયથી વર્તનારા સમાજને ઉથલાવી નાખવા માટે ધખતો અગ્નિ તેમને શાંત રહેવા દે તેમ ન હતો. શ્રી તારાબેન મોડકે તેમની આ મનોવૃત્તિનું પૃથક્કરણ કરતાં કહ્યું છે: "તેમણે ખૂબ જોસબંધ પ્રચારકામ કર્યું તેનું કારણ પણ આ અંદરનો સળગેલો અગ્નિ. કેટલાએક બહિર્મુખ જ હોય છે; પ્રચાર જેવું કામકાજ તેમને વધારે ફાવે છે. ગિજુભાઈનું તેવું ન હતું. તેમને તો શાંતિથી એક ખૂણામાં

બેસી પ્રયોગો કરવાનું ને અધ્યયન-ચિંતન કરવાનું કામ પણ ફાવત. કદાચ તે વધારે પણ ફાવત. પણ તેઓએ જોયું કે બાળકોને ચાલુ શાળાઓ, શિક્ષકો અને માબાપો ખૂબ જ અન્યાય કરતાં હતાં; બાળકો એટલાં બધાં કચડાયેલાં હતાં કે તે અકળામણ, તે અન્યાય બંધ કરવાને માટે ખૂબ પ્રયત્ન તેમણે શરૂ કર્યા. પહેલાં પહેલાં તો તેમની ભાષા એટલી બધી આકરી હતી કે તેઓ પ્રચારક થઈ શકતા ન હતા.

"...તેઓ અંદરથી બળતા હતા અને બળતરા સહન કરી શકતા ન હતા, તેથી આકરી ભાષામાં વ્યક્ત કરતા. પાછળથી તેઓ ઓછા બળતા હતા તેમ નહિ, પણ તેઓ સમજ્યા હતા કે આ શિક્ષકો ને આ માબાપોને મેળવીને જ કામ થઈ શકશે. તેમને ગાળો દઈને, આકરું બોલીને, તેઓ બિલકુલ સાંભળશે નહિ. એટલે તેમની વાત કરવાની ને લખવાની ઢબ બદલાતી ગઈ ને તેમનું પ્રચારકામ જોસબંધ આગળ વધ્યું. તેમની મીઠી વાણીથી તેમણે માબાપોને પણ આકર્ષી લીધાં ને શિક્ષકોનાં મન પણ જીત્યાં."

પરંતુ રાજકોટ અધ્યાપનમંદિરનું કામ ઊંટની પીઠ ઉપરના છેલ્લા બોજા રૂપ બન્યું. દમના વ્યાધિએ ફરી ઊથલો માર્યો; તાવ શરૂ થયો અને ગિજુભાઈ પથારીવશ બન્યા. છતાં કામ તો કર્યે જ જતા હતા.

એ દિવસોમાં રાજકોટ સત્યાગ્રહની લડત ચાલતી હતી. એ કામને અંગે મારે તેમને મળવા જવાનું થયું. ઓરડામાં જઈને જોયું તો ગિજુભાઈ ખાટલામાં સૂતા હતા; શરીરમાં તાવ ભરેલો. ભાઈબહેનો સેવાચાકરી કરી રહ્યાં હતાં. મને જોતાં જ બોલી ઊઠયા: 'આવો. બહુ દિવસે!'

સામેની ખુરશી પર બેસતાં મેં પૂછ્યું: 'તાવ આવ્યો લાગે છે.'

'અરે તાવ શું આવશે? આ બધાંએ ભેગાં થઈ નકામો સુવાડ્યો

રાખ્યો છે. હટી જાઓ અલ્યા!' ઓઢવાનું ખસેડી બેઠા થયા.

'સૂઈ રહો ને ગિજુભાઈ!'

'સૂવાનું તો પછી છે જ ને? બોલો, શું કામે આવ્યા છો? વાત કરો.'

'કાલે બાપુજી આવે છે. રાજ્યના કે એજન્સીના વલણની કશી ખબર પડતી નથી. સ્ટેશન પર મેદની ઊભરાશે. આપણે વ્યવસ્થા રાખવી પડશે. જોખમ વહોરીને કામ કરે તેવા સ્વયંસેવકો અમારી પાસે પૂરતા નથી, એટલે આપની પાસે આવ્યો છું.'

રાજ્યની હદમાં, રાજ્યની મીઠી નજરથી ચાલતા અધ્યાપન-મંદિરના આચાર્ય ઘડીભર આંખ મીંચી ગયા. ક્ષણવારમાં વિચાર કરી લીધો: 'ઠીક છે. બાપુ લડવા નથી આવતા, શાંતિ સ્થાપવા આવે છે. સ્ટેશન પર શાંતિ ને વ્યવસ્થા સાચવવામાં મદદ કરવી એ અમારી પણ ફરજ છે. આમાંથી સારા અખાડિયન જેવા છે તેવાને સ્ટેશને મોકલીશ.' અને ખિસ્સામાંથી એક ફૂલ કાઢીને કહે: 'આવું ફૂલ જેમની પાસે હોય તે આપણા વિદ્યાર્થી છે એમ સમજી લેજો.'

'બસ થયું. હવે આપ સૂઈ જાઓ; અમે જશું.'

'નહિ; બેસો. આજ બડેમિયાં બહોત આનંદમેં હે. ચલો પ્રાર્થનામેં.' આમ કહી ઊભા થયા. બે વિદ્યાર્થીઓએ હાથનાં આંકડા ભીડી ખુરશી બનાવી. મધ્યખંડમાં આવીને બેઠા. પ્રાર્થના પૂરી થઈ. પછી એક વાર્તા કરાવી.

'હવે ઊઠો, ગિજુભાઈ! આપને શ્રમ પડશે.'

'અરે બેઠને દો યાર! બહુત દિનકે પિછુ છોટેમિયાં મિલે હે.'

'તો સૂતાં સૂતાં વાત કરો. સૂવાથી આરામ અને શાંતિ રહેશે.'

'શાંતિકી બાત છોડો. બડેમિયાંકો શાંતિ કબમેં મિલેગી!'

એ છેલ્લું વાક્ય ક્રૂર રીતે ભાવીની આગાહી સૂચવતું હતું એની

કોને ખબર પડે?

પણ આખરે શરીર હાર્યું. દર્દે ઘેરો ઘાલ્યો. દાક્તરોએ બોલવાની મનાઈ કરી; લખવાની બંધી કરી. આ સ્થિતિમાં પણ નવા નવા નુસખા શોધી ગિજુભાઈએ વર્ગનું કામ ચલાવ્યું. એમ કરવાથી ઊલટી તબિયત વધારે લથડી.

અધ્યાપનમંદિર પૂરું થવાને બેચાર દિવસ બાકી રહ્યા. પ્રમાણપત્રો તૈયાર થયાં. બીજું કામ તો ગિજુભાઈની જરૂર વિના ચલાવ્યું, પણ આચાર્ય તરીકેની સહી તો જોઈએ જ. દાક્તરોની સખત મનાઈ હતી. છેવટે ગિજુભાઈની સહીનો સિક્કો મારી કામ પતાવવાનું ઠરાવ્યું. ગિજુભાઈને એ વાતની જાણ થઈ; તેમણે પોતાના અંગત મંત્રી શ્રી સોમાભાઈ ભાવસારને ઇશારત કરી સમજાવ્યું: 'પ્રમાણપત્રો ઉપર સિક્કો નહિ પણ મારી સહી લો.' અને ભારે કષ્ટ પડયું છતાં દરેક પ્રમાણપત્રમાં પોતાની હાથની સહી કરી.

પણ ગિજુભાઈની એ છેલ્લી જ સહી હતી!

* * *

ગિજુભાઈની માંદગીના સમાચાર સાંભળી એક સ્વજને પાંચસો રૂપિયાનો ચેક મોકલ્યો. એ વાતની જાણ થતાં ચેક પ્રેમપૂર્વક પાછો વાળતાં જણાવ્યું: 'સુખદુઃખમાં નાણાંની જરૂર પડશે એવી જો કલ્પના કરી હોત તો દક્ષિણામૂર્તિમાં જોડાયો જ ન હોત.'

ગંભીર બીમારીમાં પણ ગિજુભાઈનું સ્વત્વ મજબૂત અને નિશ્ચલ હતું.

# ૨૫

## અંતિમ દિવસો

રાજકોટમાં જોઈતી સારવાર અને આરામ નહિ મળે એની ખાતરી થતાં હવાફેર માટે ગિજુભાઈને બહાર લઈ જવાનો મિત્રોએ વિચાર કર્યો. શરૂઆતમાં તો ગિજુભાઈએ આનાકાની કરી, પરંતુ આખરે મિત્રોની ઇચ્છાને વશ થયા. ટ્રેનની હાડમારી તેમ જ સમય બચાવવા વિમાનમાં લઈ જવાનું નક્કી કર્યું. બેરિસ્ટર ચુડગર પણ તેમની સાથે હતા.

જુહુના વિમાનઘર ઉપર ગિજુભાઈ ઊતર્યા ત્યારે તેમને લેવા તેમના ભાઈ શ્રી દામુભાઈ, શ્રી ચંદુભાઈ ભટ વગેરે સામા આવ્યા હતા. બે મિત્રોને ખભે હાથ રાખી ગિજુભાઈ ધીમે ધીમે મોટર સુધી આવ્યા; સામે લેવા આવનારાઓ સાથે હાથ મેળવ્યા અને હસતા હસતા રવાના થયા.

હવાફેર માટે જતા પહેલાં મુંબઈમાં કોઈ સારા દાક્તરને તબિયત બતાવવા શ્રી. ચુડગરે કહ્યું, પણ ગિજુભાઈ તેમની વાતમાં સંમત ન થયા. તેમણે કહ્યું: 'વ્યાધિ જે છે તે આપણે જાણીએ છીએ. ડૉક્ટરને બતાવવાની જરૂર નથી. હવાફેરથી મને આરામ થઈ જશે.'

મિત્રોની વિનવણી નકામી ગઈ. તે જ સાંજે ગિજુભાઈ દેવલાલી જવા ટ્રેનમાં બેઠા. રાજકોટથી મુંબઈ સુધીની વિમાની સફરનું,

વર્ણન કોઈ જુવાનની અદાથી કરવા લાગ્યા. ચોપન વરસે પહેલી વાર વિમાનમાં બેઠેલા એટલે બાલસહજ કૌતુકથી બધી વાતો કરતા હતા.

દેવલાલી ચારેક દિવસ રહ્યા પણ તાવ ન ઊતર્યો; તબિયતમાં ખાસ સુધારો ન જણાયો, તેથી દેવલાલીથી પંચગની ગયા. પંચગનીમાં ગિજુભાઈ ને કંઈક આરામ લાગ્યો. વળી ત્યાંની કુદરત સાથે જૂની દોસ્તી બંધાયેલી એટલે કંઈક પ્રફુલ્લ પણ જણાયા. પંચગનીનો પહાડ, વનસ્પતિ, ફળફૂલ, પક્ષીઓ દરેક વસ્તુ ગિજુભાઈ ને તાજગી આપવા લાગ્યાં.

તબિયત કંઈક સુધરતી જતી લાગી એટલે શ્રી ચુડગરને ગિજુભાઈએ રજા આપી. તેમને કેસના કામે રાજકોટ જવું હતું. તેઓ નિશ્ચિંત મને રાજકોટ ગયા.

પણ એ સુધારો ઓલવાતા દીવાનો છેલ્લો ઝબકારો હતો. એકાએક પક્ષઘાતનો હુમલો થયો. ડાબું અંગ પકડાઈ ગયું. આ પ્રસંગે ગિજુભાઈના વિશાળ કુટુંબ અને મિત્રમંડળમાં તેમના વિદ્યાર્થી-મિત્ર શ્રી પી. ડી. (મિસ્ત્રી) અને તેમનાં પત્ની શાંતાબેન જ પાસે હતાં. આરોગ્યગૃહના વ્યવસ્થાપક અને સ્થાનિક ડૉક્ટરની મદદથી ગિજુભાઈ ને સંભાળી લીધા. તબિયતમાં ગંભીર બગાડો થયાના તાર-સમાચાર મુંબઈ આપ્યા. સમાચાર મળતાં જ શ્રી દામુભાઈ, શ્રી શાંતિભાઈ, ગિજુભાઈના પુત્ર શ્રી નરેંદ્રભાઈ, તેમનાં માતુશ્રી શ્રી જડીબેન તથા શ્રી ચંદુભાઈ ભટ પંચગની જઈ પહોંચ્યાં. શ્રી પોપટલાલ ચુડગર પણ દોડી આવ્યા.

તબિયતે ભારે ઊથલો માર્યો હતો. સ્વજનો આવી લાગતાં વ્યવસ્થિત સારવાર શરૂ થઈ. કંઈક રાહત જણાઈ. જોકે ડાબું અંગ સાવ જૂઠું પડયું હતું અને વાચા લગભગ બંધ પડી હતી; માત્ર જમણો હાથ અને પેન કામ કરતાં હતાં.

આવી અશક્ત હાલતમાં ગિજુભાઈ જે સ્થિરતા ને સ્વસ્થતાથી સૂચનાઓ આપતા હતા તે તેમના દૃઢ મનોબળની નિશાની હતી. સૌના ખાનપાનની ચિંતા કરતા; આવતી જતી ટપાલની ઝીણી ત્રિગતો પૂછી તે અંગે સૂચનાઓ આપતા; દવાથી પોતાના શરીરમાં થતી અસરો પોતાના સહચારીઓને લખીને આપતા.

વહેલી સવારે પંચગનીની ખીણોમાંથી પંખીઓનાં ગાનસંભળાય ત્યારે કાગળ પર તેનાં નામ લખીને મિત્રોને આપતા અને તેનો પરિચય પણ કરાવતા.

સાથીઓને અપાતી સૂચનાઓમાં દુઃખ સાથે વિનોદનો ભાવ ભરેલો હતોઃ

"મને જ્યારે તમે પથારીમાં ફેરવો ત્યારે રેલવેના થાકેલા મજૂરો કોથળા ફેરવે તેની જેમ ન ફેરવો."

"તમે બન્ને મને માલિશ કરો અને એ રીતે મારી શક્તિ બનો. બર્નાડ શૉએ એના નાટકમાં જેમ Tow Officers ને અમર કર્યા છે તેમ હું તમને મારા નાટકમાં અમર કરીશ."

દાક્તરની વધુ સારવાર માટે પંચગનીથી મુંબઈ લઈ જવાનો વિચાર ગિજુભાઈ પાસે રજૂ કર્યો ત્યારે તેમણે લખ્યું:

'ખુદાનો હુકમ! થવા દો.'

બહુ જ સંભાળપૂર્વક પંચગનીથી મુંબઈ લાવવામાં આવ્યા. હરકીસનદાસ હૉસ્પિટલમાં દાખલ કર્યા. દાક્તરી સારવાર શરૂ થઈ.

પણ એ પછીના દિવસો ભારે દર્દમય ગયા.

# ૨૬

## આખરી સંગ્રામ

સૂર સંગ્રામ હૈ પલક દો ચારકા,
સતી ઘમસાન પલ એક લાગૈ;
સાધ સંગ્રામ હૈ રૈનિદિન ઝૂઝના,
દેહ પરજંતકા ખેલ ભાઈ!

—કબીર

મુંબઈ ગયા ને આખરી સંગ્રામ શરૂ થયો. દેહ ટકવાનો નથી એની ગિજુભાઈને ખાતરી થઈ ચૂકી. આમ તો રાજકોટ ગયા તે વખતે જ શ્રી ચંદુભાઈને કહેલું: 'મારામાં હવે દેહતત્ત્વ ઓછું છે, પ્રાણતત્ત્વને આધારે ટકું છું.' છતાં દેહાધ્યાસ છૂટ્યો ન હતો. સાવ અણધારી અંતઘડી આવી પહોંચી એમ જાણીને તેમની અંતરની ઝંખના તીવ્રતર બની, અને આંતર પરિતાપથી તેઓ પીડાવા લાગ્યા. દેહનાં દુઃખો ઘડીભર વિસરાયાં અને આંતરવેદના અસહ્ય બની. દેહને મારનાર જંતુઓની સામેનો દેહને ટકાવનાર જીવનતત્ત્વોનો સંગ્રામ મંદ પડ્યો; પ્રજીવકો હારતાં જણાયાં, મારક જંતુનો વિજય નજીક અને નિશ્ચિત જણાયો. અને દેહલાલસા સામેનો આત્માનો ઘોર સંગ્રામ શરૂ થયો. મનની સ્થૂલતાને સૂક્ષ્મ સ્વરૂપ આપવાનું એક માત્ર ઔષધ અંતરનો પશ્ચાત્તાપ જ છે. ઉગ્ર પરિતાપ શરૂ થયો.

એ દિવસોમાં 'મુંબઈ સમાચાર' દૈનિકમાં બંગાલના પાગલ હરનાથની વાત પ્રસિદ્ધ થતી હતી. શ્રી દામુભાઈને એ વાંચી સંભળાવવા કહ્યું. દામુભાઈ અસ્વસ્થ હતા; તેમણે શ્રી ચંદુભાઈને એ કામ સોંપ્યું.

વીસેક વર્ષ પહેલાં ચંદુભાઈ દક્ષિણામૂર્તિ વિનયમંદિરમાં પહેલી અંગ્રેજીમાં ભણતા ત્યારે ગિજુભાઈ તેમને ભણાવતા. એ વખતે તેઓ ધર્માત્માઓનાં ચરિત્રો કહેતા; એમાં પાગલ હરનાથની વાત આવેલી. એ દિવસોમાં પણ ગિજુભાઈ વર્ગમાં વાત કહેતાં રડેલા. ચંદુભાઈએ એ પ્રસંગ યાદ કર્યો એટલે ગિજુભાઈ બાળકની પેઠે રડવા લાગ્યા. ચંદુભાઈને ઓરડામાંથી ચાલ્યા જવાની નિશાની કરી.

એ રુદન કારમું હતું.

થોડી વારે સ્વસ્થ થયા. શ્રી મોંઘીબેનને બોલાવ્યાં. ભજન ગાવા કહ્યું. ભજન ગવાયું. તેનો ભાવ બીજી પ્રવૃત્તિઓ કરતાં રામનામ લેવાનું ઘણું મોડું થયું, 'મનકી મનહી માંહી રહી' એવો હતો. ભજન સાંભળીને ફરી રડવા લાગ્યા. એ આંસુ નહોતાં પણ નરી વેદના હતી.

આખરે પોતે જ સ્થિર થયા ને ચિઠ્ઠીમાં લખ્યું: 'મારી આત્મ-દર્શન કરવાની ઝંખના અધૂરી જ રહી. ઈશ્વરધ્યાન, ભક્તિ, અધૂરી જ રહી. હું મારી વાત કોને સમજાવું?' ફરી ગંગાજમના વહેવા લાગી.

ગિજુભાઈની આંખમાંથી વહેતાં આંસુ એ પાવનકારી ગંગાજમના હતાં. હિમાચલના આંતર ઉકળાટમાંથી વહેતાં નીર જેમ ભારતની ભૂમિને પાવન કરે છે, તેવી જ રીતે એ આંતર પરિતાપનાં અશ્રુ પાવનકારી બન્યાં. માણસના હૃદયની આર્દ્રતા એ જ ભક્તિભાવ છે; એ દિલનું પોચાપણું નથી.

'અંખિયાં હરિદરસનકી પ્યાસી' કહીને ચોધાર આંસુ સારનાર સુરદાસના હૃદયની આર્દ્રતાએ એને પોતાને જ નહિ બીજા અનેકોને આર્દ્ર બનાવ્યા છે. ભક્તિ એ વેવલાપણું નથી, એ શિરતણું સાટું છે. શરીર અને મનમાં શક્તિ ભરી હોય ત્યારે જ જે ચેતી જાય છે તેમને અંતઘડીનો આકરો સંગ્રામ માંડવો પડતો નથી. જીવનમાં ઉચ્ચ આદર્શ સેવનાર, આત્મદર્શનની ઝંખના કરનાર, ખરે વખતે મન ઉપરનો કાબૂ મેળવી લઈ આદર્શને માર્ગે નથી વળી શકતા, જીવનમાં સ્વસ્થતા ને શાંતિ પ્રાપ્ત નથી કરી શકતા, તેમને માટે અંતઘડીનો પરિતાપ-આંતરકલેશ વિધિનિર્મિત છે.

અડતાલીસ કલાકના દારુણ સંગ્રામમાં ગિજુભાઈએ સારી પેઠે સ્વસ્થતા પ્રાપ્ત કરી લીધી.

કરુણાસાગર ભગવાન પોતાના ભક્તોને અંત લગી તાવતો નથી. જે એને ખરા જિગરથી ઝંખે છે, તેને તે અવશ્ય ગોદમાં લે છે અને આશ્વાસન આપે છે.

न हि कल्याणकृत्कश्चिद् दुर्गतिं तात गच्छति।

અને

शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते।

જીવનભર આટલું બધું લોકકલ્યાણ કરનારને આટલો બધો પરિતાપ શાનો? કારણ એમનું ધ્યેય આત્મદર્શન હતું. સદેહે મુક્તિ મેળવવાનો મહાન આદર્શ તેમણે સેવ્યો હતો, અને સાવ અણધાર્યો તેમને જવાનો સમય આવી પહોંચ્યો. ધ્યેય દૂર રહ્યું; આદર્શ અધૂરો રહ્યો; સ્વપ્નાં સ્વપ્નાં જ રહ્યાં અને એ સાધકનો જીવ અધીરો બન્યો. કબીરના શબ્દોમાં કહીએ તો સાધકનો સંગ્રામ દેહ પર્યંતનો ખેલ છે; અંતઘડી અચાનક આવી પહોંચી; સંગ્રામ જીવસટોસટનો બન્યો.

*　　*　　*

ગિજુભાઈ એક અજાત પ્રયત્નશીલ માનવી હતા. તેમના જીવનમાં આંતરસંગ્રામના અનેક પ્રસંગો આવ્યા હતા. તેવે સમયે તેમની આંતર્વેદના અસહ્ય બનતી. ભારે મનોમંથન પછી તેઓ સ્વસ્થ બનતા. અંતઘડી નજીક આવતાં તેઓ જીવનનો હિસાબ મૂકતા હતા, સરવૈયું કાઢતા હતા. તેમના જીવનસંગ્રામનો આ છેલ્લો તબક્કો હતો.

આખરે યુદ્ધવિરામ આવ્યો અને તેઓ સ્વસ્થ બન્યા. દેહના ઉપચાર ચાલ્યા કરતા હતા. મળવા આવનાર સ્નેહી-સંબંધીઓનો સાગર ઊમટ્યો હતો. શ્રી તારાબેન આવ્યાં. આંખો સ્નેહજલથી છલકી. વાચા બંધ હતી; હૃદયોર્મિઓ કાગળ પર ધ્રૂજતે હાથે લખી. શ્રી નાનાભાઈ આવ્યા. ફરી હૈયું ભરાયું. હાથ મેળવ્યો.

શ્રી મહાદેવભાઈ, પૂ. કસ્તુરબા સાથે આવ્યા. ફરી પ્રેમાશ્રુ ખર્યાં. 'બાપુએ ખબર પૂછ્યા છે.' અમૃતવાણી સંભળાઈ. 'કહેવડાવ્યું છે કે હજી તમારે ઘણું કામ કરવાનું બાકી છે.'

ઊંડો આત્મસંતોષ અને કૃતાર્થતાનો ભાવ નેત્રોમાં તર્યો.

'ત્રિવિધ તાપ પ્રેમજાપ દૂર હી કરે.' બાપુના પાવનકારી સંદેશે શાતા વળી.

પછી તો જે આવે તેમને પ્રેમપુષ્પો આપવા લાગ્યા.

છેલ્લી ઘડીઓ વીતતી હતી. તે વખતે એમના પુત્રને લખી આપ્યું: 'Life is not eternal. I am closing my accounts.'

છેલ્લી ક્ષણો બેભાન જેવી હાલતમાં છતાં શુદ્ધિમાં હોય તેમ બધું સમજતા. ન ઉશ્કેરાટ, ન ગભરાટ; ચહેરા ઉપર એકદમ શાંતિ! છેલ્લા શ્વાસો નિર્ભય અને સ્વસ્થ હતા.

સ્વજનો અને દાક્તરો વીંટળાઈને ઊભા હતા. ઊઘડી ગયેલી આંખો છેલ્લો દીર્ઘ શ્વાસ લેવાઈને બંધ થઈ ગઈ. મૃત્યુસમયે ચહેરા ઉપર જીવનમાં વણાયેલી દૃઢતા દેખાઈ અને

"મારા મૃત્યુ પછી કોઈ રડશો નહિ"
એવો અંતિમ આદેશ લખી આપનાર સૌને રડતાં મૂકીને વિદાય લઈ ચાલ્યો ગયો.

માટીનો દેહ માટીમાં મળી ગયો.

પણ 'બાળક એ પ્રભુનો પયગંબર છે.' એ અમર સંદેશરૂપે ગિજુભાઈ ભાવી પેઢીના ઘડવૈયાઓના સદાના ધ્રુવતારક બની રહ્યા!

# ચિરંજીવ ગિજુભાઈ

મને એ ગમતો માણસ ખૂબ ખૂબ હતો ખરે!
એહનાં સ્મરણો મીઠાં સદાનાં મિષ્ટ નીતરે!
હું જ્યારે બાલ્યભાવેથી સરી મૂઢ થતો હતો,
ત્યારે તેણે મને પાછું બક્ષિયું બાલ્ય માહરું.
આપણી બાલસૃષ્ટિનો બ્રહ્મા કો ભદ્રરૂપનો,
કૂણી કેં જિન્દગીઓનો કારીગર કલમી બન્યો.
ત્રાસ ને દમદાટી ને ઉપેક્ષા શિરજોરીમાં,
સિઝાતાં બાળકો કેરો મોક્ષદા આદિ એ બન્યો.
ને ભોળાં મૂઢ અજ્ઞાની માબાપોને ઉરેવસ્યા
આંધળા સ્નેહને આંખો દઈ દૈવી બનાવિયો.
સમતા માન સ્વાતંત્ર્ય, સ્વયંસ્ફુરણ ભાવના,
બાળસૃષ્ટિ વિશે સ્થાપી, સ્થાપી સર્વત્ર તે ગયો,
પ્રૌઢ ને જ્ઞાનગંભીરો હળવો તો ય ફૂલથી,
મૂછાળો તો ય મૂછોને ખેંચાવા દીધ બાળથી.
મોટો એ મટી મોટેરો નાનાથી નાનકો થયો,
નાનાં મોટાં તણાં હૈયે સદાનો એ વસી ગયો.
મીઠડી વાણી મોઢેથી, મીઠડી વાણી લેખણે,
સુરેખ સ્ચતી સાદી રમ્ય જીવનની કલા.
ચકલી ચકલા કાબર પક્ષીની કલસૃષ્ટિએ,
ભેંસ ગોધા ગધેડાંની ધિંગીશી પશુસૃષ્ટિએ,
છોડવા, ફૂલ ને વૃક્ષો, નવાણો ગામ ગોંદરા,

## ચિરંજીવ ગિજુભાઈ

મને એ ગમતો માણસ ખૂબ ખૂબ હતો ખરે!
એહનાં સ્મરણો મીઠાં સદાનાં મિષ્ટ નીતરે!
હું જ્યારે બાલ્યભાવેથી સરી મૂઢ થતો હતો,
ત્યારે તેણે મને પાછું બક્ષિયું બાલ્ય માહરું.

આપણી બાલસૃષ્ટિનો બ્રહ્મા કો ભદ્રરૂપનો,
કુણી કૈં જિન્દગીઓનો કારીગર કેલમી બન્યો.
ત્રાસ ને દમદાટી ને ઉપેક્ષા શિરજોરીમાં,
સિઝાતાં બાળકો કેરો મોક્ષદા આદિ એ બન્યો.

ને ભોળાં મૂઢ અજ્ઞાની માબાપોને ઉરેવરથા
આંધળા સ્નેહને આંખો દઈ દૈવી બનાવિયો.

સમતા માન સ્વાતંત્ર્ય, સ્વયંસ્ફુરણ ભાવના,
બાળસૃષ્ટિ વિશે સ્થાપી, સ્થાપી સર્વત્ર તે ગયો,

પ્રૌઢ ને જ્ઞાનગંભીરો હળવો તો ય ફૂલથી,
મૂછાળો તો ય મૂછોને એંચાવા દીધ બાળથી.
મોટો એ મટી મોટેરો નાનાથી નાનકો થયો,
નાનાં મોટાં તણાં હૈયે સદાનો એ વસી ગયો.
મીઠડી વાણી મોઢેથી, મીઠડી વાણી લેખણે,
સુરેખ રચતી સાદી રમ્ય જીવનની કલા.
ચકલી ચકલા કાબર પક્ષીની કલસૃષ્ટિએ,
ભેંસ ગોધા ગધેડાંની ધિંગીશી પશુસૃષ્ટિએ,
છોડવા, ફૂલ ને વૃક્ષો, નવાણો ગામ ગોંદરા,

માનવો મેલુ–ઘેલુડાં ડોસી ને ડકરાં બધાં,
વાર્તાઓ નૈક કેરાં એ અનેકાં પાત્રનું જગત,
સાચૂકા જીવનોચ્છ્વાસે જીવતું બોલતું કરી,
જગને બક્ષિયું. આવો પાક્યો દાતાર કો નથી.

અનેક જનનો મિત્ર, અનેકોનો જ સાથી એ,
અનેકોનો ગુરુ ને એ, આહ્‌લાદ જ અનેકનો.
પલટાતા જગે પ્રૌઢે વૃદ્ધત્વે જડમૂઢમાં,
શીળો સૌમ્ય ગયો સ્થાપી શાશ્વતો શિશુભાવ તે.

એનાં આ સ્મરણો મીઠાં આંખની આગળે તરે,
સ્મરતાં સ્મરતાં એને આંખો પ્રેમાશ્રુને ઝરે.
પ્રેમાશ્રુ–હા–ન શોકાશ્રુ, ન દુઃખાશ્રુ નહિ નહિ,
રમ્ય એ ગિજુભાઈને સ્મરી સુખ સદા લહું.

મોટી એ મૂછની પાછળ કેવું એ સ્મિત મંજુલ!
સોટી શી કાયમાં કેવું વસતું ચિત્ત કોમલ!
ઊડતી બાબરી હેઠે કેવું રમ્ય લલાટ એ!
મૂર્તિ આ ઘડનારો જે ધન્ય ધન્ય લલાટ એ!

મારા–ના, ના, અનેકોના ઉરમાં એ હવે સદા
ચિરંજીવ વસી રહેશે સુખની સૌમ્ય થૈ મુદા!

—સુંદરમ્

## –: સ્વ. ગિજુભાઈ :–

મળ્યા સમન્વયરક, સંસ્મરણ ભૂતનાં હાલવ્યાં;
વિષાદમય શ્યામ વાદળ મુખે બધે વીંટળ્યાં.
સભામડીં અનેક સાથી, શિશુ ધન્ય શા બ્હાવરા
બની જડ ઊભા રહ્યા, કરુણ વાણી વ્હે ના શકી.

બજ્યું દિલરુબા, ડૂબ્યા કરુણ નાદમાં સૌ જનો;
રહ્યાં નયન સ્થિર, ને ગંભીર સૂર ગૂંજી રહ્યાઃ
"દયામય મંગલ મંદિર ખોલો"

દીઠું નભ વિરાટ શ્યામલ પહોળું પહેરી ઊભું,
સમીર સૂસવાટતો ઘનઘટા, ચડી આભમાં;
નમાવી શિર ત્યાં દીઠા નયનનીર છુપાવતા
અયે તવ સખા!

તમે નૂતન બાળમાનસ જગાવ્યું આ આંગણે,
તમે શિશુ–ઉરે વસી પ્રણયપાન કીધું–દીધું.
અને અહીં જ આ સ્થળે અરપવા લઘુ અંજલિ
મળ્યા સહુઃ તમે અહીં હૃદય હાલવ્યું, પ્રાણ પે
સચેત કરિયા, હજુ મૂક ઊભા રડી ત્યાં રહ્યાં;
ફરીથી ધ્વનિની કદાપિ મનીષા થશે સૂણવા
પરંતુ પડઘા વિના શબ્દ અન્ય ના આવશે.
અહીં અહીં તમે હસી કિલકિલાટ ઘેલા બન્યા,
અહીં અહીં જ ભવ્ય શા સ્વપનદુર્ગ ઊંચા ઘડ્યા.
વિરાટ ભરી ફાળ આગળ ગયા, મહા સ્વપ્નને
પહોંચી વળવાઃ અમે દૂર રહ્યાંઃ વિખૂટા જલી,
અશબ્દ ઉપર આંસુડાં સભર નૈનથી હાલવી.
અનંત કલિકાલની કૂચ દિસે પ્રભુ, કાં નવી?

—ભાનુ લ. શુક્લ

## અંજલિઓ

ગાંધીજીએ જે વાત પર એમના આશ્રમમાં અહિંસાની દૃષ્ટિએ ભાર મૂક્યો, તેને ગિજુભાઈએ માબાપ તથા શિક્ષકના સ્વાભાવિક વાત્સલ્યને જાગ્રત કરી, શિક્ષણશાસ્ત્રથી શુદ્ધ કરી તથા બાલમંદિરની કલાથી શણગારી લોકપ્રિય કરી. અહિંસક સંસ્કૃતિનો પાયો નાખવામાં ગિજુભાઈએ આ રીતે એક બહુ મોટો ભાગ ભજવ્યો છે.

—કિશોરલાલ મશરૂવાળા

એ જમાનામાં ગિજુભાઈએ અને તારાબેને જે કામ કર્યું છે તે કોઈપણ સમાજને મગરૂર બનાવે એવું હતું. બાળકોના ઉદ્ધારકર્તા ગિજુભાઈએ અસંખ્ય માબાપોને બાળસ્વાતંત્ર્યની, બાળભક્તિની અને બાળપૂજાની દીક્ષા આપી. ગુજરાતને બાળભક્તિનું ગાંડપણ લગાડનાર આ બન્ને મિશનરીઓએ મધ્યમ વર્ગનું આખું સ્વરૂપ ફેરવી નાખ્યું છે; અને ગુજરાતભરમાં અસંખ્ય બાલમંદિરો ચાલી ઉગાડયાં છે.

—કાકાસાહેબ કાલેલકર

'તેમણે બાળકેળવણી હાથમાં લીધી ત્યાં સુધી એ પ્રશ્ન ઉપર થોડા કેળવણીકારો સિવાય કોઈ વિચાર નહોતું કરતું. અને તેમણે એ વિષયમાં પ્રવેશ કર્યા પછી ગુજરાતનો લગભગ દરેક વિચાર કરી શકે તેવો માણસ તેને વિશે વિચાર કરતો થઈ ગયો છે. એ સફળતાની પાછળ ગિજુભાઈની અથાગ અને અથાક મહેનત રહેલી છે.'

—રામનારાયણ વિ. પાઠક

મારો ફાળો તો આ સંસ્થાનો સ્થૂળ દેહ ઘડવામાં છે. આ સંસ્થાનો સૂક્ષ્મ દેહ ઘડવામાં સૌથી મોટો ફાળો ગિજુભાઈનો આવ-



I never knew him. I wis
I had, for he was a great lov
of the child. No obstacle sto
ped him in his endeavour t
bring them freedom and happ
ness. I admire all those wh
strive for the child along m
lines : and if one has done s
to the detriment of his int
rest, to the sacrifice of h
life, that one is worthy of b
ing remembered. May he liv
long in the hearts of th
"soldiers of the child."

*Maria Montessori*

[ મને તેમનો પરિચય ન હતો. થયો હોત તો ઘણું સારું થાત
કારણ, તેઓ મહા બાળપ્રેમી હતા. બાળકોને સ્વાતંત્ર્ય અ
સુખ મળે એ માટે કોઈ મુસીબતને તેમણે ગણકારી ન હતી. માર
ધોરણે બાળકોને માટે યત્ન કરનાર સહુની હું પ્રશંસક છું. એમ
જો પોતાના સ્વાર્થનો ત્યાગ કરીને, પોતાના જીવનનો ભોગ આપી
એવો યત્ન કર્યો છે તો તે સ્મરણને યોગ્ય ઠરે છે. બાળકોનું હિ
જેમને હૈયે છે એવાં સૌનાં હૃદયમાં તેમનું સ્થાન ચિરંજીવ રહો !

મેરીઆ મોન્ટેસોરી

વાનો છે એવી ખાતરી રાખજો.

—નાનાભાઈ ભટ

તેમણે મને જીવનહેતુ આપ્યો, મને જીવનકાર્ય આપ્યું કે જે મારી સાથે નિરંતર રહ્યું છે.

—તારાબેન મોડક

'રાજદ્વારીક્ષેત્રમાં પૂ. મહાત્માજી જેટલું જ ભારતવર્ષના બાલ-શિક્ષણક્ષેત્રમાં સ્વ. ગિજુભાઈએ એક અનેરું ને સર્વોચ્ચ સ્થાન પ્રાપ્ત કર્યું છે, એમ કહીએ તો અતિશયોક્તિ નથી.'

—સૂરજીભાઈ વલ્લભદાસ

પોતાના આત્માની ઉન્નતિ અને આત્મજ્ઞાન એ સાધન દ્વારા જ સાધી શકાવાનાં છે એવી તેમને અખંડ શ્રદ્ધા હતી. એ શ્રદ્ધાએ જ એમની સાધનાને સફળ બનાવી છે અને સમગ્ર ગુજરાત પાસે એક સાચા સાધકનું અનુકરણીય જીવન ભેટ કર્યું છે.

— હરભાઈ ત્રિવેદી

'ગુજરાતમાં અમર નામ મૂકી જવા જેવું કામ કરી જનારા-ઓમાં ગિજુભાઈની ગણતરી થશે!'

—જુગતરામ દવે

અપને તપઃપૂત જીવન કે અન્તિમ ક્ષણ તક વે દેશકે નૌનિ-હાલોંકી હી ચિંતા કરતે રહે. ઉનકા લિખા હુઆ ઢેરોં બાલસાહિત્ય, ઉનકી લિખી હુઈ બાલશિક્ષા સંબંધી દસોં પુસ્તકેં ઔર ઉનકે દ્વારા સંપાદિત ગુજરાતી, મરાઠી-હિંદી શિક્ષણપત્રિકા ઈસ ક્ષેત્રકી સાહિત્ય-નિધિ કે અનમોલ રત્ન સિદ્ધ હુએ હૈં ઔર હોતે રહેંગે.'

—કાશીનાથજી ત્રિવેદી

બાલસાહિત્યનાં ગિજુભાઈને હાથે લખાયેલાં પુસ્તકો અનેક છે. છોકરાંઓ તે વાંચતાં થાકતાં જ નથી. વાંચે છે, તેમાંથી શિક્ષણ ગ્રહણ કરે છે, સાથેસાથે હસે છે ને ગમત કરે છે.

આવા બીજા ગિજુભાઈ ગુજરાત અને કાઠિયાવાડને મળતાં દાયકાના દાયકાઓ વહી જશે.

—કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

મારા માટે તો શ્રી ગિજુભાઈનું જીવન એક આદર્શ જીવન હતું. તેમના પરિચયમાં જેમ જેમ વધારે આવતો ગયો તેમ તેમ તેમના પ્રત્યે મારી ભક્તિ વધતી ગઈ, અને તેમની સાથે જ્યારે જ્યારે રહેવાનું મને સદ્ભાગ્ય પ્રાપ્ત થયું ત્યારે ત્યારે હું મારા આત્માની પરમ શાંતિ અનુભવતો.

—બેરિસ્ટર પોપટલાલ ચુડગર

'બાલશિક્ષણ તેમનું ખાસ કાર્યક્ષેત્ર હતું, છતાં તેમની દૃષ્ટિ સર્વગ્રાહી હતી. તેમનો પ્રેમાળ અને હસતો સ્વભાવ ન બોલતાને પણ બોલાવતો. બાલમંદિરમાં તેમની સાથે ફરવું અને નવા પ્રયોગો અને નવા અનુભવોની વાતો સાંભળવી એટલે બે ઘડી ખટપટ અને ખટરાગથી ભરેલી દુનિયાને ભૂલી જવી.'

—પરમાણંદ કાપડિયા

*

# મહાન કેળવણીકાર

[ મુંબઈ ઈલાકાના માજી મુખ્ય પ્રધાન માન૦ બાળાસાહેબ ખેરે સ્વર્ગસ્થના મૃત્યુ બાદ મુંબઈથી બ્રોડકાસ્ટ કરેલું ભાષણ ]

કોઈ પણ પ્રજાનું નસીબ તેનાં બાળકોની પીઠ પર સવારી કરે છે. સૌ કોઈ આજે નવી દુનિયાની વાતો કરે છે, સૌ કોઈ નવી દુનિયા ઘડવાની વાતો કરે છે, છતાં યે જગતમાં ઝઘડા છે. આખી દુનિયા યુદ્ધમાં હોમાઈ ગઈ છે. કોઈને ખબર નથી કે જગતને માટે કઈ વેદનાઓ હજુ બાકી હશે! વ્યક્તિગત અથવા સામુદાયિક દ્વેષમાંથી આ દુનિયાના તમામ ઝઘડાઓ જન્મ ધરે છે. જગતના માનવીઓને વિશ્વપ્રેમના પાઠો શીખવાઈ રહ્યા છે, પણ મૂળને કોરાં રાખીને પાંદડાંને પાણી પાવાનો અર્થ તો મૂર્ખાઈ જ છે. દુનિયાના વિકાસની અને જગતના સુખની ચાવી તો બાળકના હૃદયમાં જ છુપાઈ રહી છે.

બાળકનો વિકાસ કરો; તેમના આત્માને ઉન્નત કરો, ને સુખી દુનિયાનું સર્જન થશે. બાળકના સાચા વિકાસ સિવાય કેળવણીનો મર્મ બીજો એકે નથી. આ મર્મની સાધના ખાતર બાળકની કેળવણી અને તેની રમતગમતનો પાયો બાળકોની નૈસર્ગિક બુદ્ધિને બરાબર પોષે એ રીતે ઘડવો ઘટે.

બાળકોની કેળવણીના ચોક્કસ સિદ્ધાંત યોજવા જોઈએ અને તે સિદ્ધાંતોની સમજણ બાળકોનાં માબાપને બરાબર આપવી જોઈએ.

બાળકને સાચી કેળવણી આપવાનું પહેલું પગલું માબાપોની સાચી કેળવણી દ્વારા જ ભરાવું ઘટે; અને બાળકોને ગમ્મત સાથે જ્ઞાન આપે એવા શિક્ષકો તૈયાર કરવા જોઈએ. સાચા શિક્ષકો સિવાય કેળવણીની કોઈપણ સંસ્થાને સાચો વિકાસ મળતો નથી.

બાળકોનાં કુમળાં અને વિકસતાં હૃદયમાં જે અનેકવિધ ભાવનાઓ ઊછળી રહી છે, એ ભાવનાઓને યથાયોગ્ય વેગ આપવાનો

સદ્‌ગુણ જેનામાં જડતો નથી એ માનવી સાચો શિક્ષક નથી.

ગિજુભાઈ બાળકોના પરમ ચાહક હતા. ગિજુભાઈ કહેતા: "પળે પળે નાનાં બાળકોમાં વસતા મોટા આત્માનું હું દર્શન કરું છું. એ દર્શન મારામાં એ પ્રેરણા ઉપજાવી રહ્યું છે કે બાળકોના અધિકારોની સ્થાપના કરવાને જ હું જીવતો રહું અને એ કામ કરતાં જ હું મરી ખૂટું."

આ પ્રેરણાને પરિણામે ગિજુભાઈએ બાળકેળવણીની ફકીરી ધારણ કરી. બાળકોનાં જીવનનો ગિજુભાઈએ અભ્યાસ કર્યો. ભાવનગરના બાલમંદિરમાં ગિજુભાઈએ અનેક પ્રયોગો કર્યા. બાળકોને ઉત્સાહિત કરનારી વાર્તાઓ ગિજુભાઈએ તૈયાર કરી; બાળકોને માટે નાટકો લખ્યાં, પરીઓની વાર્તાઓ લખી, પ્રવાસનાં વર્ણન લખ્યાં અને મહાપુરુષોનાં જીવન લખ્યાં; કહેવતો લખી અને ગીતો લખ્યાં.

'શિક્ષણ પત્રિકા' નામની પોતાની માસિક પત્રિકા દ્વારા ગિજુભાઈએ કેળવણીને લગતું ખરું જ્ઞાન ફેલાવવાની તજવીજ કરી.

શિક્ષકોના વર્ગો ઊભા કરીને ગિજુભાઈએ લગભગ ૫૦૦ શિક્ષકો તૈયાર કર્યા. આ શિક્ષકોને ગિજુભાઈએ નવી દૃષ્ટિની બક્ષિસ કરી. શિક્ષકવર્ગની નવી પ્રતિષ્ઠા જમાવવાને ગિજુભાઈએ તજવીજ કરી. શિક્ષકના કાર્યને વેઠની કક્ષામાંથી કાઢીને ગિજુભાઈને શિક્ષકના ધંધાને ઉન્નત કર્યો. આખા દેશ પર અને ખાસ કરીને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત પર ગિજુભાઈએ ભારે ઉપકાર કર્યો.

આવા પુરુષની યાદ કાયમ રાખવા માટે સ્વાભાવિક રીતે જ ઇચ્છા ઉત્પન્ન થઈ છે. સ્મારક તરીકે બાળકેળવણીનું સુંદર કેન્દ્ર ઊભું કરવાને એક વગદાર સમિતિની સ્થાપના થઈ છે.

ગિજુભાઈ મહાન કેળવણીકાર હતા. ગિજુભાઈનો આદર્શ ગુજરાત મૂર્તિમંત કરે અને બાળકેળવણીનાં ગિજુભાઈનાં અનેકવિધ સ્વપ્નાંઓને ફળીભૂત કરે.

# સાહિત્યસર્જન

### શિક્ષણશાસ્ત્ર

મોન્ટીસોરી પદ્ધતિ
વાર્તાનું શાસ્ત્ર
બાલશિક્ષણ (મને સમજાયું તેમ)
પ્રાથમિક શાળામાં
ભાષાશિક્ષણ
,, શિક્ષણ પદ્ધતિઓ
,, ચિત્રવાચન
,, શિક્ષક
,, કલાકારીગરીનું
શિક્ષણ ખંડ ૧-૨
દિવાસ્વપ્ન
હાલતાં ચાલતાં
માબાપોને
આ તે શી માથાફોડ!
માબાપ થવું આકરું છે
શિક્ષક હો તો
માબાપોના પ્રશ્નો

### શિક્ષણની પુસ્તિકાઓ

સ્વતંત્ર બાલશિક્ષણ
નવા આચારો
વાર્તા કહેનારને
બાલક્રીડાંગણો
બાલવાર્તાઓનો વિનોદ
બાળકોની અપૂર્ણતાઓ
અને તેના ઉપાયો
શહેરમાં મોન્ટીસોરી પદ્ધતિ
વાચનમાળાના કેટલાએક સિદ્ધાંતો
શાસ્ત્રીય દષ્ટિ
ઘરમાં બાળકે શું કરવું?
વસંતબાલશિક્ષણ પ્રચાર માળા
ભાગ ૧-૨
મોન્ટીસોરી પ્રચાર માળા

### કિશોરસાહિત્ય

કિશોર કથાઓ ૧-૨
ધર્માત્માઓનાં ચરિતો
ભગવાન બુદ્ધ
રખડુ ટોળી
કૈલાસ માનસરોવર દર્શન

### વિચારચિંતનનાં

પ્રાસંગિક મનન
શાંત પળોમાં

### અક્ષરજ્ઞાન યોજનાનાં

કેમ શીખવવું
ચાલો વાંચીએ
આગળ વાંચો પહેલી ચોપડી
,, ત્રીજી ચોપડી

(બાલસાહિત્યમાળા ૮૦ માંથી)

ગણપતિ બાપા
ચેલૈયો
ઊજળું હતું, ઊજળું હતું
હજામડી
કબાટ
બાળકોનો બીરબલ-૧
બાળનાટકો-૧
હંસ અને હંસા
તીરંદાજ
ગામડામાં મળજો
બાળપ્રવાસો
મારા ગોઠિયા
જરા હસો
ક્યાંથી આવ્યાં
મકનો ને રાક્ષસ
રૂપસિંહ-રામસિંહ
ટપાલની પેટી
ગધેડું
સીડિયાખાતું
મહાસભાઓ
કહેરતોનાં મૂળ
ગપગોળા
આફ્રિકા સાંભર્યું
શબ્દપોથી
વાક્યપોથી
ચિઠ્ઠીપોથી
નાના પાઠો
મોટા પાઠો
નાની વાતો
ઘરમાં
આંગણામાં
શેરીમાં
બાળશાળામાં
ગામમાં
ફરવા જઈએ
ભોં ભોં ભોં
ગધેડું ને ઘોડું
દાદા દર્શને
બાળનાટકો-૨
સવારથી માંડીને
કુદરતમાં
મોતિયો
રામજીભાઈ પડી ગયા !
ધોબીડો ધુએ છે
પીરૂ અને-
મામાની જાન
વાડામાં
રોજનીશી
બાળકોનો બીરબલ-૨
મારી ગાય
કાળા હબ, કાળી દાઢી

## જીવનસમયની પગદંડી

સને ૧૮૮૫, ૧૫મી નવેમ્બર, જન્મ: ચિતળ મુકામે.
૧૮૯૭ પ્રથમલગ્ન સ્વ૦ હરિબહેન સાથે
૧૯૦૬ દ્વિતીય લગ્ન શ્રી જડીબહેન સાથે
૧૯૦૭ પૂર્વ આફ્રિકા પ્રયાણ
૧૯૦૯ સ્વદેશ પાછા આવ્યા
૧૯૧૦ મુંબઈમાં કાયદાનો અભ્યાસ
૧૯૧૩ હાઈકોર્ટ પ્લીડર : વઢવાણકૅમ્પ
૧૯૧૩ શ્રી નરેંદ્રભાઈનો જન્મ
૧૯૧૫ દક્ષિણામૂર્તિ ભવનના કાયદાના સલાહકાર
૧૯૧૬ દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવનમાં જોડાયા
૧૯૨૦ બાલમંદિરની સ્થાપના
૧૯૨૨ ટેકરી ઉપરના બાલમંદિરનું ઉદ્ઘાટન પૂ. કસ્તુરબાના શુભ હસ્તે
૧૯૨૫ પ્રથમ મૉન્ટીસોરી સંમેલન, ભાવનગર
૧૯૨૫ પ્રથમ અધ્યાપનમંદિર
૧૯૨૮ દ્વિતીય મૉન્ટીસોરી સંમેલન, અમદાવાદ. પ્રમુખ શ્રી ગિજુભાઈ
૧૯૩૦ સત્યાગ્રહ સંગ્રામમાં; હિજરતી માંડવામાં નિવાસ: વાનર પરિષદ, સુરત
૧૯૩૬ દક્ષિણામૂર્તિ ભવનમાંથી મુક્ત થયા
૧૯૩૬ કરાંચી બાળમેળાના પ્રમુખ: કચ્છનો પ્રવાસ
૧૯૩૭ સન્માનથેલી અર્પણ
૧૯૩૮ રાજકોટમાં ઉઘડ્યું અધ્યાપનમંદિર
૧૯૩૯ અવસાન: મુંબઈ: તા. ૨૩ મી જૂન